શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાળા-૧૮

# સમીસાંજનો ઉપદેશ

[શ્રી દશવૈકાલિકસૂત્ર]

સંપાદક

ગોપાલદાસ જીવાભાઈ પટેલ

सोच्चा जाणइ कल्लाणं सोच्चा जाणइ पावगं ।
उभयंपि जाणए सोच्चा जं छेयं तं समायरे ॥

જ્ઞાની પુરુષો પાસેથી સાંભળીને કલ્યાણ તેમ જ પાપ સ્વરૂપ જાણી શકાય છે. જ્ઞાનીઓ પાસેથી તે બંનેનું જ્ઞાન મેળવીને જે શ્રેય હોય તે આચરવું. અ૦ ૪-૧૧ ]

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
c/o ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# અનુક્રમણિકા

## ખંડ ૧લો

### દશ અધ્યયનો



## ખંડ ૨જો

### પૂર્તિઓ

# ઉપોદ્‌ઘાત

## ૧

આ ગ્રંથ આર્ય શય્યંભવસ્વામીએ રચેલ સુપ્રસિદ્ધ 'દશવૈકાલિક' સૂત્રનો છાયાનુવાદ છે. શય્યંભવસ્વામી મહાવીર પછી ૯૮ વર્ષે સ્વર્ગવાસ પામ્યા હતા. તેમના ગ્રંથ ઉપર નિર્યુક્તિ[૧] લખનાર ભદ્રબાહુસ્વામી તેમના વિષે તથા તેમના ગ્રંથ વિષે જે માહિતી આપે છે, તે જૂનામાં જૂની હોઈ, આપણે પ્રથમ તેને જાણી લઈએ.

"શય્યંભવસ્વામી ગણધર[૨] હતા, જિન ભગવાનની મૂર્તિના દર્શન થતાં પ્રતિબોધ પામ્યા હતા. મનક નામના

---

૧ એટલે કે સૂત્ર તથા અર્થોની વ્યાખ્યા. सूत्रे (निर्युक्तानाम्) सम्बद्धानाम् सताम् अर्थानाम् व्याख्यारूपा युक्तियोजनम् — એવો અર્થ કરવામાં આવે છે. પરંતુ જે નિર્યુક્તિઓ અત્યારે ઉપલબ્ધ છે એમાં આ લક્ષણ ઘટતું નથી. તેમાં તો સૂત્રના ગમે તે શબ્દો લઈ તેમને માત્ર નામ સ્થાપના વગેરે અનુયોગદ્વાર યોજી આપ્યાં હોય છે. એટલે તે જ અર્થમાં નિર્યોજન સમજવું જોઈએ.

૨ મુનિઓના ગણને ધારણ કરનાર — ગણનાયક.

શકીએ છીએ કે, આચારાંગ, સ્થાનાંગ, અને સમવાયાંગ, તેમ જ ઉત્તરાધ્યયનસૂત્ર વગેરે અન્ય આગમગ્રંથોમાં આ ગ્રંથના ઘણાખરા અધ્યયનોનો વિષય મળી આવે છે.

પોતાની નિર્યુક્તિના છેવટના ભાગમાં ભદ્રબાહુ જણાવે છે કે "આર્ય મનકે આ અધ્યયન (શાસ્ત્ર) ૭ મહિનામાં શીખી લીધું અને એ ૭ મહિના જ દીક્ષિત જીવન ગાળીને તે શુભ ધ્યાનપૂર્વક મૃત્યુ પામ્યો. તે વખતે વૃદ્ધ શય્યંભવ આનંદાશ્રુ પાડવા લાગ્યા. તે જોઈ તેમના શિષ્ય યશોભદ્રે તેમને તેનું કારણ પૂછ્યું, અને શય્યંભવે તે કહી સંભળાવ્યું. પછી સંઘે તે બાબતમાં વિચાર કર્યો [અને એ અધ્યયનોને લુપ્ત ન થવા દેવા એવો નિર્ણય કર્યો] (ગાથા ૩૭૦ ૧)

ભદ્રબાહુએ માત્ર સૂચનરૂપે આપેલી આ માહિતીનો વિસ્તાર જાણવા માટે આપણે હરિભદ્રસૂરિએ (ઈ સ ૭૦૦ થી ૭૭૦) પોતાની દશવૈકાલિકસૂત્ર ઉપરની ટીકામાં તેમ જ હેમચંદ્રાચાર્યજીએ (ઈ સ ૧૦૮૯–૧૧૭૩) પરિશિષ્ટપર્વમાં આપેલી કથાઓ જોઈ લઈએ. તે બંને કથાઓમાં વિગતોનો ખાસ ફેર નથી. પરંતુ હરિભદ્રસૂરિની કથામાં જ્યાં કેટલુંક સંક્ષિપ્ત તેમ જ અણુકથ રહી જાય છે, ત્યાં હેમાચાર્યની કથા સ્પષ્ટ વિવરણ આપે છે. એટલે અહીં તો તે બંને કથાઓ મળીને થતી એક કથા જ આપીશું.

આચાર્યપરંપરામાં મહાવીર પછી ક્રમમાં બીજે નંબરે આચાર્યપદે આવનાર સુધર્મસ્વામી મહાવીરના નિર્વાણ પછી ૨૦ વર્ષે નિર્વાણ પામ્યા. તેમની પછી તેમના શિષ્ય જંબુસ્વામી આચાર્ય થયા. તે પણ મહાવીર પછી ૬૪

પુત્રના પિતા હતા અને તેમણે આ "શકાનિ
'પૂર્વ' ગ્રંથોમાથી[1] તારવી કાઢ્યો હતો [૧૪]

"પોતાના પુત્ર મનકને માટે આ શ
શય્યભવે તારવી કાઢીને, વિકાલે એટલે કે સાંજે
ગોઠવ્યા માટે આ ગ્રંથનું નામ 'દશકાલિક' છે [૧

'[૧૪ પૂર્વ' ગ્રંથોમાથી] આત્મપ્રવા૦ નામના
માથી તેમણે ધર્મપ્રજ્ઞપ્તિ [એટલે કે શ્રીહરિભદ્રસૂરિના
પ્રમાણે ચોથુ] અધ્યયન તારવી કાઢ્યુ 'કર્મપ્રવા૦
'પૂર્વ'માથી પિંડેષણા [એટલે કે પાચમુ] અધ્યયન
કાઢ્યુ 'સત્યપ્રવા નામના 'પૂર્વ' માથી તેમણે વા
[એટલે કે સાતમુ] અધ્યયન તારવી કાઢ્યુ અને
અધ્યયન તેમણે નવમા [એટલે કે 'પ્રત્યાખ્યાન'
'પૂર્વ'] માથી તારવી કાઢ્યા [૧૬ ૭]

શ્રીભદ્રબાહુસ્વામી ૧૮મી ગાથામા બીજો વિ
પણ જણાવે છે કે, 'અથવા, બાર 'અગ' ગ્રંથોમાથી
પોતાના પુત્ર 'મનક' ઉપર અનુગ્રહ કરવાને અર્થે આ
તારવી કાઢ્યો છે અગગ્રંથોમાથી અગિયાર અગગ્ર
હાલમા ઉપલબ્ધ છે અને ૧૨મુ અંગ કે જેમા
૧૪ પૂર્વગ્રંથોનો સમાવેશ થઈ જતો કહેવાય છે,
થઈ ગયેલુ છે તે ૧૧ અંગગ્રંથો ઉપરથી આપણ

[1] જૈનધર્મના પ્રાચીન ૧૪ ગ્રંથો જેના લોપથી જ થઈ ગયા કહેવાય છે પછીના વખતમા તેમને ૧૨મા દૃષ્ટિવાદમા સમાવી લીધાનુ કહેવાય છે પરંતુ તે બારમુ પણ પ્રાચીન કાળથી જ લુપ્ત થયુ મનાય છે

શાળએ ડીએ કે, આચારાંગ, સ્થાનાંગ, અને સમવાયાંગ, તેમ જ ઉત્તરાધ્યયનસૂત્ર વગેરે અન્ય આગમગ્રંથોમાં આ ગ્રંથના ઘણાખરા અધ્યયનોનો વિષય મળી આવે છે

પોતાની નિર્યુક્તિના છેવટના ભાગમાં ભદ્રબાહુ જણાવે છે કે "આર્ય મનકે આ અધ્યયન (શાસ્ત્ર) છ મહિનામાં શીખી લીધું અને એ છ મહિના જ દીક્ષિત જીવન ગાળીને તે શુભ ધ્યાનપૂર્વક મૃત્યુ પામ્યો તે વખતે વૃદ્ધ શય્યંભવ આનંદાશ્રુ પાડવા લાગ્યા તે જોઈ તેમના શિષ્ય યશોભદ્રે તમને તેનું કારણ પૂછ્યું, અને શય્યંભવે તે કહી સંભળાવ્યું પછી સંઘે તે બાબતમાં વિચાર કર્યો [અને એ અધ્યયનોને લુપ્ત ન થવા દેવા એવો નિર્ણય કર્યો] (ગાથા ૩૭૦૧)

ભદ્રબાહુએ માત્ર સૂચનરૂપે આપેલી આ માહિતીનો વિસ્તાર જાણવા માટે આપણે હરિભદ્ર સૂરિએ (ઈ સ ૭૦૦ થી ૭૭) પોતાની દશવૈકાલિકસૂત્ર ઉપરની ટીકામાં, તેમ જ હેમચંદ્રાચાર્યજીએ (ઈ સ ૧૦૮૮–૧૧૭૩) પરિશિષ્ટપર્વમાં આપેલી કથાઓ જોઈ લઈએ તે બંને કથાઓમાં વિગતોનો ખાસ ફેર નથી પરંતુ હરિભદ્ર સૂરિની કથામાં જ્યાં કેટલુંક સંદિગ્ધ તેમ જ અણકથ્યું રહી જાય છે, ત્યાં હેમાચાર્યની કથા સ્પષ્ટ વિવરણ આપે છે એટલે અહીં તો તે બંને કથાઓ મળીને થતી એક કથા જ આપીશું

આચાર્યપરંપરામાં મહાવીર પછી ક્રમમાં બીજે નંબરે આચાર્યપદે આવેલા સુધર્મસ્વામી મહાવીરના નિર્વાણ પછી ૨૦ વર્ષે નિર્વાણ પામ્યા તેમની પછી તેમના શિષ્ય જંબુસ્વામી આચાર્ય થયા તે પણ મહાવીર પછી ૬૪

વર્ષ નિર્વાણ પામ્યા. તેમના નિર્વાણ પછી આ ક્ષેત્રમાં આ કાળે[1] પણ કેવળજ્ઞાન બંધ થઈ ગયું. ત્યાર બાદ માત્ર શાસ્ત્રજ્ઞાન જ બાકી રહ્યું. તેથી જમ્બુસ્વામી પછીના[2] આચાર્યો કેવળજ્ઞાની કહેવાવાને બદલે 'શ્રુતકેવલી' કહેવાય છે. જમ્બુસ્વામી પછી તેમના શિષ્ય પ્રભવસ્વામી[3] આચાર્ય થયા.

પ્રભવસ્વામીએ જીવનના અંતિમ ભાગમાં પોતાની પાછળ આચાર્યનું સ્થાન લે તેવા યોગ્ય માણસની તપાસ કરવા માંડી. તેમને જૈન સંઘમાં તો કોઈ લાયક માણસ દેખાયો નહીં. એટલે તેમણે અન્યધર્મીઓમાં તપાસ કરવા માંડી. તો રાજગૃહ નગરમાં શય્યંભવ નામના બ્રાહ્મણ ગૃહસ્થ ઉપર તેમની નજર ઠરી. પરંતુ તે તો વેદવાદી હતો તથા યજ્ઞકાંડમાં જ લવલીન હતો. તેને તેની અજ્ઞાનદશામાંથી જગાડવા માટે પ્રભવસ્વામીએ પોતાના બે મુનિઓને તેના યજ્ઞમંડપમાં મોકલ્યા અને તેમને સૂચના આપી કે, તમારે ત્યાં જઈ તેની પાસે ભિક્ષા માગવી અને તે તમને (જૈન હોવાને કારણે) ભિક્ષા આપવાની ના પાડે ત્યારે ત્યાંથી નીકળતી વખતે 'अहो कष्टम् अहो कष्टम् तत्त्वं न ज्ञायते परम्' (આ માણસ પરમતત્ત્વ નથી જાણતો એ કેટલી દુઃખની વાત છે!) — એમ બોલવું.

---

1 ૨૧૦૦૦ વર્ષ પહોંચનારો દુષમા નામનો કાળ શરૂ.

2 સ્થૂલભદ્રસ્વામી સુધીના. પછી તો ૧૪ પૂર્વોનું જ્ઞાન પણ ક્રમે ઘટતું ગયું.

3 સુધર્મસ્વામી, જમ્બુસ્વામી અને પ્રભવસ્વામી વિષે વધુ માહિતી માટે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક પા. ૩૯.

દીધી છે' પેતો માણક આ માબતી પોતાના પિતાને મળવાની ઇચ્છાથી માન જણ્યાના વિના ચાલી નીકળ્યો ફરતો ફરતો તે ચપા નગરી નજીક આવી પહોંચ્યો ત્યારે દૈવયોગે શય્યંભવસ્વામી દિશાએ જવા બહાર નીકળ્યા હતા તેમની નજર તેના ઉપર પડતા તેમને તેના તરફ નૈસર્ગિક વાત્સલ્ય પ્રેમ ઉપજ્યો એટલે તમણે તેને પૂછયુ કે, તુ કોણ છે, અને કયાથી આવ્યો છે?' પેતાએ મરી વાત તેમને કહી તથા પૂછયુ 'તમે પણ જૈન માધુ દેખાઓ છો તો તમે મારા પિતાને જાણો છો? ને જો મન મળે તો મારે પણ સાધુ થઈને તમની પાસે રહવુ છે' ત્યારે શય્યંભવે તેને કહ્યુ કે, તે તો મારો પરમ મિત્ર છે અને અમને એ તુ શરીરથી પણ એક જ જાણ માટે તુ મારી પાસે જ દીક્ષા લઈ લે'

પેલો છોકરો કબૂલ થયો એટલે તેને લઈને શય્યંભવ અપાસરે આ યા અને તેને દીક્ષા આપી પછી યોગદૃષ્ટિથી જોતા તમને જણાયુ કે 'આ છોકરાનુ આયુષ્ય હવે છ મહિનાનુ જ છે એટલે તેને પદ્ધતિપૂર્વક બધા શાસ્ત્રો ભણાવવા નિરર્થક છે પછી તેમણે આવશ્યક કારણ માની,[1] 'પૂર્વ' ગ્રંથોમાથી આ જત વખતે આ 'દશ અધ્યયનો તારવી કાઢયા અને તે છોકરાને ભણાવ્યા તે છોકરાએ પણ શુદ્ધ ચિત્ત વડે એ અધ્યયનો ભણીને

---

[1] એવો નિયમ છે કે, જે છેલ્લો દશપૂર્વી શાસ્ત્રમાથી અવશ્ય સારોદ્ધાર કરે અને ચૌદ પૂર્વ જાણનાર મુનિ કોઈ ખાસ કારણ આવી પડે તો જ કરે

વ્યાખ્યા અને કેટલાં એક દશવૈકાલિકસૂત્રની ચૂળાઓરૂપે વ્યાખ્યા

પરંતુ, હરિભદ્રસૂરિ એ બે ચૂળાઓ ઉપરની પોતાની ટીકામાં પહેલી ચૂળા માટે તો આવી કશી તસ્થા આપતા જ નથી. માત્ર બીજી ચૂળામાં મૂળ સૂત્રમાં જ કેવળીએ કહેલ નાન્ય ચૂળા હવે કહું છું એવો ઉલ્લેખ હોવાથી તેની ટીકામાં હરિભદ્ર, બીજા કોઈને નામ લીધા વિના માત્ર નીચેની ટૂંક કથા આપે છે : "કોઈ અસહિષ્ણુ સંયત – મુનિ – ને આર્યાએ ચાતુર્માસ વખતે એક ઉપવાસ કરાવ્યો, પણ તે તો તે ઉપવાસ પૂરો કરતાં મરણ જ પામ્યો. પછી પોતે ઋષિહત્યા કરી એમ માની તે આર્યા ખિન્ન થઈ ગઈ. (મને દોષ લાગે કે નહીં) એ હું તીર્થકરને પૂછું એમ તેને વિચાર આવ્યો. તેની ભક્તિથી પ્રસન્ન થયેલી દેવતા તેને શ્રીસીમંધરસ્વામી પાસે લઈ ગઈ. ત્યાં જઈ તેમને પૂછ્યું. 'તારા ચિત્તમાં તેને મારવાનો ખ્યાલ નહોતો માટે તું તેનો વધ કરનારી ન ગણાય' — એમ કહી ભગવંતે તેને આ ચૂડા શીખવી." એટલે હરિભદ્રસૂરિ પણ બીજી ચૂળા જ આ રીતે સીમંધરસ્વામી પાસેથી આવી હોય એમ માનતા લાગે છે.

ભદ્રબાહુ પણ પોતાની નિર્યુક્તિમાં આ ચૂળાઓ સામેલ કરી તત્સ્થાનો ઉલ્લેખ કર્યા વિના[૧] માત્ર એટલું જણાવે છે

૧ આ કથન હરિભદ્રસૂરિની ટીકાવાળી દેવચંદ લાલભાઈવાળી દશવૈકાલિક સૂત્રની આવૃત્તિ મુજબ છે. તેમાં નિર્યુક્તિની કુલ ૩૭૧ ગાથાઓ આપી છે. નિર્યુક્તિના બીજા કોઈ પાઠમાં ૪૪૭ ગાથાઓ છે અને તેમાં છેલ્લી ગાથામાં આ બંને ચૂડાઓ સીમંધરસ્વામીએ આર્યાને શીખવી હતી તેમ જણાવ્યું છે.

નામનો અર્થ તો આ દલીલો નથી જ મનાવી શકતી. તો પછી ‘કાલિક’ નામનો અર્થ શો? આપણે તે પ્રશ્નનો જવાબ વિચારીએ. જૈન શાસ્ત્રગ્રંથોને ચાર વિભાગોમાં વહેંચી નાખવામાં આવે છે: દ્રવ્યાનુયોગ (તત્ત્વજ્ઞાનને લગતા), ચરણકરણાનુયોગ (આચારવિધિને લગતા), ગણિતાનુયોગ, અને ધર્મકથાનુયોગ. ચૂર્ણિકાર કહે છે (પા. ૨), ‘चरणकरणानुयोगो नाम कालियसुयम्’ એટલે કે જે ગ્રંથોમાં ચરણ (આચાર) અને કરણ (ભિક્ષાવિધિ) બતાવ્યાં હોય તે કાલિક શાસ્ત્ર કહેવાય. હવે દશવૈકાલિકસૂત્રમાં મુખ્યત્વે ચરણ અને કરણનું જ વર્ણન છે. એટલે તેને કાલિક ગ્રંથ કહી શકાય. અને એ રીતે આ દશ અધ્યયનો કાલિક કહેવાયાં હોય એમ માનવાજોગ છે.

પરંતુ નંદીસૂત્રમાં શાસ્ત્રોના કાલિક અને ‘ઉત્કાલિક’ એવા ભેદો જુદા જ કારણે પાડ્યા છે. જે ગ્રંથનું અધ્યયન દિવસના (ચાર ભાગમાંથી) પહેલા ભાગમાં અને રાત્રીના (ચાર ભાગમાંથી) પ્રથમ ભાગમાં—એમ સ્વાધ્યાય માટેના વિહિતકાળમાં જ થઈ શકે તે કાલિક; અને જે ગ્રંથનું અધ્યયન કરવામાં એવી કશી કાળમર્યાદા નથી તે ઉત્કાલિક. તે વિભાગવ્યવસ્થામાં દશવૈકાલિકસૂત્રને ઉત્કાલિક વિભાગમાં મૂકવામાં આવ્યું છે. આપણે ઉપર જોઈ આવ્યા કે આ ગ્રંથનું મૂળ નામ તો ‘દશકાલિક’ હતું અને તેનો અર્થ આચારવિધિ દર્શાવનાર દશ અધ્યયનો હતો. પરંતુ પછીથી જ્યારે નંદીસૂત્રમાં જણાવેલો કાલિક–ઉત્કાલિક વિભાગ પ્રચારમાં આવ્યો હશે ત્યારે દશકાલિક સૂત્ર

ઉત્કાલિક વિભાગમા મૂકવામા આવ્યુ હશે, ત્યારે તેનુ કાલિક નામ તેના ઉત્કાલિક વિભાગ સાથે અસગત લાગતા તથા તેનુ કાલિક નામ પડવાનુ મૂળ કારણ ભુલાઈ જતા, તેનુ નામ બદલાઈને 'દશવૈકાલિક' થઈ ગયુ હશે અને પછીથી વૈકાલિકનો અર્થ કરવાના પ્રસગ ઊભો થતા, કથા અનુસાર તેની રચના સાયકાળે (વિકાલે) થયેલી માની તે રીતે તેનો અર્થ કરવામા આવ્યો હશે

આ બધી જોતા તો કલ્પનાઓ જ છે એટલે આ અનુવાદ પૂરતુ તો સૂત્રનુ પ્રચલિત દશવૈકાલિક' નામ જ સ્વીકારીને આ અનુવાદનુ નામ 'મહાવીરસ્વામીનો ઉપદેશ' રાખ્યુ છે

આ સૂત્રને આગમગ્રથના 'મૂલસૂત્ર કહેવાતા વિભાગમા મૂકવામા આવ્યુ છે જૈન ધર્મગ્રથોમાથી બીજા બે ગ્રથોને[1] એ રીતે મૂલસૂત્ર કહેવામા આવે છે ઉત્તરાધ્યયનસૂત્ર અને આવશ્યકસૂત્ર હવે 'મૂલસૂત્ર' એટલે શુ એ વિષે ઘણા મત છે 'મૂલસૂત્ર' એટલે જેમા 'મૂળ શબ્દો' અર્થાત્ મહાવીરના પોતાના શબ્દો છે તે ગ્રથ—એવો અર્થ થાય છે કેટલાક એમ કહે છે કે જૈન ધર્મના અભ્યાસીને (નવા દીક્ષિતને) ભણવાના શરૂઆતના પ્રાથમિક ગ્રથો હોવાથી આ ગ્રથો 'મૂલસૂત્ર' કહેવાય છે દશવૈકાલિકસૂત્રને એ બને અર્થો એક રીતે

---

[1] પિંડનિર્યુક્તિ કે ઓઘનિર્યુક્તિને ચોથુ મૂલસૂત્ર કહેવામા આવે છે પણ તેના નામ ઉપરથી સૂચિત થાય છે તેમ મૂળે તે સ્વતત્ર ગ્રથ હોવાને બદલે આવશ્યકસૂત્રની નિર્યુક્તિ જ હશે

૧

લાગુ પડી શકે તેમ છે કારણ કે તે સળ પૂર્વગ્રંથોમાંથી જ કરેલા ઉતારારૂપ હોઈ, તેમાં મૂળ શબ્દો જ છે ઉપરાંત તેમાં સાધુજીવનનો આવશ્યક વિધિ ટૂંકમાં તથા સહેજે સમજાઈ જાય તે રીતે મૂકવામાં આવ્યો હોવાથી, તે ગ્રંથ શરૂઆતના અભ્યાસીને કામમાં આવે તેવો જ છે ઉપરાંત એ સૂત્રમાં મુમુક્ષુએ ખાસ ધ્યાનમાં રાખવાના બધા ધર્મોનો સંગ્રહ થયેલો હોવાથી તે સૂત્ર દિવસ અને રાત્રીના અધિકારો એટલે કે સમીસાંજે યાદ કરી જવા જેવું છે દશવૈકાલિકસૂત્રમાં (ચૂ૦ ૧-૧૨) જણાવ્યું છે કે ' સાધુએ પોતાના ધર્મોમાંથી શું આચર્યું છે અને હજુ શું આચરવાનું બાકી છે ' એ રોજ વિચારી જવું જોઈએ એ રીતે આ ગ્રંથ સમીસાંજે યાદ કરી જવાના ઉપદેશરૂપ પણ છે અને તેથી આ અનુવાદનું નામ, સમીસાંજે તારવેલો ઉપદેશ તેમ જ સમીસાંજે યાદ કરી જવાનો ઉપદેશ એમ બને અર્થોને સૂચિત કરે તેવું સમીસાંજનો ઉપદેશ રાખ્યું છે

૩

હવે આપણે દશવૈકાલિક સૂત્રના વિષય તરફ નજર કરીએ આપણે શરૂઆતમાં જોઈ આવ્યા કે, આ ગ્રંથ નાની ઉંમરના એક ભિક્ષુને ધર્મજીવનનું તત્ત્વ સમજાવવા માટે તારવી કાઢેલો છે, તેથી કરીને આમાં મુખ્યત્વે ભિક્ષુધર્મની જ વાત હોય એ સહેજે કલ્પી શકાશે આ સૂત્રના પ્રથમ શ્લોકમાં જ આચાર્યે ધર્મનું સ્વરૂપ સમજાવતાં કહ્યું છે કે ' ધર્મ એ જ પરમ મંગળ છે તથા અહિંસા, સંયમ અને તપ એટલે જ ધર્મ ' ગ્રંથના આ નાના

આગમોમા જ ધર્મનુ તમામ તત્ત્વ સમાની દેવા માગે છે અથવા કહો કે ગ્રથકારની નજરે જૈનધર્મ એટલે એ ત્રણ વસ્તુઓ છે અનગાર, ત્યા ગ્રથકર્તા ભિક્ષુના ધર્મની કે ગૃહસ્થના ધર્મની વાત નથી કરતા, પ નુ પરમ મગળરૂપ એટલે કે મનુષ્યનુ પરમ કલ્યાણ કરતા ધર્મની વાત કરે છે તોપણ તેમની દૃષ્ટિએ સપૂર્ણ ધર્મજીવનનો અર્થ ઉત્તમ ભિક્ષુજીવન જ છે એ માનવમા શકા નથી

ગ્રથકર્તા ધર્મનું ઉપર પ્રમાણે લક્ષણ બાધીને તરત જ પછીના શ્લોકમા એ ધર્મને અનુસરવા ઇચ્છનારનો આચાર કેવા બેમે છે તેમા મુખ્યત્વે આતર-બાહ્ય સંબંધોનો ત્યાગ, ભિક્ષાચર્યા અને તપાચરણ એ ત્રણ વસ્તુઓનુ વિધાન છે અને ઉપર જણાવેલી ધર્મની વ્યાખ્યામાથી એ વસ્તુ જ ફલિત થઈ રહી છે જે અહિંસા એ ધર્મનુ પ્રથમ પગથિયુ હોય, તો પોતાના શરીરના સુખોપભોગ નિભાવ માટે કરવામા આવતી હિંસાનો ત્યાગ પ્રથમ જ વિચારવો જોઈએ જ્યા સુધી શરીર અને તેના સુખના સાધનોની કામના છે, ત્યા સુધી અન્ય જીવોના ઉપમ પૂર્વક તે સુખોની પ્રાપ્તિ માટેની પ્રવૃત્તિ અનિવાર્ય છે તેથી સુખોપભોગની કામનાનો, અને નિર્દોષમા પણ સુખોપભોગનો જેટલા અશ છે તેટલા પૂરતો તેના પણ સયમ આવશ્યક જ છે અને એક વાર એ આતરિક સયમ આવ્યો, તેની સાથે જ કામનાઓ પૂરી કરવા માટે સ્વીકારેલા ધન-ધાન્યાદિ પરિગ્રહનો પણ સયમ અર્થાત્ ત્યાગ આવીને ઊભો જ રહ્યો જ્યા સુધી ત્રાપુત્રાદિ પરિગ્રહ છે, ત્યા સુધી અહિંસા અને સયમનુ યથાર્થ પાલન જ શક્ય નથી, એવી આચાર્યશ્રીની સ્પષ્ટ માન્યતા છે

આમ શરીરના સુખોપભોગ માટેની પ્રવૃત્તિ ભલે છોડી, પરંતુ શરીરના નિર્વાહનો પ્રશ્ન તો ઊભો જ રહ્યો. શરીરનો નાશ કરવાથી જો જીવનનો હમેશને માટે અંત આવી શકતો હોત તો તો અહિંસા અને સંયમનું યથાર્થ પાલન કરવાનો એકમાત્ર રસ્તો આત્મહત્યા જ રહેત. પરંતુ જ્યાં સુધી પૂર્વકર્મોનું બંધન જીવ ઉપર છે ત્યાં સુધી જીવને ફરી ફરી શરીરધારણ થવાનું જ. એટલે નવાં કર્મ ઊભાં થતાં અટકાવવાં એ જ બસ નથી પરંતુ ફરી જન્મ ન થાય એમ કરવું એ આવશ્યક છે. પરંતુ પૂર્વકર્મનો નાશ કરવાનો રસ્તો તો (નવાં કર્મ ઊભાં ન થાય તે રીતે) તપાચરણ જ છે. એટલે એ તપાચરણ માટે શરીરને જીવતું તો રાખવું જોઈએ. તો પછી શરીરનિર્વાહનો અહિંસક અને સંયમી રસ્તો કયો? આચાર્ય કહે છે કે તેનો રસ્તો ભિક્ષાચર્યા જ છે.

પરંતુ અહીં આગળ પ્રશ્ન ઊઠી શકે કે ભિક્ષાચર્યાથી જીવવું એ પણ એક રીતે અર્થોપાર્જનની હિંસાનો બોજો પોતાને માથેથી ઉતારીને બીજાને માથે નાખવારૂપ જ ન થયું? અને એમ કરીનેય એ હિંસામાંથી વસ્તુતાએ છૂટાયું ક્યા રીતે? આ પ્રશ્નની રસિક ચર્ચા બ્રહ્મા સ્વામીએ જ પોતાની નિર્યુક્તિમાં કરેલી છે. તેનો ટૂંકસાર આ અનુવાદમાં પ્રથમ અધ્યયનને અંતે નોંધમાં આપ્યો છે. તેમાં જણાવ્યું છે કે ભિક્ષુ પોતાનો બોજો ગૃહસ્થ ઉપર નથી નાખતો. કારણકે ગૃહસ્થ કાંઈ ભિક્ષુને માટે જ કમાવાની કે રાંધવાની પ્રવૃત્તિ નથી કરતો. તેની તો એ પ્રકૃતિ જ છે કે, પોતાને અને પોતાના માટે કમાવું અને રાંધવું. ભિક્ષુ તો એ

રાંધેનામાથી 'વધેલુ અને 'નિરુપયોગી' માગી લાવીને જ ઉગે છે, અને તેવુ ન મળે તો ક્ષુધાની વેદના સહન કરે છે, પરતુ કાંઈ સંજોગોમા પોતાને માટે તૈયાર કરેલુ કે આણેલુ લીમડતો નથી અરે તે તો પીવાનુ પાણી પણ ગીતુ જળાશયમાથી નથી લેતો પરતુ ગૃહસ્થોએ ગોળ વગેરેના વાસણ ધોવામા કે રાધતા પહેલા ચોખા વગેરે ધોવામા વાપરેલું તથા નિર્જીવ થયેલુ ધોવણ માગી લાવીને જ તેના વડે તૃષ્ણા છિપાવે છે નાહવાનો તો તેણે આજીવન ત્યાગ જ કરેલો છે તેમજ, મો ધોવાની, દાત સાફ કરવાની તથા હાથપગ ધોવાની બીજી પ્રવૃત્તિનો પણ તેણે ત્યાગ કરેલો છે તેનો મુકામ પણ ગામબહાર ગૃહસ્થોના ખાલી પડેલા ઉદ્યાનો ઉદ્યાનગૃહો કે લુહાર વગેરે કારીગરોની ગજે ખાલી પડી રહેતી કોઢ ? નમેલાઓ જ છે આમ ગૃહસ્થોએ પોતાના માટે તૈયાર કરેલી પણ પછી નિરુપયોગી થયેલી કે વધેલી વસ્તુઓ વડે જ તે શરીરનિર્વાહ કરે છે

જો કે આની સામે પણ એવો પ્રશ્ન ઊઠી શકે કે ધર્મ તો બધાને જ માટે હોવો જોઈએ અને તમે પણ તે ધર્મ બધા જ પાળે એમ ઇચ્છો છો તથા તે રીતનો પ્રચાર પણ કરો છો તો પછી બધા જ લોકો ધર્મનું પાલન કરવા ઇચ્છે, તો તેમને અહિંસક એવી આજીવિકા તમે કઈ બતાવી ? બધા જ ભિક્ષુ બને, તો ભિક્ષાચર્યા જ સભવિત નથી!

આનો જવાબ જૈનધર્મની એક આવશ્યક શરતમાથી મળે છે જૈનધર્મ એવુ કહે છે કે, શરીરના નિભાવ અર્થે લીધેલી વસ્ત્ર, પાત્ર પુસ્તક, વગેરે આવશ્યક સામગ્રી એ પરિગ્રહ નથી તે નિયમની રૂએ જ એમ કહી શકાય છે કે, જીવનના

દેહદમનની બીજી અનેક વસ્તુઓ ઉપરાંત મુખ્યત્વે ચિત્તનિરોધ રૂપી ધ્યાનનો જ સમાવેશ થાય છે. ચોથા અધ્યયનને અંતે જણાવ્યું છે કે, "જ્યારે તે પોતાના મન વાણી કાયાના વ્યાપારોનો નિરોધ કરી શૈલ જેવી નિશ્ચલ 'શૈલેશી' દશા પ્રાપ્ત કરે છે, ત્યારે તે સર્વ કર્મોનો ક્ષય કરી નિરંજન બની, સિદ્ધગતિ પ્રાપ્ત કરી, શાશ્વત સિદ્ધ બને છે." એ તપાચરણ અથવા ધ્યાન એવી વસ્તુ છે કે તે પોતાને માટે મનુષ્યનો આખો સમય અને તમામ શક્તિ માગી લે છે. અને તેથી જ તેનું સર્વથા પાલન કરવાની ઇચ્છાવાળાને સામાજિક પ્રવૃત્તિઓનો ત્યાગ આવશ્યક થઈ પડે છે. કેટલાક જૈન ગૃહસ્થોએ પણ ધ્યાનની ઊંચી કક્ષાઓ પ્રાપ્ત કર્યાના દાખલા શાસ્ત્રમાં છે. પરંતુ તે દાખલાઓમાં પણ તે તે ગૃહસ્થે પોતાની બધી પ્રવૃત્તિ છોડી દીધાનો અથવા ઓછી કરી દીધાનો જ ઉલ્લેખ છે. એટલે કે એક પ્રકારના સંન્યાસ વિના તપ—ધ્યાનનો માર્ગ સાધવો મુશ્કેલ છે, એવી માન્યતા પ્રાચીન કાળથી ચાલી આવે છે.

તેની સામે પણ એવો પ્રશ્ન ઊભો થઈ શકે કે પોતાના કલ્યાણને અર્થે પોતાના જીવનનિર્વાહની આવશ્યક પ્રવૃત્તિનો બોજો બીજા ઉપર નાખવાની ભાવના સમાજની દૃષ્ટિએ હિતકર છે કે કેમ. પણ એ વાંધો તો, સમાજની પ્રવૃત્તિ માત્રમાંથી દાણા જ પારખવા જોઈએ' એ જાતનો છે. સમાજ જો ભૌતિક જીવનને ઉપયોગી સાધનો શોધવા પાછળ જીવનનો સંપૂર્ણ વખત અને શક્તિ અર્પનાર શોધકોને પોષી શકતો હોય તો જીવનના અંતિમ પ્રશ્નોના ઉકેલ માટે સર્વસ્વ ત્યાગનાર વીરોને પોષવામાં તેને શો વાંધો હોઈ શકે? ઊલટું,

દેહ મનની બીજી અનેક વસ્તુઓ ઉપરાંત મુખ્યત્વે ચિત્તનિરોધ રૂપી ધ્યાનનો જ સમાવેશ થાય છે. ચોથા અધ્યયનને અંતે વર્ણાવ્યું છે કે, "જ્યારે તે પોતાના મન વાણી કાયાના વ્યાપારોનો નિરોધ કરી શૈલ જેવી નિશ્ચલ 'શૈલેશી' દશા પ્રાપ્ત કરે છે, ત્યારે તે સર્વ કર્મોનો ક્ષય કરી નિરંજન બની, સિદ્ધગતિ પ્રાપ્ત કરી, શાશ્વત સિદ્ધ બને છે." એ તપાચરણ અથવા ધ્યાન એવી વસ્તુ છે કે, તે પોતાને માટે મનુષ્યનો આખો સમય અને તમામ શક્તિ માગી લે છે અને તેથી જ તેનું સર્વથા પાલન કરવાની ઉત્કંઠાવાળાને સામાજિક પ્રવૃત્તિઓનો ત્યાગ આવશ્યક થઈ પડે છે. કેટલાક જૈન ગૃહસ્થોએ પણ ધ્યાનની ઊંચી કક્ષાઓ પ્રાપ્ત કર્યાના પ્રસંગો શાસ્ત્રમાં છે; પરંતુ તે પ્રસંગોમાં પણ તે તે ગૃહસ્થે પોતાની બધી પ્રવૃત્તિ છોડી દીધાનો અથવા ઓછી કરી દીધાનો જ ઉલ્લેખ છે. એટલે કે, એક પ્રકારના સંન્યાસ વિના તપ-ધ્યાનનો માર્ગ સાધવો મુશ્કેલ છે, એવી માન્યતા પ્રાચીન કાળથી ચાલી આવે છે.

તેની સામે પણ એવો પ્રશ્ન ઊભો થઈ શકે કે, પોતાના કલ્યાણને અર્થે પોતાના જીવનનિર્વાહની આવશ્યક પ્રવૃત્તિનો બોજો બીજા ઉપર નાખવાની ભાવના સમાજની દૃષ્ટિએ હિતકર છે કે કેમ. પણ એ વાંધો તો, 'સમાજની પ્રવૃત્તિ માત્રમાંથી દાણા જ પાકવા જોઈએ' એ જાતનો છે. સમાજ જો ભૌતિક જીવનને ઉપયોગી બાબતો શોધવા પાછળ જીવનનો સંપૂર્ણ વખત અને શક્તિ અર્પનારા શોધકોને પોષી શકતો હોય, તો જીવનના અંતિમ પ્રશ્નોના ઉકેલ માટે સર્વસ્વ ત્યાગનારા વીરોને પોષવામાં તેને શો વાંધો હોઈ શકે? ઊલટું,

તેવા વીરોનો પ્રવાહ અખંડ ચાલુ રહે તો જ ગૃહસ્થો પણ પોતાના પરિગ્રહ અને પ્રવૃત્તિમય જીવનનું કાંઈક સમતોલપણું જાળવવા પ્રયત્નશીલ રહે. તેથી જ ગૃહસ્થો એવા સાધુ સમુદાયને પોષવામાં ધર્મ અને પુણ્ય સમજે છે. પરંતુ ગૃહસ્થો એ રીતે ભિક્ષુમાત્રને પોષવા મંડી જાય, તો ઘણા પ્રમાદી અથવા બિનઅધિકારી લોકો પણ ભિક્ષુ બનવા લાગી જાય. તેથી મહાવીર ભગવાને શુદ્ધથી જુદા પડી, સાધુને ઉદ્દેશીને તૈયાર થયેલી વસ્તુઓ ન જ સ્વીકારવાની, અને તેથી રીતે ગૃહસ્થોના નિમંત્રણો હરગિજ ત્યાગ કરવાની આવશ્યકતા માની અને સાધુએ તો ગૃહસ્થોના વધેલાઘટેલા પદાર્થોથી જ આજીવિકા ચલાવવી એવો વિધિ ચાલુ કર્યો.

અલબત્ત, આ બધું એવાં એકાંતિક ભિક્ષુસંસ્થાનું સમર્થન કરવાનો નથી જ. ગૃહસ્થ અને ભિક્ષુ એ બે વર્ગો જુદા પડી જવાથી ગૃહસ્થોમાં અતિ એવી કલ્પના રૂઢ થતી જાય છે કે અહિંસાદિ ધર્મનું પાલન કે જીવનના અંતિમ પ્રશ્નો ઉકેલવાનો પુરુષાર્થ ભિક્ષુવર્ગ માટે જ શક્ય છે. અને ગૃહસ્થે તો તે બધી બાબતોની પરવા છોડવે જ છૂટકો. બીજી બાજુ ભિક્ષુસમુદાયમાં પણ જીવનનિર્વાહની પ્રવૃત્તિનો બોજો ઊતરી જવાથી આળસ, પ્રમાદ, તથા નિરર્થક બાબતોમાં પ્રવૃત્તિશીલ થવાનો સંભવ વધતો જાય છે. ઉપરાંત જીવન સાથેનો મુખ્ય સંબંધ જ છૂટી જઈ મિથ્યા કલ્પનાઓ અને વિવાદોમાં જ ચડી જવાનો સંભવ વધી જાય છે. વળી અહિંસક જીવનનિર્વાહ સાધવાની ઇચ્છાથી તે પ્રવૃત્તિનું પાપ અને પરિશ્રમ બીજા ઉપર ઓઢાડી તેનું ફળ

લેવાની અસામાજિક વૃત્તિ ઉગ્ર થતી જવાનો સભર રીમા થાય છે અને અત્યાગના જૈન આચારમા તે વૃત્તિ તેની હીનમા હીન કક્ષાએ પહોચેલી જેવા પણ મળે છે એટલે સમાજજીવન અને તેના પુરુષાર્થોની કલ્પના જ એવી રીતે કરવી જોઈએ કે જેથી સમાજને આવશ્યક નવી પ્રવૃત્તિઓ દ્વારા ધર્મનુ પાલન તેમજ સમાજનુ 'ધારણપોષણ' શક્ય બને અને ગીતાનો નિષ્કામ કર્મમાર્ગ એવો જ કાર્યક ઉદ્દેશ સાધવાનો પ્રયત્ન હોય એમ વાચ્યા વિના નથી રહેતુ

જે જમાનામા પશુપાલીઓના ગોપણથી જીવનસગ્રામ મહુ તીવ્ર બની ન ગયો હોય અને ભૂમિ તેમજ કુદરતની મહેરબાનીથી મગધ જેવા ભાગોમા ખેતી વગેરેથી આજીવિકા ચલાવવી એ મહુ સહેલી વસ્તુ હોય, ત્યાર ઉપરની ભાવના પ્રમાણે ચાલનારો કોઈ ભિક્ષુસમુદાય હોય તો તે અસામાજિક કે સમાજવિરોધી છે એમ ન કહેવાય સમાજનો અમુક વર્ગ જીવનસગ્રામમા હરીફાઈ કરવાને બદલે માત્ર જીવનનિર્વાહ પૂરતુ જ ભીખારીને જીવવા તત્પર થાય, એ વસ્તુ ખેતીપ્રધાન સમાજમા તો એક પ્રકારની આર્થિક આવશ્યકતારૂપ પણ ગણાય અલબત્ત એ વસ્તુ અમુક કાળ કે અમુક ક્ષેત્ર પૂરતી જ સાચી ગણાય મુશ્કેલી ત્યારે જ ઊભી થાય છે, જ્યારે પરિસ્થિતિ બદલાય ત્યારે પણ આચારધર્મની આવી ગૌણ બાબતોને અચલ સિદ્ધાતની પેઠે વળગવાનો પ્રયત્ન કરવામા આવે

અસ્તુ, ભિક્ષાચર્યાના પ્રશ્નની આ ગીતની આટલી ચર્ચા અહી કરી લીધી તેનુ એક કારણ ઉપર જણાવ્યુ તેમ આ રીતની ચર્ચા બદ્ધમાનને જ પ્રાચીન સમયમા કરવી પડી હતી

તે છે હવે આપણે આગળ ચાલીએ પ્રથકતાએ અહિંસા,
સંયમ અને તપની વ્યાખ્યા વિગતો આપવા એમ પણ
કેમાણે પ્રયત્ન કર્યો નથી અને તે યોગ્ય જ કર્યું છે કારણ
કે એ શબ્દોનો અર્થ આપી તેમને અમુક જડ કે ચોક્કસ
વિગતોમા જ નિયંત્રિત કરી દો એટલે તે શબ્દોમા ભાવના
રૂપે આખા જીવનને વ્યાપવાની જે શક્તિ છે, તે ચાલી જ
જાય અને પછી જીવનના વિકાસ સાથે એ વિગતોની
મર્યાદા વિકસાવવાનો પ્રશ્ન ઊભો થતા નિયમોના અર્થ
અર્થભેદો અને વિકલ્પોના જટિલ તંત્રમા જ જીવન ગૂંચવાઈ
જઈ, જીવનમાથી ધર્મ, કે ધર્મમાથી જીવન જ નષ્ટ થઈ
જાય એ બાબતમા આચાર્યશ્રી, સામાન્ય આચાર્યપણામાથી
મુક્ત થઈ શક્યા છે તેથી જ તે કહી શકે છે કે પ્રથમ
જ્ઞાન અને પછી દયા

પરંતુ તે જ્ઞાન એટલે માત્ર શાસ્ત્રજ્ઞાન નહી કારણ કે
ગમે તેટલુ શાસ્ત્રજ્ઞાન પણ સાચી ધાર્મિકતા ન પ્રગટાવી શકે
સાપ્તાહિક બોર્ડિંગો કે શાળાઓ દ્વારા માહિતીમાત્ર અપાતુ શાસ્ત્ર
જ્ઞાન આપી ધાર્મિક કેળવણીનો પ્રશ્ન હલ કરવા ઇચ્છતા લોકોને
આચાર્યશ્રીએ આ ગ્રંથમા આપેલો યોગક્રમ જીવનચર્યારૂપ તેમજ
માર્ગદર્શક થઈ પડશે દશમા ‘વિનય’ અધ્યયનમા તે જણાવે
છે કે મૂળમાથી જેમ વૃક્ષનુ થડ, શાખાઓ પાન પુષ્પ
ફળ અને ફળનો રસ નિષ્પન્ન થાય છે તેમ ‘વિનય’ ધર્મરૂપી
વૃક્ષ નિષ્પન્ન થવાનુ મૂળ છે આ વિનય તે આજના પ્રચલિત
અર્થમા નમ્રતા કે શિષ્ટાચાર નથી પણ જે જે બાબતોથી
આત્માના સ્વાભાવિક ગુણોનું (વિસર્ગો) વિનયન એટલે કે
પ્રગટીકરણ થાય તે બધી તેમનુ વિનાશથી ગ્રહણ કરવા

માટે તે એક આખું (૯મું) અધ્યયન રોકે છે આમાં વિન-
નયપૂર્વક સદ્ગુરુનો સહવાસ અને વિવિધ પ્રકારનું [illegible]
મેળવવાનો મુખ્યત્વે સમાવેશ થાય છે તેમાંથી [illegible]
અહીં પુનરુક્તિ કરવી આવશ્યક નથી પણ એ વીત-
સદ્ગુરુના સાંનિધ્યમાં વાસો વખત ગાળવાથી [illegible]
અહિંસા, સંયમ અને તપ એ ધર્મનું સાચું મૂળ આધાર અને
તેમાંથી સાચું ધાર્મિક જીવન ઘડાય છે આ બધું [illegible]
હોવાથી જ આચાર્ય શય્યંભવે મનક નામના પોતાના [illegible]
તેની પોતાની આગળ કે યશોભદ્ર વગેરે પોતાના શિષ્યો
આગળ પ્રગટ કર્યો નહોતો. નહીં તો આચાર્ય [illegible]
તે બધા શિષ્યો તેની સેવામાં જ લાગી જાત, અને મનક
પોતે પણ શય્યંભવના સહવાસનો યથાયોગ્ય લાભ ન ઉઠાવી
શકત. એટલે એક રીતે એમ કહી શકાય કે, ધાર્મિક
કેળવણી માટે અજ્ઞાતક્રમ [illegible] ધાર્મિક
ગુરુના સહવાસમાં તિતિક્ષાયુક્ત જીવન ગાળવું જ આવશ્યક છે
બીજા શબ્દોમાં કહીએ તો પુસ્તક કરતાં ગુરુની જરૂર વધારે
છે અને એટલે જ અંગે ધર્મ જાણવા [illegible] શિષ્યની
પણ જરૂર વધારે છે

ઉપર જણાવેલા ૯મા અધ્યયનના ચોથા ઉદ્દેશકમાં
બતાવેલી આખી સમાધિ-ભાવના ચાર અંગોમાં વહેંચી
દીધી છે ને ચાર અંગો તે વિનય, શ્રુત તપ અને આચાર
'વિનય'માં ગુરુ પાસે રહી તેમની સેવાશુશ્રૂષા દ્વારા પ્રાપ્ત
કરવાની સર્વતોમુખી કેળવણીનો સમાવેશ થઈ જાય છે
'શ્રુત' એટલે શાસ્ત્રાભ્યાસ 'તપ' એટલે તિતિક્ષા, નિગ્રહ
અને ધ્યાન તથા 'આચાર' એટલે અહિંસક જીવનનિર્વાહ

આનો અર્થ એ થયો કે સત્પુરુષની સોબતમાં રહી, સંયમી, તિતિક્ષાપૂર્ણ, અને અહિંસક જીવન ગાળી આત્મજ્ઞાન પ્રાપ્ત કરો, અને ધ્યાનપ્રક્રિયા સાધો એ જ આખી ધાર્મિક કેળવણીનું મૂળ છે. આખા ગ્રંથનો બાકીનો ભાગ એ વસ્તુ જ જુદી જુદી રીતે વિસ્તારથી રજૂ કરે છે.

આચાર્યશ્રીને પોતાના અલ્પવયસ્ક પુત્રના હૃદયમાં ધર્મજીવનનું મૂળ નાખવું છે, તેને શાસ્ત્રપંડિત બનાવવાનો વખત જ તેમની પાસે નથી. એ રીતે દરેક ધર્મજિજ્ઞાસુને પોતના વખતની કિંમત તેવી જોઈએ એવો હોય છે. મુમુક્ષુ તો મરણને હંમેશા નજીક આવેલું જાણીને જ વર્તે છે. એ જ વસ્તુને ગ્રંથમાં આડકતરી રીતે સૂચવવામાં આવી છે. આમ વખતનો ખ્યાલ જેને છે અને તેથી જ તદ્દન આવશ્યક બાબતો જ જેને ચર્ચવી છે એવા આચાર્યે સામાન્ય શાસ્ત્રગ્રંથ કે વ્યાખ્યાનગ્રંથમાં આવતી સૈદ્ધાંતિક વિગતો કે વ્યાખ્યાઓની જટિલતાઓને આ ગ્રંથમાં પેસવા જ નથી દીધી. પગપાળો મુસાફર ભાથાની પોટલીમાં જેમ આવશ્યક વસ્તુઓ જ સાથે રાખે, તેમ આ ગ્રંથમાં મુમુક્ષુનું પાથેય સંઘરવાનું કામ આચાર્યે કર્યું છે. અને તેથી જ આ ગ્રંથ સાચા અર્થમાં રોજ નાહીને પાઠ કરી જવાનો 'ઉપદેશ' છે.

એ પ્રાચીન ગ્રંથ આધુનિક ગુજરાતી વાચકવર્ગને વધુ સુગમ થાય તે આશાથી આ અનુવાદ પ્રસિદ્ધ કર્યો છે. આ માળાના અન્ય ગ્રંથોની જેમ આ ગ્રંથમાં પણ સુનિયત શબ્દસૂચિ, નોંધ, ટિપ્પણ વગેરે ઉમેર્યાં છે. તેથી તેની ઉપયોગિતા વધશે એવી આશા છે.

## ૧

## પરમ મગલ

ધર્મ[1] એ પરમ મગલ[1] છે અહિંસા, સયમ અને તપ રૂપી ધર્મમા જેનુ મન સદા લાગેલુ છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે [૧]

તેથી, સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પુરુષો સયમ વડે આતર અને બાહ્ય ગ્રથીઓ છેદી, તપસ્યા પરાયણ બની, ભમરો જેમ પુષ્પને જરા પણ પીડ્યા વિના તેમાથી રસ પી તૃપ્ત થાય છે, તેમ બીજાએ આપેલી, તથા પોતે માગીને મેળવેલી નિર્દોષ ભિક્ષાથી નિર્વાહ કરતા વિચરે છે [૨–૩]

---

૧ 'मग्यत साध्यत हितमनन'—જેનાથી કલ્યાણ અથવા હિત સધાય છે તે મગલ —હરિ૦

શકે છે કારણ કે જ્યારે જીવ અને અજીવ એ બંને તત્ત્વોને (જ્ઞાની પાસેથી) જાણે છે, ત્યારે સર્વ જીવોની (પોતપોતાના કર્મો અનુરૂપ) અનેકવિધ ગતિને જાણે છે, તથા તે ગતિના કારણરૂપ પુણ્યપાપને તેમ જ બંધ મોક્ષને જાણે છે પછી તેને વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, અને તે સર્વ સંબંધોનો ત્યાગ કરી ત્યાગી થાય છે, પાપકર્મોનો નિરોધ કરે છે, ઉત્તમ ધર્મનું (તપનું) સેવન કરે છે અને એ રીતે અજ્ઞાનથી એકઠી કરેલી કર્મ-રજ ખંખેરી નાખીને સિદ્ધ થાય છે

એટલે કે, અહીં અહિંસાનો અર્થ માત્ર જીવહિંસાનો ત્યાગ નથી સમજવાનો પરંતુ જીવાજીવના સ્વરૂપના જ્ઞાનથી નીપજેલું તત્ત્વજ્ઞાન, તથા તેને પરિણામે પોતાનું શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કરવા અખત્યાર કરેલા સંયમ અને તપની સહચારી એવી અન્ય જીવો પ્રત્યે અનુકંપા, એવો વિશાળ અર્થ સમજવાનો છે જ્યાં સુધી અજ્ઞાનથી પોતાના વિષે ભોક્તાપણું માન્યું છે, ત્યાં સુધી અન્ય પ્રાણીઓનું ભોગ્યપણું ભૂલી શકાતું નથી પરંતુ જ્યારે જીવનું સાચું નિજસ્વરૂપ સમજાય છે, ત્યારે અન્ય પદાર્થો પ્રત્યે ભોગ્યપણાની બુદ્ધિ નિવૃત્ત થાય છે, અને અન્ય જીવો પ્રત્યે પણ આત્મૌપમ્ય જન્મે છે એ આત્મૌપમ્યના અનુભવથી જ પોતાને માટે અન્ય જીવને દુઃખ દેવાની વૃત્તિ નિર્મૂળ થઈ જાય

દશમા અધ્યયનના સાતમા શ્લોકમાં જ્ઞાન સંયમ અને તપ એ ત્રણેનો ઉલ્લેખ છે, એ પણ અહીં ધ્યાનમાં રાખવા જેવો છે માત્ર જીવહિંસાના ત્યાગનો તો સંયમમાં પણ સમાવેશ થઈ જઈ શકે જૈન ગ્રંથોમાં 'છયે જીવવર્ગોની

ભિક્ષા આપે છે એટલે સાધુઓને પણ તે રાધવાની ક્રિયા નિમિત્તે થતો દોષ લાગે જ કહ્યું છે કે, માંસ ખરીદનાર, માંસ ખાનાર અને માંસ માટે જીવોને મારનાર એ ત્રણે સરખા દોષપાત્ર છે તેનો જવાબ એ છે કે, વરસાદ વરસે છે તેથી ઘાસ ઊગે છે પરંતુ તેથી એમ ન કહેવાય કે, ઘાસને માટે વરસાદ વરસે છે તે જ પ્રમાણે ઘાસ પણ મૃગો માટે ઊગતું નથી, કે વૃક્ષ પણ ભમરાઓ માટે ફૂલ ધારણ કરતા નથી કોઈ એમ કહે કે, 'બ્રહ્માએ જ એ રીતની જુદા જુદા પ્રાણીઓની ઉપજીવિકા કલ્પેલી છે, માટે એમ જ કહેવાય કે, મૃગો માટે જ ઘાસ ઊગે છે, કે ભમરાઓ માટે જ ઝાડને ફૂલ થાય છે, તો તેના જવાબ એ છે કે, વનસ્પતિજીવ પોતે પૂર્વે બાંધેલા કર્મને કારણે ફૂલ ફળ આદિ રૂપો અમુક સમયે ધારણ કરે છે કાંઈ હમેશાં ધારણ કરતા નથી વળી વન વગેરેમાં એવાં અનેક સ્થળો હશે કે જ્યાં ફૂલ થતાં હશે, પણ ભમરા નથી હોતા એટલે, ફૂલ આવવાં એ વૃક્ષોની પ્રકૃતિ જ છે, એમ કહેવું જોઈએ તેમજ ગૃહસ્થોની પ્રકૃતિ જ છે કે, તેઓ પોતાને માટે રાધવાની પ્રવૃત્તિ કરે બાકી, અરણ્યમાં કે દુકાળના વખતમાં કે રોગચાળાના વખતમાં શ્રમણો બીજી વખત કશું ખાતા નથી, છતાં ગૃહસ્થો તો નિરાતે બીજી વખત રાધીને ખાય છે વળી એવાં અનેક ગામો કે નગરો છે કે જ્યાં શ્રમણો કદી જતા નથી, અને છતાં ત્યાંનો ગૃહસ્થવર્ગ રાધે તો છે જ એટલે એ તો તેમની પ્રકૃતિ જ છે એ પ્રમાણે તેઓએ પોતાને માટે રાધ્યું હોય તેમાંથી રાગદ્વેષરહિતપણે સાધુઓ પોતાના સંયમજીવનના

નિર્વાહાર્થે[1] માગી લાવે છે

* * *

૩ આ અધ્યયનમાં આપેલી પુષ્પ અને ભમરાની ઉપમાની 'એકાર્થિક' એવી બીજી ઉપમાઓ ભદ્રબાહુસ્વામી પોતાની નિર્યુક્તિમાં [૩૭] આપે છે તે આ પ્રમાણે છે

ગવેષણા ગોચર ગાય જેમ ચરે ફરીને આહાર મેળવે છે, તેમ સાધુએ સારું ઘર કે પૈસાદાર ઘર જોયા વિના ભિક્ષા માટે ફરવું અથવા અલંકારોથી વિભૂષિત વણિક વધૂના હાથમાંથી ખાવાનું ખાતો વાછરડો તેનું રૂપ કે તેના અલંકાર વગેરે જોતો નથી, તેમ સાધુએ પણ આપનાર તરફ નજર કર્યા વિના ભિક્ષા લેવી

ત્વચા ઝાડમાં ચાર જાતના કીડા થાય છે — ત્વચા ખાનારા, છાલ[2] ખાનારા લાકડું ખાનારા અને ગર્ભ ખાનારા તેમાંથી ભિક્ષુએ ત્વચા જેવી નિસ્સાર કે નકામી વસ્તુ જ ખાનારા થવું

ઉંછ ખેતરમાં કે બજારમાં વેરાયેલા જુદા જુદા દાણા વીણી લે તે પ્રમાણે જુદે જુદે ઘેરથી ભિક્ષા મેળવવી

---

૧ ભિક્ષાના છ કારણો નીચે પ્રમાણે ગણાવાય છે ૧ ક્ષુધાદિ વેદનાની નિવૃત્તિ અર્થે ૨ ગુરુ વગેરેની સેવાને અર્થે ૩ (ભૂખે અંધારા આવ્યા વિના) ઈર્યાથી પ્રવૃત્તિ કરી શકાય તે માટે ૪ સંયમના નિર્વાહને અર્થે ૫ જીવન ટકાવવાને અર્થે તથા ૬ ધર્મચિંતન કરી શકે તે માટે [ઉત્તરાધ્યયન૦ ૨૬ ૩૨-૩]

૨ અંદરની ત્વચા તે છાલ કહેવાય

ઝેપ ઘેગ જેમ પાણી થોડુ હાય તો પણ તેને ડહોળ્યા વિના પી ને છે, તેમ સાધુએ પણ આકુળ-વ્યાકુળ થઈને બીજ વગેરે નજીક પદાર્થોને દાબ્યા-ચગત્યા વિના ભિક્ષા મેળવવી

જનોકા જળો જેમ બમડેલુ-નકામુ લોહી ચૂસી લે છે, તેમ સાધુ પણ ગૃહસ્થને નકામો અથવા વધારાનો આહાર લઈને જ જીવે

સપ સાપ જેમ એકદષ્ટિ હોય છે, તેમ ભિક્ષા માગના જનાર સાધુએ પણ સયમ તરફ એકદષ્ટિ રહેવુ અથવા સાપ જેમ દરની આજુબાજુની જમીનને અડકયા વિના અ ર પેસ છે, તેમ સાધુએ પણ અન્નને રના માટે મોમા મમળાવ્યા વિના ખાવુ

વણ ના ઉપર આપણે લેપ કરીએ છીએ, તેમા આપણને ગમદ્વેષનો નહીં પરતુ માત્ર આવશ્યકતાનો જ ધ્યાન હાય છે, તેમ સાધુએ ભિક્ષાન ખાવુ

અક્ષ ધરીને આપણે જેમ ઊજીએ છીએ, તેમ શરીરયાત્રા નિભાવવાની બુદ્ધિથી જ આહાર ખાવો

ઇષુ જેમ રથિક સાવધાન ન રહે તો બાણ વડ લક્ષ્ય ન વેધી શકે, તેમ સાધુએ પણ ભિક્ષા માગતી વખતે સયમરૂપી લક્ષ તરફ સાવચેત રહેવુ

ગોલ લાખનો ગોળો વાળવો હોય તો અગ્નિની સાવ નજીક નહિ, તેમ બહુ દૂર નહિ, એવી રીતે રાખીને જ વાળી શકાય, તેમ સાધુએ સયમરૂપી ગોળો ગૃહસ્થોની બહુ નજીક નહિ તેમ બહુ દૂર નહી એવી રીતે રહીને વાળવાનો છે

પુત્ર જગતમા ભૂખે પડેલા તેમજ ભૂખથી મરણતોલ થયેલા માતપિતા શરીરને ટકાવવા પોતાના પ્રિય પુત્રનુ માંસ ખાય, તે રીતે ભિક્ષુએ ભિક્ષાન્ન ખાવુ (આ ઉપમાના અન્ય દૃષ્ટાતો માટે જુઓ આ માળાનુ ‘ધર્મકથાઓ’ પુસ્તક પા ૩૩-૯ તથા ૨૫૧-૩)

ઉ૦ વનમા એક વાણિયો તરસથી મરવા પડ્યો, ત્યારે તેને એક ગંદવાળુ ખાબોચિયુ જડ્યુ તેમા ઘણા જાનવરો મરીને સડતા હતા તે પાણી તેણે આખ અને નાક બંધ કરી જેમ તેમ કરીને પી લીધુ અને જીવતો રહ્યો તે પ્રમાણે સાધુએ ભિક્ષાન્ન ખાવુ

\# * *

× જૈન પરિભાષામા ધર્મ સયમ અને તપ શબ્દોના થતા અર્થો અને તેમના ગણાવાતા પ્રકારો માટે જુઓ આ માળાનુ ‘યોગશાસ્ત્ર’ પુસ્તક, પાન ૯૮-૯ તથા ૧૮૬-૮

અહિંસા વિષે નિર્યુક્તિમા [૪૫] તથા હરિભદ્રસૂરિની ટીકામા નીચેનું વિવેચન છે

પ્રમાદપૂર્વક અન્ય જીવનો પ્રાણનાશ કરવો તે હિંસા તેથી ઊલટુ એટલે કે પ્રમાદરહિતપણે, તથા (મન વાણી કાયાના) શુભ વ્યાપારપૂર્વક પ્રાણનાશ ન કરવો તે અહિંસા તેના ચાર પ્રકાર છે

૧ દ્રવ્યથી તેમ જ ભાવથી કોઈ પુરુષ મૃગને મારવાની ઇચ્છાથી (ભાવ) બાણ છોડે અને મૃગને મારે (દ્રવ્ય) તો તે દ્રવ્યથી તેમ જ ભાવથી એમ બને પ્રકારે હિંસા થઈ કહેવાય

૨ દ્રવ્યથી ખરી પણ ભાવથી નહિ જેમકે સાવધાનતાપૂર્વક જોઈ તપાસીને પગ મૂક્વા છતા કોઈ જીવ કચરાઈ જાય તો તે દ્રવ્યથી હિંસા થઈ કહેવાય, પરંતુ ભાવથી ન કહેવાય ૧

૩ ભાવથી પણ દ્રવ્યથી નહિ અંધારામા દોરડાને સર્પ માની તેને મારવાની ઇચ્છાથી તરવાર ચલાવે, તો વસ્તુતાએ કોઈ જીવ કપાયો નથી, છતા કાપનારના મનમા તો જીવન કાપવાનો જ ભાવ હતો, તેથી તે ભાવથી હિંસા થઈ કહેવાય, દ્રવ્યથી નહિ

૪ દ્રવ્યથી પણ નહિ અને ભાવથી પણ નહિ હિંસાનો એ પ્રકાર શૂન્ય છે તે તો અહિંસા જ થઈ

---

૧ તેવી હિંસાની બાબતમા કહ્યુ છે -

न च तस्य तन्निमित्तो बन्ध सूक्ष्मोऽपि देशित समये ।
यस्मात् सोऽप्रमत्त सा च प्रमाद इति निर्दिष्टा ॥

'કોઈ સાધુ પુરુષ જોઈતપાસીને પ્રવૃત્તિ કરે, છતા અજાણતા તેનાથી જીવહિંસા થઈ જાય તો તે કારણે તેને સૂક્ષ્મ બંધન પણ પ્રાપ્ત થતુ નથી, કારણ કે તે પુરુષ પ્રમાદરહિત છે અને શાસ્ત્રમા તો પ્રમાદને હિંસા કહેલ છે

૭

## સંયમ

જે માણસ સંકલ્પોને વશ થઈ ડગલે ને પગલે વિષાદયુક્ત તથા શિથિલ બની જાય છે અને કામોનું નિવારણ કરતો નથી, તે શ્રમણપણું શી રીતે આચરી શકે? [૧]

વસ્ત્રો, ગંધો, અલંકારો, સ્ત્રીઓ અને પલંગો વગેરે ભોગપદાર્થોનો ત્યાગ જેમને પરાણે કરવો પડયો છે, તેવા પુરુષો ત્યાગી શી રીતે કહેવાય? મનોહર તથા પ્રિય ભોગો પોતાને પ્રાપ્ત થયા હોય, તથા પોતાને સ્વાધીન હોય, છતાં જેઓ તેમનો ત્યાગ કરે છે, તેઓ સાચા ત્યાગી [૨ ૩]

પ્રિય–અપ્રિય પદાર્થો રાખીને વિચરતા વિચરતા કદાપિ મ

જાય, તો, ' જેને માટે તુ ચાહના કરે છે, તે (ભોગ-પદાર્થ) વાસ્તવિક રીતે મારા નથી, અને હું તેમનો નથી ' એવી ભાવનાથી તે તરફનો રાગ દૂર કરવો ૧ [૪]

કામો જીતવા માટે જેમ આતરિક વિવેક-વિચાર આવશ્યક છે, તેમ તપ વડે શરીરને કસીને તેની સુકુમારતા દૂર કરવી એ પણ આવશ્યક છે એ બને પ્રકારો વડે જેણે કામો ઓળ ગ્યા, તેણે દુ ખસમુદ્રને પણ ઓળગ્યો સમજવો જેણે પદાર્થો પ્રત્યેના રાગદ્વેષ દૂર કર્યા છે, તે આ સસારમા સુખી થાય છે [૫]

એક વાર જે કામભોગોને ત્યાગ્યા છે, તે કામ-ભોગોનો ફરી સ્વીકાર કરવો, તે તો ઓકેલુ પીધા બરાબર છે ' અગધન '[૨] સાપ માન્ત્રિકે સળગાવેલા તથા ભડભડાટ બળતા અગ્નિમા પ્રવેશ કરવા કબૂલ થશે પણ પોતે બીજાના શરીરમા ઓકેલુ ઝેર પાછુ ચૂસવા કબૂલ નહિ થાય [૬]

---

૧ મનને સમ લવવા માટે આવા ૧૮ પદો આ જ ગ્રથમા બીજા પ્રકરમા રતિવા ત્ર મ ૧યનમા જણાવ્યા છે

૨ સાપ ગધન અને અગધન એમ બે પ્રકારના કહેવાય છે માણસને કરડ્યા હોય ત્યારે માન્ત્રિક પોતાની વિદ્યાના બળે કરડનાર સાપને બોલાવે છે અને ઝેર ચૂસી લેવાનુ કહે છે ત્યારે ગધન સાપ તો ઝેર ચૂસી લે છે પરતુ અગધન સાપ તેમ ન કરતા બળી મરવાનુ કબૂલ કરે છે

ભોગોને અર્થે તમે બીજાનું ઓકેલું પીવા ઇચ્છો છો તેને બદલે તમારું મરણ થાય એ સારું છે' [૭]

[[1]આ રીતે ટાણો માર્યા બાદ રાજીમતીએ રથનેમિને સારી પેઠે સમજાવ્યા એટલે ભાન આવતાં રથનેમિ સંસારનો ત્યાગ કરી સાધુ થયા રાજીમતી પણ પછીથી સંસારનો ત્યાગ કરી સાધ્વી થઈ એક વાર રથનેમિ દ્વારકામાં ભિક્ષા માગી અરિષ્ટનેમિ પાસે પાછા ફરતા હતા, તેટલામાં માર્ગમાં જ વરસાદ પડવાથી તે એક ગુફામાં દાખલ થયા તે વખતે રાજીમતી અરિષ્ટનેમિના દર્શન કરીને પાછી ફરતી હતી તે પણ વરસાદ વરસવાથી તે જ ગુફામાં દાખલ થઈ ત્યાં દાખલ થયા બાદ, પલળેલાં વસ્ત્રો સુકવવાના ઇરાદાથી તેણે તેમને શરીર પરથી દૂર કર્યાં તે વખતે અંદર અંધારામાં અગોચર રહેલા રથનેમિએ તેને જોઈ તેને જોતાં જ તેના પ્રત્યેનો તેમનો પ્રથમનો કામ જાગ્રત થયો, અને વિહ્વળ થઈ તે રાજીમતી પાસે કામભોગની યાચના કરવા લાગ્યા એટલે રાજીમતીએ તેમને ફરીથી નીચે પ્રમાણે સમજાવ્યા —]

---

1. સાતમી ગાથાનો વાર્તામાં આ ક્રમ હરિભદ્રસૂરિએ જણાવ્યો છે ઉત્તરાધ્યયન સૂત્રમાં તો આ ગાથા પણ પછીને પ્રસંગે બીજી ગાથાઓ સાથે જ મુકાઈ છે

આકાશ જેવો (આધાર વિનાનો) નિરાલંબ હોવાને લીધે

વૃક્ષ જેવો મુક્તિરૂપી ફળ ઇચ્છનાર જીવોરૂપી પક્ષીઓનું નિવાસસ્થાન હોવાને લીધે તેમજ ચંદન વૃક્ષ જેમ સર્વત્ર સુંદર સુગંધ ફેલાવે છે તેમ શીલસંયમની સુગંધ ચોતરફ ફેલાવતો હોવાથી

ભ્રમર જેવો નિયત (એક જ) ઠેકાણેથી આજીવિકા ન મેળવતો હોવાને લીધે

મૃગ જેવો હરણ પારધીથી ઉદ્વિગ્ન રહે, તેમ સંસાર રૂપી પારધીના ભયથી હમેશા ઉદ્વિગ્ન રહેતો હોવાને લીધે

ધરતી જેવો બધો શીત–પરિશ્રમ સહન કરતો હોવાને લીધે

કમળ જેવો કામનારૂપી કાદવમાંથી જ ઉત્પન્ન થયેલો હોવા છતાં, તેનાથી અલિપ્ત રહેતો હોવાથી

સૂર્ય જેવો સમગ્ર લોકમાં જ્ઞાનાદિ પ્રકાશ યુક્ત હોવાને લીધે

પવન જેવો ક્યાંય રોકાયા વિના નિરંતર ગતિ કરતો હોવાને લીધે

૧૫૮મી ગાથામાં ભદ્રબાહુ સ્વામીએ શ્રમણના પર્યાય શબ્દો આ પ્રમાણે આપ્યા છે

પ્રવ્રજિત એટલે કે આરંભ (હિંસા) પરિગ્રહાદિમાંથી દૂર (પ્ર) ગયેલો (વ્રજિત)

અનગાર ઘર બાર વિનાનો

પાખંડી નિર્મલ 'પાખંડ' એટલે કે વ્રત ધારણ કરનાર

ચિત્તના અભિલાષરૂપ હોવાથી 'ઇચ્છાકામ' કહેવાય છે પરંતુ આ અધ્યયનમાં તો મુખ્યત્વે મદનકામ જ અભિપ્રેત છે સ્ત્રીની પુરુષના શરીર સાથે જે ચેષ્ટા, તેમજ પુરુષની સ્ત્રીના શરીર સાથે જે ચેષ્ટા તે 'મદનકામ' કહેવાય છે વિષયસુખોમાં આસક્ત થયેલા સ્ત્રી વગેરે અજ્ઞાની પરિવારથી વીંટાયેલા, તથા કામભોગની ઇચ્છાથી ગ્રસ્ત થયેલા જન ધર્મમાર્ગમાંથી ઉત્ક્રમણ કરાવે છે, (उत्क्रामयति) તેથી તે 'કામ' કહેવાય, પરંતુ પંડિતોએ તેનું બીજું નામ 'રોગ' જ આપેલું છે કારણ કે કામભોગની ઇચ્છા કરનારા જંતુ વાસ્તવિક રીતે રોગની જ ઇચ્છા કરે છે" [૧૬૫]

* * *

૪ 'પદે પદે' શબ્દ ઉપર નિર્યુક્તિમાં [૧૭૫] જણાવ્યું છે ધર્મમાર્ગમાં નીચેના પગના સાયવત્ત જેવા છે

'ઇંદ્રિયો, ભયશાસ્ત્રિ વિષયો ક્રોધાદિ કષાયો, જૂપતરમ વગેરે પરીષહો, વેદના (દુઃખાનુભવ) અને વિધ્નો (રોગો વગેરેએ કરેલા) એ બધા મોક્ષમાર્ગના એવા સ્થાનો છે, કે જ્યાં વિપરીત (મંદ) બુદ્ધિવાળા જીવો શિથિલ થઈ જાય છે હરિભદ્રસૂરિ એ બાબતનું એક ઉદાહરણ ટાંકે છે એક વૃદ્ધ પોતાના પુત્ર સહિત દીક્ષા લીધી તે છોકરો તેને અતિ પ્રિય હતો એક વાર તે કહેવા લાગ્યો કે, પગરખાં જોડા વિના ચાલી શકાતું નથી ત્યારે વૃદ્ધે તેને જોડા મેળવી આપ્યા ત્યારે તે કહેવા લાગ્યો કે, મારા પગનો ઉપલો ભાગ ફાટે છે ત્યારે તેને માટે ચામડાના પટા કરી આપ્યા પછી તે કહેવા લાગ્યો કે, મારું માથું બહુ તપી જાય છે એટલે

તેણે એક ડાભનીને મહુ મહુ જતનપૂર્વક પોતાના ઘરમાં પેટી પટારા વગેરેમાં સાચવીને મૂકી ચાણક્યના મૃત્યુ પછી સુબંધુએ ચાણક્યનું ઘર રહેવા માટે રાજા પાસેથી માગી લીધું તેમાં પેટો મોટો પટારો ગંધ જોતા તેણે તેને ઉઘાડયો તો તેમાં એક બીજી પેટી મરામર ગંધ કરેલી નીકળી એમ અંદર અંદરની પેટી ખોલતા છેવટે પેટી ડાભની નીકળી તે ખોલતા તેમાથી એક પ્રકારની ગંધ નીકળી, તથા એક કાગળ નીકળ્યો તેમા લખ્યુ હતુ કે, 'આ ડાભનીની સુગંધ જે સૂંઘે, તેણે ત્યારથી માડીને સ્ત્રી, પલગ, આભૂષણ ઇત્યાદિ ભોજન વગેરે સર્વ ભોગપદાર્થો ત્યાગવા તથા કઠોર તપ આચરી સાધુના જેવુ જીવન ગાળવુ નહી તો તેનુ મરણ થશે" સુબંધુએ એ બાબતની ખાતરી કરવા તે ડાભનીની ગંધ બીજા પુરુષો સુંઘાડી જોઈ, અને પછી તેને ભોગપદાર્થો ભોગવાવ્યા તો તે તરત મરી ગયો એટલે ત્યારથી માડીને સુબંધુ બધા ભોગપદાર્થો તજી, કઠોર જીવન ગાળવા માડયો એવો પરાણે આચરેલો ત્યાગ એ સાચો ત્યાગ નથી

* * *

૬ ભોગો પ્રાપ્ત થયા હોય છતા ત્યાગે તો સાચો સાધુ કહેવાય તે વાક્યની સામે શંકા ઉઠાવાય કે, કોઈ ગરીબ હોય, છતા વિવેક-વૈરાગ્યથી કામભોગોનો ત્યાગ કરી સાધુ થાય, તો શું તેને ત્યાગી ન કહેવો? તેના જવાબમા હરિભદ્રસૂરિ નીચેનુ ઉદાહરણ ટાંકે છે એક કઠિયારાએ સુધર્મસ્વામી પાસે દીક્ષા લીધી તે ભિક્ષા માગવા જતો ત્યારે લોકો કહેતા કે, 'ભાઈને મજૂરી કરવી પડતી હતી એટલે સાધુ થયા" આથી ત્રાસી તેણે ગુરુને એ ગામ છોડી

બીજે ગામ જવા લીન થયા. આ વાત અભયકુમારના જાણવામાં આવતાં તેણે તેમને આશ્વાસન આપ્યું અને લોકોનું મોં બંધ કરવા એક યુક્તિ કરી. તેણે ત્રણ કરોડ રત્નોનો ઢગ કરાવીને નગરમાં ઢંઢેરો પિટાવ્યો કે અભયકુમાર દાન આપવાનો છે. લોકો આવ્યા. તેણે કહ્યું જે માણસ અગ્નિ, પાણી અને સ્ત્રી ત્રણનો સર્વથા ત્યાગ કરે, તેને હું આ ત્રણ કરોડ રત્ન આપીશ. ત્યારે લોકોએ કહ્યું કે ખાન, પાન અને સ્ત્રી એ ત્રણ રત્નો ભોગવવાના ન હોય તો આ રત્નો શું કરવાના? ત્યારે અભયકુમારે કહ્યું કે, તો પછી તમે આ કઠિયારાને કેમ ખીજવો છો? તે ગરીબ છે, છતાં તેણે તમારા મુખ્ય ત્રણ રત્નોનો તો ત્યાગ કર્યો જ છે! એટલે લોકોને ભાન આવ્યું.

* * *

૭ રાજીમતી અને રથનેમિનું સગપણ સમજવા માટે યાદવોનું નીચેનું વંશવૃક્ષ ઉપયોગી થશે.



જૈનોના અરિષ્ટનેમિને બદલે વૈષ્ણવોમાં તો વાસુદેવ કૃષ્ણનું મહત્ત્વ વધારે મનાયું છે. પુરાણગ્રંથોમાં તેમની વંશાવળી આપવામાં આવી છે, તે જૈન વંશાવળી કરતાં તદ્દન જુદી છે.




---

* અંધક અને વૃષ્ણિ પછી કેટલી પેઢીઓ બાદ આહુક અને દેવમીઢુષ આવ્યા તે વિષે તે વંશાવળીઓમાં બહુ ફેરફાર છે.

૩

## આચાર

સંયમધર્મમાં સારી રીતે પ્રતિષ્ઠિત થયેલા, આંતર તથા બાહ્ય એવા વિવિધ બંધનોમાંથી છૂટા થયેલા, પોતાનુ તેમ જ બીજાનુ પાપમાર્ગમાંથી રક્ષણ કરનારા, તથા મોક્ષરૂપી મહાન વસ્તુની ઇચ્છા કરનારા સાધુઓ માટે નીચેની વસ્તુઓ અનાચારરૂપ છે, માટે તેમણે તેમનો ત્યાગ કરવો [૧]

૧ સાધુને ઉદ્દેશીને તૈયાર કરેલી વસ્તુ

૨ સાધુને નિમિત્તે ખરીદેલી વસ્તુ

૩ જે વસ્તુ લેવા આવવા માટે સાધુને નિમંત્રણ આપ્યુ હોય તેવી વસ્તુ

૪ ગામપરગામથી સાધુને નિમિત્તે લાવીને રજૂ કરેલી વસ્તુ



૫ રાત્રીભોજન

૬ સ્નાન

૭ સુગંધી પદાર્થો

૮ માળાઓ (પુષ્પની)

૯ વીજણો [૨]

૧૦ સંઘરો (કરવો)

૧૧ ગૃહસ્થના વાસણ (મા ભોજન કરવુ ઇ૦)

૧૨ 'કોને શુ જોઈએ છે?' એવી રીતે પૂછીને રાજાએ (દાનશાલાદિમા) આપેલો આહાર, કે બીજી રીતનો પણ રાજાને ત્યાનો આહાર (રાજપિંડ)

૧૩ હાડકા, સ્નાયુ, ચામડી અને વાળ એ ચારને સુખ થાય તે રીતનુ ચાર પ્રકારનુ મર્દન

૧૪ દાત સાફ કરવા

૧૫ ગૃહસ્થવિષયક સદોષ પડપૂછ, અથવા 'હું કેવો છુ' એવુ બીજાને પૂછ્યા કરવુ

૧૬ દર્પણાદિમા શરીરને જોવુ [૩]

૧૭ દ્યૂત અથવા ગૃહસ્થોને લગતી ધનધાન્યાદિ ઉપાર્જન કરવા વિષયક ચર્ચા

૧૮ નાલિકા[1]

૧૯ છત્ર ધારણ કરવુ

---

૧ ચાલાકી કરીને પાસા ન નાખે માટે નળીમા કે તેવા બીજા વાસણમા પાસા હલાવીને નાખવાની મરજીવાળુ દ્યૂત

૨૦ વૈદુ

૨૧ જોડા પહેરવા

૨૨ અગ્નિ સળગાવવો [૪]

૨૩ જેણે ઉતારો આપ્યો હોય તેને જ ઘેરથી ભિક્ષા લેવી (શય્યાતરપિંડ)

૨૪ બેસવા માટે માચો વગેરે વાપરવા

૨૫ સૂવા માટે ખાટલો વગેરે વાપરવા

૨૬ ગૃહસ્થના ઘરની અંદર કે બે ઘરના આંતરાઓમાં બેસવુ-સૂવુ

૨૭ શરીરનો મેલ ઉખેડવો વગેરે શરીર સંસ્કાર [૫]

૨૮ ગૃહસ્થની સેવાચાકરી

૨૯ 'હુ તમારા જ જાતિકુલ વગેરેનો છુ,' અથવા 'હુ દાન આપવાને યોગ્ય બ્રાહ્મણાદિ જાતિનો છુ' એ પ્રકારે પોતાના જાતિ કુલ વગેરે કહીને ભિક્ષા મેળવવી

૩૦ ઊનુ કરેલુ પણ પૂરેપૂરુ નિર્જીવ (અચિત્ત) ન થયેલુ એવુ મિશ્ર કે સજીવ (સચિત્ત) પાણી પીવુ

૩૧ ભૂખ વગેરેના વેગથી પીડાતી વખતે,

પહેલાની તે તે બાબતોનો ઉપભોગ કરતી વેળાની દશા યાદ કરવી[1]

૩૨ નિર્જીવ[2] નહિ થયેલો મૂળો
૩૩ નિર્જીવ નહિ થયેલું આદુ
૩૪ નિર્જીવ નહી થયેલો શેરડીનો બટકો[3]
૩૫ સજીવ કંદ
૩૬ સજીવ મૂલ
૩૭ કાચાં (સજીવ) ફલ
૩૮ કાચાં (સજીવ) બીજ [૭]
૩૯ સજીવ સંચળ
૪૦ સજીવ સૈંધવ
૪૧ „ સાભર લૂણ
૪૨ „ રુમા લૂણ[4] (ખાણનું મીઠું)
૪૩ „ સમુદ્રનું મીઠું
૪૪ „ ઊખર ખાર (ખારો)

---

૧ અહીં જ ટીકાકાર 'આતુરશરણાનિ' એવો વિકલ્પે પાઠ લઈ આતુરને એટલે કે રોગાદિથી પીડિત થયેલાને શરણ આપવું એવો અર્થ પણ કરે છે।

૨ સજીવ વનસ્પતિ બરાબર પાકવાથી કે રાંધવાથી નિર્જીવ થાય છે

૩ બે પેરાઈ સુધીનો શેરડીનો ટુકડો સજીવ કહેવાય છે

૪ 'રોમા ખાર' અમુક ખાણનું મીઠું એવો અર્થ ટીકામાં છે

૪૫ „ કાળું લૂણ[1] (પર્વતમાં થતું) [૮]

૪૬ પોતાના વસ્ત્રને સુગંધી કરવા ધૂપ દેવો, અથવા રોગ ન થાય તે માટે ધૂમ્રપાન કરવું

૪૭ આરોગ્યાદિને અર્થે વમનક્રિયા

૪૮ બસ્તીકર્મ

૪૯ જુલાબ

૫૦ અંજન

૫૧ દાતણ

૫૨ શરીરે તેલ વગેરે ચોળવા

૫૩ શણગાર [૯]

—આ બધું સંયમ અને તપમાં પરાયણ, તથા સર્વ ઉપાધિઓનો ત્યાગ કરવાથી હલકા બનેલા, અને વાયુની પેઠે સર્વત્ર ફરનારા નિર્ગ્રંથ મહર્ષિએ ન આચરવું [૧૦]

હિંસાદિ પાંચે પાપકર્મોનો ત્યાગ[2] કરનારા, મન વાણી કાયાનું દુષ્પ્રવૃત્તિમાંથી સંરક્ષણ કરનારા, છયે પ્રકારના જીવોને પીડા ન થાય તે માટે આત્મનિગ્રહ કરનારા, પાંચે ઇંદ્રિયોને વશમાં રાખનારા,

---

૧ તે પણ વવાણના પર્વતના એક ભાગમાં થતું —મીઠું. કેટલાઓમાં અમુક ખાણમાં થતું એવો અર્થ પણ કરાય.

મૂળમાં પરિજ્ઞા શબ્દ છે તેમાં જાણવું અને ત્યાગવું એમ બેનો સમાવેશ થાય છે

બુદ્ધિમાન તથા સંયમપરાયણ[1] નિર્ગ્રંથ સાધુઓ સમય અનુસાર ગરમીના દિવસોમાં યથાશક્તિ તડકામાં ઊભા રહી 'આતાપના' લે છે, ઠંડીના દિવસોમાં ઉઘાડા શરીરે ઊભા રહે છે, અને વર્ષાના દિવસોમાં એક ઠેકાણે સંકોચાઈને રહે છે એ રીતે તે સંયમી અને સમાધિયુક્ત મહર્ષિઓ ક્ષુધા-પિપાસા વગેરે પરીષહો (મુશ્કેલીઓ[2])ને ગણકાર્યા વિના, મોહને દૂર કરી, તથા શબ્દાદિ વિષયોમાં રાગદ્વેષ રહિત રહી, સર્વ દુઃખોના નાશને અર્થે વિચરે છે [12-3]

એ પ્રમાણે દુષ્કર વસ્તુઓ આચરીને, અને દુઃસહ વસ્તુઓ સહન કરીને કેટલાક દેવગતિ પ્રાપ્ત કરે છે, તો કેટલાક [તે ભવે જ મુક્તિ પ્રાપ્ત કરે છે દેવલોકમાં ગયેલા પણ ત્યાંથી ચ્યુત થઈ, આર્ય દેશમાં સારા કુળમાં જન્મ પામી[3],] પૂર્વ કર્મોનો

---

1 મૂળમાં ઋજુદર્શિન છે ટીકા જણાવે છે કે મોક્ષ પ્રતિ સીધો (ઋજુ) સત્તરો સંયમનો છે તે સંયમને ઉપાદેય તરીકે જોનારા (દર્શિન) એટલે સંયમમાં પ્રતિબદ્ધ મુનિઓ તે ઋજુદર્શિન કહેવાય

2 ક્ષુધા તૃષા શીત ઉષ્ણ દંશ મચ્છર નગ્નતા અરતિ (કંટાળો) સ્ત્રી નિષદ્યા માર યાચના અલાભ રોગ તૃણસ્પર્શ વગેરે 22 પ્રકારના પરીષહો માટે જુઓ આ માળાનું અંતિમ ઉપદેશ પુસ્તક પા 10-5

3 ગોરસ કૌંસમાં [ ] મૂકેલો અર્થ ટીકાકાર હરિભદ્ર સૂરિનો છે

સંયમ અને તપથી નિઃશેષ ક્ષય કરી, મોક્ષમાર્ગને અનુસરી, તથા એ રીતે પોતાને સંસારગતિમાંથી તારી લઈ, સર્વથા મુક્તિ પ્રાપ્ત કરે છે [૧૪-૫]

## નોંધ

ગાથા ૧૨ શ્રીહરિભદ્રસૂરિ આ અધ્યયનના ક્રમનું સમર્થન કરતાં જણાવે છે કે આગળના અધ્યયનમાં ધૃતિની વાત કરી પરંતુ તે ધૃતિ શામાં દાખવવી, તે જણાવવા માટે અહીં આચારનું વર્ણન કર્યું છે આ અધ્યયનનું મૂળ નામ 'ક્ષુલ્લિકાચાર' છે ક્ષુ[illegible] એટલે નાનું અહીંયાં 'નાનું' એટલે શો અર્થ લેવો તે બાબતમાં ભદ્રબાહુસ્વામી પોતાની નિર્યુક્તિમાં [ગાથા ૧૭૮] જણાવે છે કે અહીં 'અપેક્ષાએ નાનું' એવો અર્થ લેવો એટલે કે આગળ પાંચમા છઠ્ઠા અધ્યયનમાં વિગતવાર લાંબી આચારકથા [illegible], તેના કરતાં આ ટૂંકી છે

આચાર શબ્દથી જૈન પરિભાષામાં શું સમજવામાં આવે છે તે જણાવતાં ભદ્રબાહુસ્વામી નિર્યુક્તિમાં [ગાથા ૧૮૧ ૯૦] જણાવે છે કે આચાર પાંચ પ્રકારનો [illegible] દર્શનાચાર જ્ઞાનાચાર ચારિત્રાચાર તપાચાર અને વીર્યાચાર તેમાં દર્શનાચાર એટલે ૧ નિઃશંકિતા ૨ નિઃકાંક્ષિતા, ૩ નિર્વિચિકિત્સા ૪ અમૂઢદૃષ્ટિતા ૫ સમાનધર્મીઓના ગુણમાં વૃદ્ધિ કરવી, ૬ તેમને ધર્મપાલનમાં સ્થિર કરવા, ૭

તેમના ઉપર વત્સલતા રાખવી, અને ૮ ધર્મકથાદિ દ્વારા ધર્મનો પ્રચાર કરવો તે.*

જ્ઞાનાચાર એટલે ૧ જે કાળે શાસ્ત્રાધ્યયન (સ્વાધ્યાય) થઈ શકે, તે કાળે જ કરવું ૨ વિદ્યા આપનાર ગુરુ પ્રત્યે વિનયભાવ રાખવો ૩ ગુરુનું સન્માન કરવું ૪ શાસ્ત્ર ભણતી વખતે જે તપકર્મ કરવાનું હોય (ઉપધાન) તે કરવું ૫ જેની પાસેથી વિદ્યા મેળવી હોય તેનું નામ છુપાવી બીજું કહેવું નહીં શાસ્ત્રમાં — ૬ શબ્દભેદ, ૭ અર્થભેદ, કે ૮ ઉભયભેદ — ન કરવો.

ચારિત્રાચાર પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ પ્રમાણે ચિત્તસ્વાસ્થ્યપ્રધાન જે આઠ યોગો — વ્યાપારો — તેમનાથી યુક્ત રહેવું તે.

તપાચાર બાહ્ય અને આભ્યંતર એવા અનશન, પ્રાયશ્ચિત્ત વગેરે બાર પ્રકારના તપનું ગ્લાનિરહિતપણે, યથાશક્તિ, તથા બીજા કોઈ ફળની આકાંક્ષા રાખ્યા વિના આચરણ કરવું તે.

વીર્યાચાર ઉપરના છત્રીસે પ્રકારના આચારમાં બાહ્ય આભ્યંતર શક્તિ ચોર્યા વિના પરાક્રમ કરવું તે.

* વિશેષ માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પુસ્તક પા. ૭૨ નોંધ ૩ તથા પા. ૧ નોંધ ૩.

હો કે જગમ હો, પણ હુ જાતે તેની હિંસા નહી કરુ, બીજા પાસે નહી કરાવુ, કે કોઈ કરતો હશે તેને પણ અનુમતિ નહીં આપુ મરતા સુધી મન વાણી કાયા એ ત્રણેથી હુ જીવહિસા નહીં કરુ, નહી કરાવુ, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહીં આપું હે ભદન્ત! ભૂતકાળમા કરેલી હિંસામાથી પણ હુ પાછો ફેરુ છુ, તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ, અને તે હિંસા કરનાર મારી જાતનો ત્યાગ કરુ છુ

'હે ભદન્ત! સર્વ પ્રકારની જીવહિંસામાથી વિરમવારૂપી પ્રથમ મહાવ્રતમા હુ સ્થિત થાઉ છુ [૩]

'હે ભદન્ત! અસત્ય બોલવામાથી વિરમવુ, એ બીજુ મહાવ્રત છે હે ભદન્ત! સર્વ પ્રકારની અસત્ય વાણીનો હુ ત્યાગ કરુ છુ ક્રોધથી, લોભથી, ભયથી કે હસવામા હુ જાતે અસત્ય નહીં બોલુ, બીજા પાસે નહીં બોલાવુ, કે કોઈ બોલતો હશે તેને અનુમતિ પણ નહીં આપુ મરતા સુધી મન વાણી કાયા એ ત્રણેથી હુ અસત્ય નહીં બોલુ, નહિ બોલાવુ, કે કોઈ બોલતો હશે તેને અનુમતિ નહિ આપુ હે ભદન્ત! ભૂતકાળમા બોલેલા અસત્ય વચનમાથી પણ હું પાછો ફરુ છુ, તેની નિંદા કરુ

છુ, તેની ગર્હા કરુ છુ, અને તે અસત્ય બોલનાર મારી જાતનો ત્યાગ કરુ છુ

'હે ભદન્ત! સર્વ પ્રકારના[1] અસત્ય બોલવામાથી વિરમવારૂપી દ્વિતીય મહાવ્રતમા હુ સ્થિત થાઉ છુ [૪]

'હે ભદન્ત! માલિકે ન આપેલી વસ્તુ ચોરી લેવામાથી વિરમવુ એ ત્રીજુ મહાવ્રત છે હે ભદન્ત! હુ સર્વ પ્રકારની ચોરીનો ત્યાગ કરુ છુ ગામ[2], નગર કે અરણ્યમા, થોડુ, બહુ, નાનુ,

---

૧ હરિભદ્રસૂરિ ટીકામા જણાવે છે - અસત્યવચન ચાર પ્રકારનુ છે હોય તેનો પ્રતિષેધ કરવો, ન હોય તેનુ ઉદ્ભાવન કરવુ, હોય તેને અન્યથા કહેવુ, અને ગર્હા ગણી (જેમ કે કાણાને કાણો કહેવો)

૨ હરિભદ્રસૂરિ ટીકામા ગ્રામ અને નગરની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે આપે છે — ग्रसति बुद्ध्यादीन् गुणान् इति ग्राम — બુદ્ધિ વગેરે ગુણોનો ગ્રાસ કરે તે ગ્રામ અને — नास्मिन् करो विद्यत इति नकरम् — જેમા કોઈ જાતનો કર નથી તે નગર યુરોપમા જેમ જૂના વખતમા શહેરો રાજા પાસેથી કર વગેરે બાબતમા ખાસ સત્તાઓ મેળવતા તેનુ જ કાંઈક આ વ્યુત્પત્તિમા સચવાયુ છે

ઈ સ પૂર્વે પાચમા છઠ્ઠા સૈકામા લખાયેલ ગૌતમધર્મ-સૂત્રમા ગામડાને શાસ્ત્રાભ્યાસ તેમજ ધર્માનુષ્ઠાનનુ કેન્દ્ર માન્યુ છે શહેરમા તો શાસ્ત્ર વાચવુ પણ નહિ એમ જણાવ્યુ છે તે કલ્પનામા અને હરિભદ્રસૂરિની ગામડાની આ કલ્પનામા કેટલો ફેર પડી ગયો છે તે ધ્યાનમા રાખવા જેવુ છે

મોટું, સજીવ કે નિર્જીવ એવુ (માલિકે) ન આપેલુ કાંઈ પણ હુ જાતે નહિ ચોરી લઉ, બીજા પાને નહિ ચોરાવું કે કોઈ ચોરતુ હશે તેને અનુમતિ પણ નહિ આપુ મરતા સુધી મન વાણી કાયા એ ત્રણેથી હુ (જાતે ચોરી) નહીં કરુ, બીજા પાસે નહી કરાવુ, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહી આપુ હે ભદન્ત! ભૂતકાળમા કરેલી ચોરી-માથી પણ હુ પાછો ફરુ છુ, તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ, અને તે ચોરી કરનાર મારી જાતનો ત્યાગ કરુ છુ

'હે ભદન્ત! સર્વ પ્રકારની ચોરીમાથી વિરમવા રૂપી તૃતીય મહાવ્રતમા હું સ્થિત થાઉં છુ (૫)

'હે ભદન્ત! મૈથુનમાથી વિરમવુ એ ચોથુ મહાવ્રત છે હે ભન્ત! હું સર્વ પ્રકારના મૈથુનનો ત્યાગ કરુ છુ દૈવી,[1] માનુષી કે પાશવિક કોઈ પણ પ્રકારના મૈથુનને હુ જાતે નહી સેવુ, બીજા પાસે નહી સેવરાવુ, કે કોઈ સેવતો હશે તેને અનુમતિ પણ નહી આપુ મરતા સુધી મન–વાણી–કાયાથી હું જાતે મથુન નહી કરુ, બીજા પાસે નહી કરાવુ, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહી આપુ હે ભદન્ત! ભૂતકાળમા સેવેલ મથુનમાથી પણ હું પાછો ફરુ છુ,

૧ અપ્સરા વગેરે સાથે

તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ, અને તે મૈથુન સેવનાર મારી જાતનો ત્યાગ કરુ છુ

'હે ભદન્ત! સર્વ પ્રકારના મૈથુનમાથી વિરમવા રૂપી ચતુર્થ મહાવ્રતમા હું સ્થિત થાઉં છુ [૬]

'હે ભદન્ત! પરિગ્રહના સબધથી વિરમવુ એ પાચમુ મહાવ્રત છે હે ભદન્ત! હું સર્વ પ્રકારના પરિગ્રહનો ત્યાગ કરુ છુ થોડુ, બહુ, નાનુ, મોટુ, સજીવ કે નિર્જીવ એવા કશાનો પણ હુ જાતે પરિગ્રહ નહી કરુ, બીજા પાસે નહી કરાવુ, કે કોઈ કરતો હશે તેને અનુમતિ પણ નહી આપુ મરતા સુધી મન-વાણી-કાયા એ ત્રણેથી હું જાતે પરિગ્રહ નહી કરુ, બીજા પાસે નહી કરાવુ, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહી આપુ હે ભદન્ત! ભૂતકાળમા કરેલ પરિગ્રહમાથી પણ હું પાછો ફરુ છુ, તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ, અને તે પરિગ્રહ કરનાર મારી જાતનો ત્યાગ કરુ છુ

'હે ભદન્ત! સર્વ પ્રકારના પરિગ્રહથી વિરમવારૂપી પચમ મહાવ્રતમા હું સ્થિત થાઉં છુ [૭]

'હે ભદન્ત! રાત્રીભોજનથી વિરમવુ એ છઠ્ઠુ વ્રત[1] છે હે ભદન્ત! હું સર્વ પ્રકારના રાત્રીભોજનનો

1 મૂળમા પણ વ્રત શબ્દ જ છે, 'મહાવ્રત' નથી

ત્યાગ કરું છું [1]ખાન, પાન, મેવો, મુખવાસ એ કશું હું રાત્રે નહીં ખાઉં, બીજાને નહી ખવરાવું, કે કોઈ ખાતો હશે તેને અનુમતિ પણ નહી આપું મરતા સુધી મન–વાણી–કાયા એ ત્રણેથી હું જાતે રાત્રીભોજન નહી કરું, બીજા પાસે નહી કરાવું, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહી આપું હે ભદન્ત! ભૂતકાળમા કરેલ રાત્રીભોજનમાથી પણ હું પાછો ફરું છું, તેની નિંદા કરું છું, તેની ગર્હા કરું છું, અને તે રાત્રીભોજન કરનાર મારી જાતનો ત્યાગ કરું છું

'હે ભદન્ત! સર્વ પ્રકારના રાત્રીભોજનથી વિરમવારૂપી છઠ્ઠા વ્રતમા હું સ્થિત થાઉં છું [૮]

'આ પ્રમાણે એ પાચ મહાવ્રતો અને છઠ્ઠું રાત્રીભોજન ત્યાગ વ્રત એ બધાને આત્મહિત (મોક્ષ)ને અર્થે સ્વીકારીને[2] હું વિહરું છું [૯]

સંયમ અને તપયુક્ત થઈને જૂના પાપકર્મનો હ્રાસ કરનાર તથા નવા પાપને ઊભુ ન થવા દેનાર

---

૧ મૂળમા જે ચાર માટે અનુક્રમે અશન પાન ખાદિમ અને સ્વાદિમ એ ચાર શબ્દ છે

૨ એટલે કે એ હિંસાત્યાગાદિ વ્રતો મોક્ષને અર્થે સ્વીકારાય તો જ વ્રતરૂપ છે પરંતુ ચક્રવર્તીપણું વગેરેની કામનાથી સ્વીકાર્યાં હોય તો ભ્રમાભાસરૂપ છે કારણ કે ચક્રવર્તી પણું ઇચ્છનારે હિંસાદિને અનુમતિ આપી જ દેવાય —ટીકા

ભિક્ષુ કે ભિક્ષુણી, દિવસે યા રાતે, એકલા કે બધાની વચમા, સૂતા કે જાગતા, જમીન, નદીકિનારો, શિલા, પથ્થર, રજયુક્ત શરીર, રજયુક્ત વસ્ત્ર, કે રજયુક્ત પાત્રાદિને હાથ, પગ, લાકડુ, ડાખળી, આંગળી, સળી કે સળીઓ વડે જાતે ન ખોતરે, ન ખણે, ન ખસેડે કે ન ભાગે, બીજા દ્વારા પણ તેમ ન કરાવે, કે કોઈ કરતુ હોય તેને અનુમતિ પણ ન આપે અને એવો નિશ્ચય કરે કે, 'મરતા સુધી, મન-વાણી-કાયા વડે પૃથ્વીજીવોને ત્રાસરૂપ એ બધુ હુ નહિ કરુ, નહિ કરાવુ, કે કોઈ કરતો હશે તેને અનુમતિ નહિ આપુ હે ભદન્ત ! ભૂતકાળમા તેમ કર્યું હોય તેમાથી પણ હુ પાછો ફરુ છુ, તેની નિંદા કરુ છુ, તેની ગર્હા કરુ છુ, અને તેમ કરનાર મારી જાતનો ત્યાગ કરુ છુ' [૧૦]

એ જ પ્રમાણે જળકાય જીવોની બાબતમા પણ સમજવુ જેમકે પાણી, ઓસ, હિમ, ધૂમસ, કરા, ઝાકળ, વરસાદ, દદડતુ કે ભીનુ શરીર, વસ્ત્ર કે પાત્રાદિ, એ બધાને ન લૂછે, ન નિચોવે, ન ખખેરે, ન ઝાટકે, ન તપાવે કે ન સૂકવે[૧] [૧૧]

---

૧ બીજા મારફત ન કરાવવુ અનુમતિ ન આપવી ભૂતકાળમા કરેલામાથી પાછા ફરવુ વગેરે બધુ પૃથ્વીકાયિકની પેઠે સમજી લેવુ

અજીવ એ બન્ને તત્ત્વોને જાણે છે, ત્યારે સર્વ જીવોની (પોતપોતાના કર્મને અનુરૂપ) અનેકવિધ ગતિને જાણે છે. જ્યારે જીવોની અનેકવિધ ગતિને જાણે છે, ત્યારે તેના કારણરૂપ પુણ્ય-પાપને, તેમજ બંધ-મોક્ષને પણ જાણે છે. જ્યારે પુણ્ય-પાપ તેમજ બંધ-મોક્ષને જાણે છે, ત્યારે તેને દૈવી તેમજ માનુષી ભોગોમાંથી નિર્વેદ (વૈરાગ્ય) પ્રાપ્ત થાય છે. જ્યારે તે દૈવી તેમજ માનુષી ભોગોમાંથી વિરક્ત થાય છે, ત્યારે તેમનો આંતર બાહ્ય સંબંધ છોડી દે છે. જ્યારે તેમનો આંતર બાહ્ય સંબંધ છોડી દે છે, ત્યારે માથું મુંડાવી, ઘરબાર વિનાનો સાધુ થાય છે. જ્યારે માથું મુંડાવી ઘરબાર વિનાનો સાધુ થાય છે, ત્યારે પાપકર્મોને રોકી ઉત્તમ ધર્મનું સેવન કરે છે. જ્યારે પાપકર્મોને રોકી, ઉત્તમ ધર્મનું (તપનું) સેવન કરે છે, ત્યારે અજ્ઞાનથી એકઠી કરેલી કર્મરૂપી રજને ખંખેરી નાખે છે.

[illegible] ... જ્ઞાનને આવરનારું ... કર્મને ... મોહનીય અંતરાય વેદનીય આયુષ્ય નામ ... ) અને [illegible] વિશેષ માટે [illegible] ... તેમાંથી પ્રથમ ... જ્ઞાનાદિ [illegible]

જ્યારે અજ્ઞાનથી એકઠી કરેલી કર્મરજ ખેરી નાખે છે, ત્યારે તેને સર્વ વિષયક જ્ઞાન–દર્શન[1] પ્રાપ્ત થાય છે જ્યાર તેને સર્વવિષયક જ્ઞાન–દર્શન પ્રાપ્ત થાય છે, ત્યારે તે કેવલજ્ઞાની જિન, લોક તેમજ અલોકને[2] જાણી શકે છે જ્યારે તે કેવલજ્ઞાની જિનને લોક તેમજ અલોકનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે તે પોતાના મન–વાણી–કાયાના વ્યાપારોનો નિરોધ કરી, ગેલ જેવી નિશ્ચળ 'શૈલેશી' દશા પ્રાપ્ત કરે છે જ્યારે તે પોતાના મન–વાણી–કાયાના વ્યાપારોનો નિરોધ કરી, ગેલ જેવી નિશ્ચળ 'શલેશી' દશા પ્રાપ્ત કરે છે, ત્યારે તે બાકીના સર્વ કર્મોનો[3] ક્ષય કરી નિરંજન બની, લોકની ટોચે જવારૂપી 'સિદ્ધિ'ગતિ પ્રાપ્ત કરે છે જ્યારે તે બાકીના સવ કર્મોનો ક્ષય કરી, નિરંજન બની, લોકની ટોચે જવારૂપી 'સિદ્ધિ'-ગતિ પ્રાપ્ત કરે છે, ત્યારે તે લોકના માથા ઉપર જઈ, શાશ્વત સિદ્ધ બને છે [૧૨ ૨૫]

---

૧ આમા યબોધ તે દગન અને વિશેષબોધ તે જ્ઞાન

૨ ના ની બહારનુ ખાની આ ાગ તે ોેો

૩ આ દેહ ઉપન્ન કરનારા આયુષ વ ઃ મોં તુઆ ાા ૪૭ નોધ ૧ તેમા જ્ઞાનાવરા આઠ કર્મોમાથી છેરગના ચાર કર્મો તેમને વ ીર્માા પન કે ે તુઆ આ માગાનુ અનિમ ઉપદેગ પુસ્તક પા ૧૮ ૩

સુખાસ્વાદક, સુખેશી, ઊંઘણશી, તેમ જ ધો માજ્ય[1] કર્યા કરનારા શ્રમણને સુગતિ દુર્લભ છે પરંતુ તપોધન, સરળ બુદ્ધિવાળા ક્ષમા અને સંયમમાં પરાયણ, તથા મુશ્કેલીઓથી ન દબાનારા શ્રમણને સુગતિ સુલભ છે [૨૭]

શ્રદ્ધાયુક્ત તથા પ્રયત્નશીલ શ્રમણે દુર્લભ શ્રમણપણું પામીને આ અધ્યયનમાં જણાવેલ છ જીવવર્ગોને દુ ખ થાય એવું કાંઈ ન આચરવું [૨૮]

નોંધ

ગયા અધ્યયનમાં આચાર વિષે વાત કરી પરંતુ જ્ઞાન વિના આચાર સંભવિત નથી જ્ઞાન એટલે વસ્તુસ્વરૂપની સમજ જ્યાં સુધી વસ્તુસ્વરૂપ જાણ્યું નથી, ત્યાં સુધી આચાર કેવો ? તેથી આ અધ્યયનમાં વસ્તુસ્વરૂપ સમજાવવા જીવ અને અજીવ એ તત્ત્વોની સમજ આપી છે આ અધ્યયનનું મૂળ નામ 'ષડ્જીવનિકાય' છે નિકાય એટલે વર્ગ '૭ પ્રકારના જીવવર્ગો' એવો એનો અર્થ થયો જીવના સ્વરૂપનું જ્ઞાન હોય ના જ શું કરવાનું છે' અને 'શા માટે કરવાનું છે તે વસ્તુનું જ્ઞાન થઈ જાય તેથી ભદ્રબાહુ સ્વામીએ ૨૩૦ મી ગાથામાં જણાવ્યું છે કે આ અધ્યયનને નીચેના નામો પ્રમાણે ગણીને આપી શકાય (૧) 'જીવાજીવા

---

૧ તેને બદલે 'ઉત્સુકતા વગર નાહ્યા કર્યા કરનારા' એવો અર્થ પણ થાય છે

નિગમ' એટલે જીવ અને અજીવ તત્ત્વોની સમજ (૨) આચાર' [મારભૂત આમા જીવના સ્વરૂપ ઉપરથી પ્રાપ્ત થતો આચાર પણ વર્ણવ્યો છે], (૩) ધર્મપ્રજ્ઞપ્તિ એટલે કે યથાવસ્થિત ધર્મનો ઉપદેશ (૪) ચારિત્ર્ય (૫) ચરણ અને (૬) ધર્મ '

ભ માહુસ્વામીએ ૧૨૦ ઇત્યાદિ ગાથાઓમા જીવના અસ્તિત્વ અને લક્ષણ વિષે જે ચર્ચા ચલાવી છે તે બોધક છે, તથા જૈનધર્મમા જીવનુ સ્વરૂપ શુ છે તે જાણવાને ઉપયોગી છે તે ઉપરની હરિભ સ્વામીની ટીકા પણ જોવા જેવી છે એ ગ્રંથો તીતે આ ચર્ચાના વિસ્તાર માટે હરિભ સૂરિકૃત ષડ્ દર્શનસમુચ્ચય માના 'જૈનદર્શન પ્રકરણનો ૫ બેચરદાસકૃત અનુવાદ (પા ૫ ૪૦) જોવો

## ૫

## ભિક્ષાચર્યા

ભિક્ષાકાળ પ્રાપ્ત થાય, એટલે આકુળ થયા વિના તથા આસક્તિરહિત પણે નીચેના ક્રમે અન્નપાન શોધવા નીકળવુ [૧]

### સમય

જે ગામમા જે ઉચિત ભિક્ષાકાલ હોય, તે કાળે ભિક્ષા માગવા નીકળવુ, અને સ્વાધ્યાયાદિના કાળમા વિક્ષેપ ન પડે તેવી રીતે યોગ્ય સમયે પાછા ફરી જવુ અકાળનો ત્યાગ કરી, યોગ્ય કાળે યોગ્ય ક્રિયા કરવી [૨-૪]* વખત વિચાર્યા વિના અકાળે ભિક્ષા

* આ બ વચનમા ક્રમાને અતે આવતા કૌસમા કોઈ ઠેકાણે શરૂઆતમા જે બગડો મૂક્યો છે તે મૂળમા બીજા ઉદ્દેશકનો સૂચક છે અનુવાદમા બને ઉદ્દેશક ભેગા કરી લીધા છે

માગવા જાય, તો બહુ રખડવુ પડે, પેટ પૂરતું ભિક્ષાન્ન ન મળે વગેરે કારણે પોતાને ત્રાસ થાય, એટલુ જ નહીં પણ ગામના લોકો ઉપર પણ દ્વેષભાવ ઊપજે [૨૫] માટે ભિક્ષાનો વખત હોય ત્યારે જ પુરુષપ્રયત્ન કરી ભિક્ષા માટે નીકળવુ તેમ છતા પૂરતો આહાર ન મળે, તો પછી શોક ન કરવો, પણ તે વસ્તુને તપ સમાન ગણી સહન કરી લેવી [૨-૬]

નીકળતા પહેલા

મળમૂત્રાદિથી પરવારીને જ ભિક્ષુએ ભિક્ષા માટે નીકળવુ, જેથી તેમનો વેગ ધારણ કરી રાખવાનો પ્રસગ ન આવે તેમ છતા પણ જો મળમૂત્રની હાજત થાય, તો તેને રોકવી નહીં, પણ યોગ્ય સ્થળ જોઈ, તે જગાના માલિકની રજા લઈ, જીવજતુ વિનાને સ્થળે તે હાજત પૂરી કરવી [૧૯]

કેવી રીતે ચાલવુ

ગામ કે નગરમા ભિક્ષા માગવા નીકળેલા ભિક્ષુએ ધીમે ધીમે તથા અશાત[1] અને અવ્યાક્ષિપ્ત ચિત્તે ચાલવુ તેણે પોતાના શરીર જેટલી લબાઈ સુધીનો આગળનો રસ્તો જોતા જોતા તથા સજીવ બીજો, હરિયાળી, પાણી, માટી વગેરે કચરાય નહીં તે

૧ અશાત ચિત્તે એટલે મુખ વગેરેથી ચેષ્ટા વિના અને અવ્યાક્ષિપ્ત ચિત્તે એટલે આગમા [illegible] વારથી ચેષ્ટા વિના

રીતે ચાલવું. ખાડા, (ઊંચીનીચી) વિષમ જગા, ઠૂંઠું, કાદવ વગેરે સ્થળોનો તેણે ત્યાગ કરવો, તથા પાણી વગેરેમાં થઈને જવા પથ્થર, લાકડું વગેરે ગોઠવી રાખ્યાં હોય તેના ઉપર થઈને ન જવું, કારણ કે ત્યાંથી ખસી પડે કે ગબડી પડે તો ત્યાં જે સ્થાવર કે જંગમ જીવો હોય તેમની હિંસા થાય. માટે બીજો માર્ગ લાંબો હોય તો પણ લાંબે રસ્તે જ કાળજીપૂર્વક જવું. પગ ઉપર સજીવ ધૂળ ચોંટી હોય, ત્યારે અંગાર, રાખ, ફોતરાં, કે છાણું વગેરેના ઢગલાને ઓળંગીને ન જવું. વરસાદ વરસતો હોય, ધૂમસ પડતું હોય, વંટોળ વાતો હોય, કે જીવજંતુ આમતેમ ઊડતાં હોય, ત્યારે પણ તેમાં થઈને ન જવું. [૧૮]

વેશ્યાના ઘર આગળ થઈને કદી ન જવું, કારણ કે ઇંદ્રિયનિગ્રહી બ્રહ્મચારીને પણ ત્યાં સ્ખલન થઈ જાય છે. તેવા સ્થાનો પાસે વારંવાર જનારને સંસર્ગવશાત્ પોતે લીધેલાં તમામ વ્રતોનો[1] ભંગ

---

૧ હરિભદ્રસૂરિ અહીં જણાવે છે — વેશ્યામાં મન જવાથી અમૈથુનવ્રત ખંડિત થાય છે. વન્યાદિમાં ચિત્ત રાખી ભિક્ષા માટે જતાં જીવજંતુ ચરાવાથી હિંસા થાય છે. તેને પૂછે ત્યાં છુપાવવા જતાં અસત્ય બોલવું પડે છે. તેના માલિકની રજા વિના તેના મુખનું દર્શન કરવું એ ચોરી છે. તથા તેનામાં મમતા કરવી તે પરિગ્રહ છે.

થવાની સ્થિતિ ઊભી થાય છે, તથા અંતે તેને પોતાના સાધુપણા ઉપર જ સંશય ઊપજે છે. આમ વેશ્યાદિના ઘર પાસે થઈને આવજા કરતાં દુર્ગતિ વધારનારા દોષોનો સંભવ જોઈને, મુમુક્ષુએ તેવા સ્થાનોનો ત્યાગ કરવો. [૯-૧૧]

તે જ પ્રમાણે કૂતરો, તરતની વિયાયેલી ગાય, વકરેલો આખલો, ઘોડો (કે હાથી), બાળકોનું ક્રીડાગણ, તેમ જ કલહ કે યુદ્ધ થતાં હોય તેવું સ્થાન — એ બધાને પણ દૂરથી ત્યાગવાં. તે જ પ્રમાણે રાજા, સુખી, કોટવાળ વગેરેના છૂપી મંત્રણા વગેરેના સ્થાનોને પણ દૂરથી ત્યાગવાં. [૧૨,૧૬]

ચાલતાં ચાલતાં ગૃહસ્થોના ઘરનાં બારી બારણાં, ભીંતમાં નવાં દીધેલાં ઠીંગડાં, કે ચણી લીધેલાં બાકાં, તથા પાણિયારાં વગેરે તરફ નજર કરતાં કરતાં ન જવું. [૧૫]

ગરીબને ઘેર જતો હોય કે તવંગરને ઘેર, પણ ભિક્ષુ ઉતાવળો ઉતાવળો ન જાય, બોલતો બોલતો ન જાય, હસતો હસતો ન જાય, બહુ ટટાર થઈને ન જાય, કે બહુ નીચો નમીને ન જાય, પરંતુ બહુ ખુશી દર્શાવ્યા વિના, કે ક્રોધાદિથી આકુળ થયા વિના, ઇંદ્રિયોને પોતપોતાના વિષયોની બાબતમાં દમતો દમતો જાય. [૧૩ ૪]

### કયે ઘેર ન જાય

નિષિદ્ધ[૧] કુળોમા ભિક્ષા માટે ન જાય, 'મારે ઘેર કોઈએ ભિક્ષા માટે ન આવવુ', એવી જે ગૃહસ્થે મનાઈ કરી હોય, તેને ઘેર ન જાય, પોતાના જવાથી જેને અપ્રીતિ થતી હોય, તેને ત્યા ન જાય, પરંતુ જેને ત્યા જવાથી ઘરધણી ખુશી થાય તેમ હોય, તેને ત્યા જાય [૧૭] જ્યા બારણું બહુ નીચુ હોય, જ્યા બહુ અંધારુ હોય, તથા જ્યા ભોયરા જેવુ હોય, ત્યા પણ ન જાય, કારણ કે ત્યા આખ કામ કરી શકે નહીં, અને જીવજંતુ નજરે પડે નહીં [૨૦] વળી જ્યા બારણામા પુષ્પો, બીજો વગેરે વેરાયેલા પડ્યા હોય, તથા જ્યા આગણામા કરેલુ નવુ લીંપણ ભીનુ હોય, ત્યા પણ ન જાય [૨૧] ભિક્ષુએ જ્યા શુદ્ધ ભિક્ષા મળી શકે તેમ હોય ત્યા

---

૧ નિષિદ્ધ કુળો બે પ્રકારના છે થોડા વખત માટે નિષિદ્ધ, અને હમેશને માટે નિષિદ્ધ વૃદ્ધિ (જન્મ) મરણ આદિના સૂતકને માટે નિષિદ્ધ બનેલા કુળો એ પહેલા પ્રકારના, અને વાવરી ચમાર વગેરે હલકી જાતિના ઘર એ બીજા પ્રકારના હલકી જાતને ત્યાથી ભિક્ષા ન લેવાનુ કારણ હરિભદ્રસૂરિએ એ બતાવ્યુ છે કે તેથી જૈનશાસનની હલકાઈ થાય જો કે જૈનશાસન જાતિભેદ દૂર કરવા પણ મથ્યુ હતુ અને એ શાસનમા હરિકેશી બલ તેમ જ ચિત્ર સંભૂત જેવા ચાડાળ સાધુઓ પ્રસિદ્ધિ પામ્યા છે તે શાસન પાછીના સમયમા આવી રીતે જાતિભેદ માનતા તથા પાળવા લાગ્યુ તે આ ઉપરથી સમજાશે

પોતાની હાજરી જાહેર કરી, ઘરધણીની પરવાનગી મેળવીને તેમ કરવુ [૧૮]

બારણામા ઘેટો, કૂતરો, વાછડો કે કોઈ બાળક હોય તો તેને ઓળગીને કે ખસેડીને અદર ન જવુ [૨૨]

સ્ત્રી વગેરેની આખ સાથે આખ મેળવવી નહિ, ઘરમા અદર સુધી નજર નાખવી નહિ, ઘરની વસ્તુઓ તરફ ફાટેલી આખે જોવુ નહિ, તથા કોઈ ઘરમાથી કાઈ પણ આહાર મળે નહિ તો બબડતા બબડતા નીકળવુ નહિ [૨૩]

ત્યા આગળ બીજા પણ જે નાનામોટા પ્રાણીઓ આહાર માટે આવ્યા હોય, તેમના તરફ સીધા ધસી જઈને તેમને ત્રાસ ન આપવો, પણ તેમને ત્રાસ ન થાય તે રીતે પ્રયત્નપૂર્વક જવુ [૨૭]

વળી ત્યા બીજા જે કોઈ શ્રમણો, બ્રાહ્મણો, કૃપણો કે દરિદ્રો અન્નપાન માગવા માટે ઊભા હોય, તેમને ઓળગીને અદર ન જવુ, તેમજ દાતાની નજરે પહેલા ચડાય એવી રીતે પણ ન ઊભા રહેવુ પરતુ પેલા લોકોને ભિક્ષા આપી દેવામા આવે, કે તેમને ના કહેવામા આવે અને તેઓ ચાલ્યા જાય, ત્યા સુધી એકાતમા જઈને ઊભા રહેવુ, અને ત્યાર પછી જ આગળ આવવુ નહિ તો પેલા બધા

જવુ અને ગરીબ ઘરે છોડીને મોટા ઘરો તરફ જવાની દાનત ન રાખવી [૨ ૨૫

કેવી રીતે જવુ

ભિક્ષા માગવા જતી વખતે કોઈને ત્યા, ઘર આગળ, ઉપર થઈને જવા માટે ૧૯ લાકડુ, શિલા કે ઇટાળો ૧ટો મૂકેલો દેખાય, કે કાઈ ખાડો કે પોલાણ દેખાય, તો તેના ઉપર થઈને ન જવુ [૬૫ ૬]

વળી, ઘરમા ભિક્ષુને જવાની જે હદ હોય તે વટાવીને બહુ અદર સુધી ન ચાલ્યા જવુ, પરતુ દરેક ઘરની હદ જોઈ-વિચારીને તેટલી હદ સુધી જ જવુ તે હદમા પણ ત્યા ઊભા રહેવાથી નાહવાની જગા કે જાજરૂની જગા સુધી નજર પહોચતી હોય ત્યા ન ઊભા રહેવુ, પણ યોગ્ય જગા જોઈ-તપાસીને પાણી વગેરેનો રસ્તો, તથા બીજ, હરિયાળી વગેરે સજીવ વસ્તુઓ કચરાય નહિ તે રીતે ઊભા રહેવુ [૨૪ ૬]

ઊભા રહેતી વખતે પણ ઘરના આગળાને, પરિઘને કે બારણાને અઢેલીને ન ઊભા રહેવુ [૨-૯]

ઘરના બારણામા કાઈ પડદો કે વસ્ત્ર ટાગેલુ હોય કે કમાડ બધ કરેલુ હોય, તો એકદમ ઉઘાડવુ નહિ, પરતુ વિધિપૂર્વક 'ધર્મલાભ' વગેરે બોલી

સ્ત્રી બાળકને રડતું મૂકીને ભિક્ષા આપવા ઊઠે, તો તે અન્નપાન પણ ન લેવું [૩૯-૪૩]

શુદ્ધ ન લે

સાધુએ પોતાને ખપતું અન્નપાન જ લેવું જેની બાબતમાં શંકા હોય તે ન લેવું [૨૭-૪૪]

પાણીના ઘડા વડે ઢાંકેલુ હોય, (પથ્થરની ચપટી) શિલા વડે ઢાંકેલુ હોય, કે માટી વગેરેનો લેપ કરી બંધ કરી દીધું હોય, તેવુ અન્નપાન, ઉપરની ચીજો ઉઘાડી ઉખાડીને આપવા માડે તો ન લેવુ [૪૫ ૬]

જે ખાનપાન દાન માટે તૈયાર કર્યું હોય, પુણ્યને માટે તૈયાર કર્યું હોય, કે દીન-દરિદ્રો માટે તૈયાર કર્યું હોય, કે શ્રમણસાધુ માટે તૈયાર કર્યું હોય, તે અન્નપાનને તેવુ જાણ્યા બાદ, આપે તો પણ ન લેવુ [૪૭ ૫૪]

વળી જે અન્ન સાધુને ઉદ્દેશીને જ તૈયાર કર્યું હોય, ખરીદી આણ્યુ હોય, તેવા અંશોના મિશ્રણવાળુ હોય, સાધુને ઉતારે જ બહારથી આણીને રજૂ કરેલુ હોય, ગૃહસ્થને પોતાને માટે તૈયાર થતુ હોય તેમાં સાધુને આવ્યા જાણી ઉમેરેલુ હોય, ઉછીનુ આણ્યુ હોય, કે મૂળથી જ ગૃહસ્થ

અને સાધુ એમ બને માટે ભેગુ રાધેલુ હોય, તે ન લેવુ [૫૫]

સાધુએ પ્રથમથી જ અન્ન વિષે પૂછી લેવુ કે આ કોને માટે કે કોણે તૈયાર કરેલુ છે સાભળીને નિશ્ચય શુદ્ધ લાગે તો લેવુ [૫૬]

જે અન્નપાન પુષ્પો, બીજો કે હરિયાળી સાથે ભેળસેળ થયેલુ હોય, જે અન્નપાન પાણી ઉપર કે કીડિયારા ઉપર મૂકેલુ હોય, કે અગ્નિ ઉપરથી અગ્નિને ખોરીને, ■ કોરીને, ઓછો કરીને, વધારીને, ખૂબ સળગાવીને, કે હોલવી નાખીને આપવામા આવતુ હોય, તે સાધુએ ન લેવુ વળી જે અન્નપાન ઊભરાતુ હોવાથી બીજા વાસણમા કાઢી લઈને, કે તેમા પાણી વગેરે છાટીને, કે ચૂલા ઉપરના પાત્ર વડે જ કે તેમાથી બીજા પાત્રમા કાઢીને, કે તે પાત્રને નીચે ઉતારીને આપવામા આવતુ હોય, તેને પણ સાધુએ ન લેવુ [૫૭ ૬૪]

જે અન્નપાન માળ ઉપર મૂકેલુ હોય, અને સાધુને આપવા માટે નિસરણી, બાજઠ, પાટિયુ કે માચો ગોઠવીને કે ખીલા ઉપર ચડીને ઉતારવુ પડે તેવુ હોય, તે અન્નપાન પણ સાધુએ ન લેવુ કારણ કે ચઢનાર જો સરકે તો નીચે પડે અને હાથપગ

ભાગે કે આ આગળના પૃથ્વીકાયાદિ જીવોને તથા બીજા ત્રસ જીવજંતુને કચરે [૬૫૯]

નીલકમળ, અરવિંદ, કુમુદ, મોગરો કે અન્ય સજીવ પુષ્પ ચૂંટીને આપે, કે ચૂંટેલા પુષ્પને મસળીને આપે, તો તે પણ ન લેવુ [૨,૧૪૭]

કંદ, મૂળ, ફળ, કાચા કે કાપેલા પાંદડાનુ શાક, તુંબડુ[1] અને આદુ એ સજીવ હોય તો ન લેવા બજારમા ઘણા દિવસ વેચવા માટે ખુલ્લુ રહેવાથી ધૂળ વગેરેથી વ્યાપ્ત થયેલુ એવુ બધુ, જેમકે સાથવાનો લોટ, બોરનો લોટ, તલસાંકળી (શષ્કુલી), ગોળની રાબ, પૂડા, મોદક વગેરે વસ્તુઓ પણ કોઈ આપે તો ન લેવી વળી બહુ હાડકાવાળુ માંસ, બહુ કાંટાવાળી માછલી,[2] પનસ, ટિંબરવા, બીલા, શેરડીના બડવા, કઠોળની શીંગો

૧ મૂળમા 'सम्माक' છે સાદ તુંબડી થવા અર્થ શીત ને છે એમ હરિ૦ જણાવે છે તે પોતે તેને માટે 'त्वग्मज्जान्तर्वर्ति' ...ન અને મજ્જાની વચ્ચેનુ (ગુચ્છ) એવુ જણાવે છે

૨ હરિભદ્રસૂરિ અહીં પ્રસિદ્ધ માંસ અર્થ લે છે જો કે બીજાઓ સદી વનસ્પતિનો અર્થ લે છે એવુ તે નોંધતા નથી છે પરંતુમા તે જણાવે છે કે આ માંસ લેવાનો પ્રસંગ કોઈ ...ળ આદિની અપેક્ષાથી (અર્થાત્ ...) આવે

વગેરે, જેમા ખાવાનુ થોડુ હોય અને નાખી દેવાનુ વધારે હોય, તે પણ ન લેવુ [૭૦ ૪]

કમળકદ સોયકોળુ, ધોળા-નીલા કમળના કદ, કમલતતુ, સરસવના ડાડલા, એ બધા સજીવ હોય ત્યા સુધી ન લેવા વૃક્ષ, તૃણ કે હરિયાળીની કૂમળી કુપળો પણ સજીવ[1] હોય ત્યા સુધી ન લેવી મગ વગેરેની ફળી પણ કાચી કે એક વાર શેકેલી હોવાથી સજીવ હોય તો ન લેવી બાફીને નિર્જીવ ન કરેલ બોર, વાસકારેલુ કે શીવણુ (શ્રીપર્ણી) ફળ ન લેવા તલપાપડી કે લીમડાનુ ફળ પણ સજીવ હોય ત્યા સુધી ન લેવુ ચોખાનો લોટ, તલનો લોટ, તથા સરસવનો ખોળ સજીવ હોય ત્યા સુધી ન લેવો કોઠુ, બિજોરુ, મૂળો, કે મૂળાની કાતળી સજીવ હોય ત્યા સુધી ન લેવી તેમજ બોર વગેરેના ચૂર્ણ, જવ વગેરે બીજોના ચૂર્ણ, બહેડા, રાયણ વગેરે સજીવ હોય ત્યા સુધી ન લેવા [૨,૧૮-૨૪]

તે જ પ્રમાણે સારુ નરસુ પાણી જેમકે ગોળ વગેરેના વાસણ ધોયેલુ પાણી, કણકનુ પાણી, કે ચોખાનુ ધોવણ વગેરે તાજુ-સજીવ હોય ત્યા સુધી ન લેવુ

---

૧ સજીવ એટલે કે છરી વગેરે બરાબર સ્પર્શાઈને કે અફળાઈને નિર્જીવ નહિ થયેલુ

પણ જોવાથી, જાણવાથી, ચાખીને, પૂછીને, કે સાંભળીને એમ ખાતરી થાય કે, આ લાંબા વખતનું ધોયેલું હોવાથી નિર્જીવ થયેલું છે, ત્યારે તેને લેવું તે પણ બહુ ખાટું થયેલું, સડી ગયેલું કે તરસ છિપાવવાને યોગ્ય રહ્યું ન હોય તો ન લેવું અજાણતા લેવાઈ જાય તો પણ તેને પીવું નહિ કે બીજાને આપવું નહિ, પરંતુ એકાંત નિર્જીવ સ્થાનમાં જઈને તેને નાખી આવવું ઊનું પાણી હોય, તો પણ ત્રણ ઊભરા આવી નિર્જીવ થયેલું ન હોય તો ન લેવું ૭૫-૮૧ (૨૨)

પ્રસંગવશાત્ અહીં દારૂ પીવાનો નિષેધ વર્ણવવામાં આવે છે પોતાના યશનું સંરક્ષણ કરવા ઇચ્છનારા ભિક્ષુએ સુરા, મૈરેય વગેરે માદક રસો ન પીવા કારણ કે કેવળી ભગવાને તેનનો પ્રતિષેધ કર્યો છે[1] 'કોઈ મને જોતું નથી' એમ વિચારી ચોરી-છૂપીથી જે ભિક્ષુ મદ્ય વગેરે પીવે છે, તેના દોષો હું કહું છું તે સાંભળો તેનું વ્યસન દિવસોદિવસ વધતું જાય છે તે જ પ્રમાણે તેનું છળકપટ અને જૂઠાણું પણ વધતું જાય છે, તેની અપકીર્તિ થાય છે, તેને

૧ [illegible]

નેર્વાણ–શાંતિ પ્રાપ્ત થતી નથી, અને વેશમાં સાધુ-પણું હોવા છતાં વસ્તુતાએ તેનું અસાધુપણું જ વધે છે ચોરની પેઠે પોતાના દુષ્કર્મથી હમેશાં ઉદ્વિગ્ન રહેતો તે દુષ્ટ બુદ્ધિવાળો ભિક્ષુ, મરણાંતે પણ ચારિત્રને આરાધી શકતો નથી, કે આચાર્યો અને સાધુઓની સેવા કરી શકતો નથી ગૃહસ્થો પણ તેનું દુષ્ટ શીલ જાણી તેનો તિરસ્કાર કરે છે એ પ્રમાણે દુર્ગુણો આચરનારો અને સદ્ગુણોનો ત્યાગ કરનારો તે દુષ્ટ ચિત્તવાળો ભિક્ષુ મરણ પર્યંત તેવો જ રહે છે [૨,૩૬-૪૧]

આમ કરવાને બદલે જે બુદ્ધિશાળી ભિક્ષુ મદ્ય વગેરે માદક પીણાં તેમજ ઘી વગેરે માદક પદાર્થોનો ત્યાગ કરી, અભિમાનરહિતપણે તપ આચરે છે, તેના અનેક સાધુપુરુષોથી પ્રશંસિત, વિપુલ તેમજ મોક્ષ રૂપી અર્થવાળા કલ્યાણનું હું વર્ણન કરું છું તે તમે સાંભળો તે સાધુ ગુણોની ઇચ્છા કરે છે, દુર્ગુણોનો ત્યાગ કરે છે, અને આચાર્યો તથા સાધુઓની આરાધના કરે છે ગૃહસ્થો તેને ઉત્તમ જાણી પૂજે છે, તથા મરણકાળે પણ તે ચારિત્રની જ આરાધના કરતો હોય છે [૨,૪૨ ૫]

જે ભિક્ષુ પોતે તપસ્વી ન હોવા છતાં તેવો દેખાવ કરે, વિદ્યા ભણ્યો ન હોય છતાં, તેવો

દેખાવ કરે, ઉચ્ચ કુળમાં જન્મ્યો ન હોય છતાં તેવો દેખાવ કરે, આચરણ દુષ્ટ હોવા છતાં સારા આચરણનો દેખાવ કરે, તેમજ પોતે ન જાણતો હોવાથી બીજાને પૂછે અને તેનું સાંભળી લીધા પછી 'હું એમ જ જાણતો હતો' એમ કહી ખોટા ભાવનો દેખાવ કરે, તે મર્યા બાદ કિલ્બિષિક દેવ[1] થાય છે અને પોતે શું કામ કરવાથી આવી યોનિમાં ઉત્પન્ન થયો તેનું તેને (દેવ હોવા છતાં) ભાન હોતું નથી ત્યાંથી મર્યા બાદ તે બકરા જેવું બેં બેં બોલનારો બોબડો થાય છે, અથવા નરકયોનિ કે પશુપંખીની યોનિને પ્રાપ્ત કરે છે, જ્યાં બોધિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે આ પ્રમાણે જ્ઞાતપુત્ર મહાવીર ભગવાને જૂઠ અને છેતરપિંડીના દોષો વર્ણવ્યા છે માટે બુદ્ધિમાને તે બધાનો ત્યાગ કરવો [૨,૪૬ ૯]

જળપાન કેવી રીતે કરવું ?

ભિક્ષા મેળવ્યા બાદ ઉતારે આવ્યા વિના ત્યાં ને ત્યાં ખાવાની ઇચ્છા હોય, તો આ પ્રમાણે કરવું કોઈ ખુલ્લી જગા કે ભીંતના મૂળ આગળની

૧ દેવમાં પણ [illegible] કામ [illegible] [illegible] તે કિલ્બિષિક દેવ [illegible] જેવા છે [illegible] તેમજ [illegible] નિંદા કરનાર પુરુષ તે [illegible] પામે છે જુઓ ઉત્તરાધ્યયન ૩૬ ૨૬૬

આચ્છાદિત જગા નિર્જીવ હોય તો માલિકની રજા મેળવી રજોહરણ વડે સાફ કરવી પછી હાથ સાફ કરી, સયમપૂર્વક ખાવુ ખાતા ખાતા હાડકુ, કાંટો (માછલીનો), તૃણ, લાકડુ કે કાકરો આવી જાય તો તેને હાથ વડે કે મો વડે ગમે ત્યા ન ફેંકવુ, પરતુ તેને હાથમા લઈ, કોઈ એકાત નિર્જીવ જગા જોઈ, ત્યા સાવધાનીથી નાખી આવવુ [૮૨-૬]

પરતુ, પોતાને ઉતારે જઈને જ ખાવુ હોય, તો અન્નપાન લઈને ઉતારે આવવુ, અને બહાર કોઈ નિર્જીવ સ્થાન જોઈ-તપાસી, ત્યા ઊભા રહી ભોજન તપાસી લેવુ પછી વિનયપૂર્વક અદર પ્રવેશ કરી, રસ્તે જતા આવતા તેમજ અન્નપાન લાવવામા દોષ થયા હોય તે યાદ કરી ગુરુ સમક્ષ તેની કબૂલાત કરી લેવી પછી સરળ બુદ્ધિથી તેમજ અનુદ્વિગ્નપણે શું શું અનપાન કેવી રીતે મેળવ્યુ તે ગુરુ આગળ નિવેદિત કરવુ પછી જે કાઈ દોષો અજાણતા થઈ ગયા હોય તે બદલ ક્ષમા વગેરે માગી લેવા

પછી ભિક્ષુએ સ્થિર તથા એકાગ્ર થઈને ચિંતવવુ કે, તીર્થંકર જિનોએ મોક્ષની સાધનાને અર્થે દેહ ધારણ કરવા માટે સાધુને કેવી નિષ્પાપ આજીવિકા ઉપદેશી છે! પછી અર્હંતાદિને નમસ્કાર

જ અન તળિયાઝાટક ખાઈ લેવુ, વાસણમા જરા પણ છાડવુ નહિ [૨-૧]

ઉતારે આવીને ખાવાનું ગરૂ ક્યો બાદ એમ લાગે કે, તે પૂરતું નથી, તો ક્ષુધાની અનિવૃત્તિ જેવા સબળ કારણે પૂર્વોક્ત વિધિથી ફરી ભિક્ષા માગવા જવુ જો કે, તે વખતે ભિક્ષા માગવાની વેળા વીતી ગઈ હોવી ન જોઈએ [૨,૨-૩]

ગૃહસ્થના ઘરમા પુષ્કળ ખાનપાન હોય, અને તે પ્રત્યક્ષ દેખાતું હોય છતા તે આપવાની ના પાડે, તે તેના ઉપર ગુસ્સે ન થવુ માત્ર એટલું જ વિચારવુ કે, 'જેવી તેની મરજી' [૨,૨૭-૮]

સ્ત્રી ક પુરુષ, નાનો ક મોટો, ભક્તિભાવપૂર્વક વદન કરે ત્યારે તેની પાસે કંઈ ન માગવુ અને માગ્યા છતા ન આપે, તો 'ફોગટના નમસ્કાર કરે છે!' એવી કઠોર વાણી ન સભળાવવી કોઈ વદન ન કરે તેથી ગુસ્સે ન થવુ, કે કોઈ વદન કરે તેથી આનદિત પણ ન થવુ

એ પ્રમાણે ભિક્ષા માગનારનું શ્રમણપણું અખડિત રહે છે* [૨,૨૯-૩૦]

* આ અંગેની વધુ વિગતો આચારાંગસૂત્રના બીજા શ્રુત સ્કંધના પ્રથમ ભિક્ષા અધ્યયન જેવી છે ત્યાંની ટેરીક ... [illegible] ... વિશેષ ... આચારાંગ પુસ્તક પા ૮૩ ઇ૦

નથી નાના મોટા, રોગી એમ બધા નિર્ગ્રંથોને જે ગુણો અખંડિતપણે પાળવા પડે છે, તે આ પ્રમાણે છે તે અઢાર સ્થાનમાથી કોઈ પણ એકમા સ્ખલન પામનારો સાધુ નિર્ગ્રંથ મટી જાય છે [૧ ૭]

૧ તે અઢારમા પ્રથમ અહિંસા છે, એમ મહાવીર ભગવાને જણાવ્યુ છે તે ભગવાને અહિંસાનુ બહુ સૂક્ષ્મ સ્વરૂપ વિચાર્યું છે, અને સર્વ પ્રકારના પ્રાણીઓને દુ ખ ન થાય તે રીતે આત્મ નિગ્રહી રહેવાનુ ઉપદેશ્યુ છે જગતમા નાના મોટા સ્થાવર કે જગમ જે કોઈ પ્રાણીઓ છે, તે બધા જીવવા ઇચ્છે છે, મરવા ઇચ્છતા નથી માટે જાણતા કે અજાણતા, પોતે કે બીજા મારફતે તેમની હિંસા ન કરવી [૮-૧૦]

૨ પોતાને માટે કે બીજાને માટે, ક્રોધથી કે ભયથી, કોઈ કાળે બીજાને પીડાકારી એવુ અસત્ય જાતે ન બોલવુ, કે બીજા પાસે ન બોલાવવુ આ લોકમા સર્વ સાધુપુરુષોએ અસત્ય વચનની નિંદા કરી છે કારણ કે તે, બધા ભૂતપ્રાણીઓના વિશ્વાસનો ભગ કરવારૂપ છે માટે અસત્ય વચન કદી ન બોલવુ [૧૧-૨]

૩ સયમી પુરુષો નાની કે મોટી, સજીવ કે નિર્જીવ એવી કોઈ વસ્તુ—અરે દાત ખોતરવાની સળી

પણ, માલિકને પૂછયા વિના લેતા નથી, એટલુ જ નહિ પણ બીજા પાસે લેવરાવતા નથી, અને કોઈ લેતો હોય તેને અનુમતિ પણ આપતા નથી [૧૩-૪]

૪ મૈથુનને સર્વ પ્રમાદનુ મૂલ, અસેવ્ય, અધર્મનુ મૂળ કારણ, મહાદોષોનો સમૂહ તથા ઘોર કર્મોના હેતુરૂપ જાણી મુનિઓ તેને સેવતા નથી, તેમજ તેને સર્વ પ્રકારના ચારિત્રને છિન્નભિન્ન કરનારુ જાણી તેની નજીક પણ જતા નથી [૧૫-૧૬]

૫ જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરની આજ્ઞાનુ અનુસરણ કરનારા સાધુઓ સજીવ કે નિર્જીવ મીઠુ, તેલ, ઘી, ગોળ[1] જેવી વસ્તુઓનો પણ બીજી ટક સુધી સગ્રહ રાખતા નથી કારણ કે, એ પ્રમાણે કરવુ એ લોભની શરૂઆત જ છે તેમ કરનારો સાધુ ગૃહસ્થ જેવો જ છે, ત્યાગી નથી સાધુઓ વસ્ત્ર, પાત્ર, કબળ, અને રજોહરણ રાખે છે, તે સયમ અને લજ્જાના નિવારણ અર્થે જ હોય છે જ્ઞાતપુત્ર ભગવાને તેવા કારણસર રાખેલી વસ્તુને પરિગ્રહ નથી કહ્યો, પરતુ આસક્તિ—મમતા ને જ પરિગ્રહ કહેલ છે સાધુપુરુષો તે અનુસાર, ઉચિત ક્ષેત્ર કાળને સમજી, જીવાદિના સરક્ષણાર્થે શાસ્ત્રોક્ત સાધનસામગ્રી રાખે છે, પરતુ તેમાય તેઓ મમત્વ

---

[1] મૂળમા ફાણિત એટલે 'પ્રવાહી ગોળ' છે

નથી કરતા એટલું તો શું, તેઓને પોતાના શરીરમાં પણ મમતા હોતી નથી [૧૭-૨૧]

૬ સર્વ તીર્થંકરોએ આ મહેશનું તપકર્મ કહ્યું વર્ણવી બતાવ્યું છે કે, નિર્વાહ પૂરતું જ[1] દેહનું પાલનપોષણ કરવું, અને દિવસ દરમ્યાન[2] જ ખાઈ લેવું! સ્થાવર તેમજ જંગમ એવા કેટલાય સૂક્ષ્મ જીવો રાત્રે જોવાતા નથી તે વખતે તેમની હિંસા કર્યા વિના કેવી રીતે ખાઈ શકાય? આ ભોજન મજીવ પાણીવાળું છે કે નહિ, બીજયુક્ત છે કે નહિ અંદર જીવજંતુ પડ્યા છે કે નહિ વગેરે બાબતો દિવસે નીરખી શકાય, પરંતુ રાત્રે તે બધું કેમ કરીને દેખી શકાય? આવા બધા દોષો જોઈને જ મહાવીર ભગવાને કહ્યું છે કે, નિર્ગ્રંથે કોઈ પ્રકારનો આહાર રાત્રે ન કરવો [૨૨-૫]

૭ સુસમાહિત ચિત્તવાળા સંયમી પુરુષો પૃથ્વીકાયિક જીવોની હિંસા મન-વાણી-કાયાથી જાતે કરતા નથી, બીજા પાસે કરાવતા નથી, કે કોઈ કરતું હોય તેને અનુમતિ પણ આપતા નથી પૃથ્વીકાય

૧ यात्रा मात्रार्थ वृत्ति' —અર્થાત્ ક. સંયમનું પાલન (સ. ત) થઈ શકે તેટલું જ દેહનું પાલનપોષણ

૨ મૂળમાં તો एगभत्तं च भोयणम् એવું જ છે પણ હરિભદ્રસૂરિ દિવસ દરમ્યાન જ ખાઈ લેવું એવો અર્થ લે છે

જીવોની હિંસા કરવાની સાથે સાથે તેને આધારે રહેલા બીજા નજરે ન દેખી શકાય તેવા જીવજંતુની પણ હિંસા થાય છે માટે એ દોષને દુર્ગતિ વધારનારો જાણી, સાધુ પૃથ્વીકાયની હિંસા યાવજ્જીવ છોડી દે છે [૨૬-૮]

૮ એવું જ જળકાયિક જીવોની બાબતમાં પણ જાણવું

૯ તે જ પ્રમાણે સાધુ પુરુષો પાપજનક અગ્નિ સળગાવવાની પણ ઇચ્છા નથી કરતા કારણ કે અગ્નિ બધા જીવોનો નાશ કરનાર તીક્ષ્ણ શસ્ત્ર છે વળી તે શસ્ત્ર, ઉપર નીચે-આસપાસ એમ બધી દિશામાં વિનાશ કરતું હોવાથી સર્વથા અગ્રાહ્ય છે આ પ્રમાણે અગ્નિને ભૂતપ્રાણીઓનો વિનાશક જાણી, સાધુ પુરુષ ઠંડીનું નિવારણ કરવા તેના વડે તાપતા પણ નથી [૩૨-૫]

૧૦ તેવું જ વાયુનું પણ છે સાધુ પુરુષો પંખા વડે, પાન વડે, કપડાં વડે કે બીજી કોઈ વસ્તુ વડે પવન નાખવાની કે બીજો કોઈ નાખે એની ઇચ્છા સુધ્ધા કરતા નથી [૩૬-૯]

૧૧ સાધુ પુરુષો વનસ્પતિકાયિક જીવોની પણ મન-વાણી-કાયાદિથી હિંસા કરતા નથી[૧] [૪૦-૨]

---

૧ બાકીનું બધું ૭ મુજબ સમજી લેવું

૧૨ તે જ પ્રમાણે સાધુપુરુષો જંગમ (ત્રસ) જીવોની પણ હિંસા કરતા નથી.[1] [૪૩-૫]

૧૩ ઋષિઓ સ્વીકારવા યોગ્ય આહાર, શય્યા, વસ્ત્ર અને પાત્રનો જ સ્વીકાર કરે છે, જે સ્વીકારવાને યોગ્ય નથી તેનો ત્યાગ કરે છે. જે ખાનપાનાદિ સાધુઓને નિમંત્રણ કરીને આપ્યાં હોય, તેમને માટે ખરીદીને આણ્યાં હોય, તેમને ઉદ્દેશીને તૈયાર કર્યાં હોય, કે તેમની પાસે લાવીને રજૂ કર્યાં હોય, તેમનો તે સ્વીકાર નથી કરતા. કારણ કે તેવી વસ્તુઓનો સ્વીકાર કરનાર, તે નિમિત્તે થતી જીવહિંસાને અનુમતિ જ આપે છે. માટે ધર્મજીવી મહાપુરુષો તેવી વસ્તુઓનો સ્વીકાર નથી કરતા. [૪૬-૯]

૧૪ સાધુપુરુષો ગૃહસ્થના વાસણોમાં[2] અન્નપાન નથી ખાતા. તેમ કરનાર આચારથી ભ્રષ્ટ થાય છે. કારણ કે, તે વાસણોને પછીથી ગૃહસ્થ સજીવ પાણીથી ધુએ, અને તે પાણી બહાર નાખે, ત્યારે જીવહિંસા થાય. કેવળજ્ઞાનીઓએ તેમાં એવો દોષ દીઠો છે. ગૃહસ્થના વાસણમાં જમતાં પહેલાં તેમજ

---

૧ આ બાર સાધુના મૂળગુણો હોવાનું. હવે પછીના ૭ ઉત્તરગુણો હોવાય છે.

૨ કાંસાના તેમજ [illegible]ોદા (દે૦ ૧ ?) માટીના વાસણોમાં એમ મૂળમાં છે.

પછી (તે વાસણ ધોતા કરતા) થતી હિંસાને કારણે નિર્ગ્રંથો તેમના વાસણોમા જમતા નથી [૫૦ ૨]

૧૫ સાધુપુરુષો ભદ્રાસન, સાગામાચી, ઢાલિયા અને ખાટલા વગેરેમા બેસતા–સૂતા નથી કારણ કે તે બધી વસ્તુઓ અધકારના આશ્રયરૂપ હોઈ, ત્યા જીવજતુ વગેરે બરાબર જોઈ-તપાસી શકાતા નથી [૫૨ ૫]

૧૬ સાધુપુરુષ ભિક્ષા માગવા જતી વખતે ગૃહસ્થને ઘેર બેસતા નથી એ અનાચાર જે આચરે છે, તેના જ્ઞાનનો સત્વર લોપ થવાનો પ્રસગ આવે છે ગૃહસ્થની સ્ત્રી સાથે પરિચય વધતા સાધુનુ બ્રહ્મચર્યવ્રત જોખમમા મુકાય છે, અનુરાગવાળી સ્ત્રી તેને નિમિત્તે ખાસ ખાવાનુ બનાવે છે તેથી તેમા થતી હિંસાનો તે ભાગી થાય છે, એક સાધુ ઉપર પ્રીતિ થવાથી બીજા માગવા આવનારાઓને માટે આપોઆપ તે ઘરનુ બારણું બધ થાય છે, અને ગૃહસ્થને પણ પોતાની સ્ત્રીનુ કે સાધુનુ આચરણ દેખી ગુસ્સો ઉત્પન્ન થાય છે અથવા તે સાધુના ઇગિત દેખી, ગૃહસ્થની સ્ત્રી તેનો ભાવ સમજી લઈ, કાતો તેનો તિરસ્કાર કરે છે, અથવા તો તેને વધુ લોભાવે છે આમ કુશીલની વૃદ્ધિ કરનાર આ સ્થાનનો સયમીએ ત્યાગ કરવો. અલબત્ત, અત્યત

નહ, ગૌગ્રિષ્ઠ = ઉત્કટ તપની એ અવસ્થાનો કોઈ (થાક ઇત્યાદિના માટે) ગૃહસ્થને ઘેર બેસે તો દોષ નથી [૫૬ ૯]

૧૭ રોગી કે નીરોગી કોઈ પણ સાધુ જો સ્નાનની કામના કરે કે તેને સેવે, તો તેના આચાર અને સયમનો નાશ થાય છે ખાળની ફાટ-ફિશરોમા અનેક સૂક્ષ્મ જીવજતુઓ હોય છે ભિક્ષુ ભલે નિર્જીવ જળથી સ્નાન કરતો હોય, પરતુ તે પાણી પેઠી કાણોમા જતા ત્યાના જીવજતુને ત્રાસ થાય છે અથવા તેમનો નાશ થાય છે માટે સાધુઓ તો ઠડા કે ઊના પાણીથી મરતા સુધી ન નાહવાનું ઘોર વ્રત આચરે છે તેઓ પાણીથી નાહતા નથી એટલુ જ નહિ, પણ લોધ્ર, પદ્મ વગેરેના લેપ દ્વારા પણ શરીર સફાઈ કરતા નથી [૬૦-૩]

૧૮ નગ્ન રહેનારા, માથુ મુડાવનારા, વાળ તથા નખ વધવા દેનારા, તથા મૈથુનથી નિવૃત્ત થયેલા સાધુને આભૂષણોનુ શુ પ્રયોજન છે? શરીરની ટાપટીપ અને શણગારથી ભિક્ષુને જે કર્મબધન પ્રાપ્ત થાય છે, તેનાથી તે ઘોર અને દુસ્તર સસાર સાગરમા પડે છે માટે બહુ દોષવાળા એ શણગાર વગેરેનો સાધુપુરુષો સ્વીકાર કરતા નથી [૬૪ ૬]

આ પ્રમાણે અમોહદર્શી, તપપરાયણ તથા સંયમ અને આર્જવ યુક્ત સત્પુરુષો પોતાના આત્મા ઉપરથી પૂર્વે કરેલા કર્મોના લેપો ઉખેડતા જાય છે, તથા નવા પાપકર્મો આચરતા નથી. સદા ઉપશાંત રહેનાર, મમત્વરહિત નિષ્કિંચન, આત્મવિદ્યાને અનુસરતા, યશસ્વી તથા શરદ ઋતુના ખિલેલા નિર્મળ ચંદ્ર જેવા તે ક્ષણહાર સત્પુરુષો તે ભવે જ સિદ્ધિને પામે છે, અથવા કાંઈ કર્મ શેષ રહી ગયા હોય, તો ઉત્તમ દેવલોકોને પામે છે. [૬૭૮]

૭

## વાક્યશુદ્ધિ

બુદ્ધિમાન પુરુષે વાણીના ચાર પ્રકાર જાણીને તેમાંથી બેનો પ્રયોગ કરવો, અને બાકીના બેનો કદી પ્રયોગ ન કરવો તે ચાર પ્રકાર આ પ્રમાણે છે સત્ય, અસત્ય, સત્યાસત્ય, અને ન સત્ય કે ન અસત્ય[1] સાચી હોય, પણ બોલવા જેવી ન હોય,[2] સાચી-જૂઠી એમ મિશ્ર હોય, અસત્ય હોય, કે સાચી યા જૂઠી ન હોવા છતાં ડાહ્યા પુરુષોએ આચરી ન હોય,[3]

---

૧ આ છેલ્લો પ્રકાર વ્યવહારમાં સંબોધન આમંત્રણ આજ્ઞા વગેરેમાં વપરાય છે જેમકે હે દેવદત્ત આ લાવ આ આપ આ શું છે કિંમક મનુષ્ય ખી થાય છે વારુ ઠીક —વગેરે

૨ જેમકે રસ્તામાં પારધી પૂછે કે હરણ દોડતું કઈ બાજુ ગયું? ઇત્યાદિ

૩ સાધા પ્રકારમાં નાઈને સંબોધન કરી વચન ઉચ્ચાર કર કે બેસ્યા હાલ્યા હે તે

તેવી વાણી ન બોલવી પહેલા અને ચોથા પ્રકારની વાણી પણ નિર્દોષ હોય, તથા પોતાને ને બીજાને ઉપકારક હોય, તો બોલવી તે પણ કર્કશપણે નહિ, અને સદિગ્ધપણે નહિ એવી રીતે બોલવી સત્ય વાણી પણ સપાપ હોય કે કર્કશ હોય, અથવા બીજી કોઈ રીતે પણ શાશ્વત પદાર્થની સિદ્ધિમા પ્રતિકૂળ હોય, કે થોડી સાચી તેમજ થોડી જૂઠી એવી મિશ્ર હોય, તો બુદ્ધિમાન પુરુષે ન બોલવી [૧-૪]

સમાન સ્વરૂપ હોવાને લીધે અજાણતા અસત્ય બોલાઈ જાય—જેમકે કોઈ પુરુષે સ્ત્રીવેશ ધારણ કર્યો હોય અને તેની ખબર ન હોવાથી કહે કે, 'આ સ્ત્રી જાય છે' તો પણ જૂઠું બોલ્યાનું પાપ લાગે છે, તો પછી જે જાણીબૂજીને જ જૂઠું બોલે છે, તેની તો વાત જ શી? માટે બુદ્ધિમાન પુરુષે 'જઈશુ જ, 'કહીશુ જ' 'આપણુ અમુક કામ થશે જ,' 'હુ જરૂર કરીશ,' 'એ જરૂર કરશે' એ પ્રકારની ભવિષ્યકાળને લગતી શકાગ્રસ્ત બાબતો વિષે નિશ્ચયાત્મક વાણી ન બોલવી તે જ પ્રમાણે વર્તમાનકાળ કે ભૂતકાળને લગતી પણ શકાગ્રસ્ત બાબત વિષે નિશ્ચયાત્મક ન બોલવુ ભૂત-ભવિષ્ય-કે વર્તમાન એ ત્રણે કાળની બાબતમા જે વસ્તુ વિષે 'એ આમ જ છે' એવુ જાણતા ન હોઈએ, કે

જેને વિષે શંકા હોય, તેને વિષે 'એ આમ જ છે' એમ ન કહેવું પરંતુ જે બાબતમાં જરા પણ સંશય ન હોય, તે બાબતમાં જ 'એ આમ જ છે,' એમ કહેવું [૫૧૦]

મોટા કે વડીલનું દિલ દુખાય એવી કઠોર વાણી સાચી હોય તો પણ ન બોલવી કારણ કે તેથી પાપબંધન થાય છે તે પ્રમાણે કાણાને 'કાણો,' નપુંસકને 'નપુંસક,' રોગીને 'રોગી,' કે ચોરને 'ચોર,' એમ ન કહેવું બીજા પણ એવા જે પ્રકારથી બીજાને મરવા જેવું લાગે, તે પ્રકારની વાણીનો બુદ્ધિશાળી મનુષ્ય પ્રયોગ ન કરે તે જ પ્રમાણે 'હોન્યા!'[1] 'વર્ણસંકર!' 'કૂતરા!' 'છિનાળ!' (વૃષલ) 'કંગાળ!' 'કમનસીબ!' એવાં સંબોધન પણ ન વાપરવાં સ્ત્રીને સંબોધતાં પણ 'દાદી,'[2] 'મા,' 'માસી,' 'ફોઈ,' 'ભાણેજ,' 'પુત્રી,' 'પૌત્રી,' 'હે,' 'ઓ' 'હલે,' 'અન્ને' 'સ્વામિનિ,' 'ગોમિનિ,'[3] 'હોલી,' 'ગોલી,' 'વૃષલી'

૧ મૂળમાં પ્રથમ જે માટે હોલ અને [illegible] શબ્દ છે અથવૃત્તિમાં હોલ એટલે મૂર્ખ હાલિ અથ જણાવ્યા છે અને [illegible] એટલે [illegible] એના અથ આપ્યા છે હરિ તો જણાવે છે કે જુદા જુદા વિભાગોમાં નિષ્ઠુર સંબોધનો તરીકે એ શબ્દો વપરાય છે

૨ મૂળમાં આર્યિ। અને પ્રાર્યિ। એ શબ્દ મા કે બાપની મા તે આર્યિ અને તેની રજ મા તે પ્રાર્યિ।

3 ગાયવાળી [illegible] અર્થ તો ગાળના અથમાં છે

એવા સંબોધનો ન વાપરવા, પરંતુ કાં તો તેના નામથી તેને બોલાવવી, કે તેના ગોત્રના નામથી તેને બોલાવવી, કે તેની ઉંમર, દેશ કે ઐશ્વર્યાદિનો ખ્યાલ કરી, જે રીતે ઠીક લાગે તે રીતે તેને બોલાવવી પુરુષને પણ દાદા, બાપા, કાકા, મામા, ભાણેજ, પુત્ર, પૌત્ર વગેરે સંબોધનોથી ન બોલાવતા તેના નામથી, ગોત્રથી કે યોગ્ય લાગે તે રીતે બોલાવવો [૧૧-૨૦]

ગાય વગેરે બીજા પંચેંદ્રિય પ્રાણીની બાબતમાં પણ ચોક્કસ ખાતરી ન હોય ત્યાં સુધી 'આ નર છે,' કે 'આ માદા છે' એમ ન કહેવું, પરંતુ સામાન્ય જાતિવાચક શબ્દ વાપરવો વળી કોઈ મનુષ્ય, પશુ, પક્ષી, અજગર આદિ માટે 'આ અત્યંત માંસલ છે,' 'આ અત્યંત મેદસંપન્ન છે,' 'આ કાપવા લાયક છે,' કે 'આ રાંધવા લાયક છે' એમ ન કહેવું, પરંતુ જરૂર પડે ત્યારે 'આ મોટો થયો છે,' 'આ વધ્યો છે,' 'આ ઉંમરમાં આવ્યો છે,' 'આ જાતમાં આવ્યો છે,' કે 'આ મહાકાય છે' એમ બોલવું તે જ પ્રમાણે 'આ ગાયો દોહવા લાયક છે,' કે 'આ વાછડા નાથવા લાયક છે,' કે 'આ ઘોડા પલોટવા લાયક છે,' એમ ન કહેવું, પરંતુ 'આ વાછડો જુવાન છે,' 'આ ગાય દૂઝણી[1]

1 મૂળ રસદા

છે,' 'આ (બળદ કે ઘોડો) નાનો છે,' 'આ મોટો છે', કે 'આ ભાર વહન કરી શકે એવો છે' એમ કહેવું [૨૧-૫]

તે જ પ્રમાણે ઉદ્યાન, પર્વત કે વનમાં મોટાં વૃક્ષો દેખીને બુદ્ધિમાને એમ ન કહેવું કે, 'આ થાભલા કરાય તેવાં છે,' 'આ દરવાજાને લાયક છે,' 'આ ઘર બનાવવાને લાયક છે,' 'આ પરિઘ બનાવવાને લાયક છે,' 'આનો આગળો થાય તેવો છે,' 'આ નાવને માટે લાયક છે,' 'આ રેંટના કામમાં આવે તેવું છે, 'આ બાજઠ બનાવવાને લાયક છે,' 'આ કથરોટ બનાવવાને લાયક છે,' આનું હળ થાય તેવું છે,' 'આન સમાર[1] થાય તેવું છે,' 'આની લાટ[2] થાય તેવી છે' 'આની નાભિ[3] થાય તેવી છે,' 'આનુ ડીમચુ[4] થાય તેવું છે,' 'આ આસન બનાવવાના કામમાં આવે તેવું છે,' 'આ પલંગ બનાવવાના કામમાં આવે તેવું છે,' 'આ ગાડું બનાવવાના કામમાં આવે તેવું છે,' કે 'આ અપાશ્રયમાં (બારણું વગેરે બનાવવાના)

૧ મૂળ — બીજ વાવ્યા પછી તેમને દાબવા ફેરવવાનું પાટિયું મયિ(હિ)રમ્

૨ ઘાણી કરવાની લાટ

૩ પૈડાની

૪ જેમાં બેરવું બેસાડેલી હોય છે તે ડીમચું — ગડી

કામમા આવે તેવુ છે' કારણકે એવી વાણી વૃક્ષાદિ જીવોને પીડા કરનારી છે પરતુ તેવે સ્થળે બોલવાની જરૂર પડે તો એમ કહેવુ કે, આ વૃક્ષો જાતવાન છે, આ વૃક્ષો લાબા છે, આ વૃક્ષો ગોળાકાર છે, આ વૃક્ષો વિસ્તારયુક્ત છે, આ વૃક્ષો શાખાયુક્ત છે, આ વૃક્ષો ડાળીઓવાળા છે, કે આ વૃક્ષો દર્શનીય છે [૨૬ ૩૨]

તે જ પ્રમાણે ફળ જોઈને એમ ન કહેવુ કે, આ પાકી ગયા છે, આ પકવીને ખાવા જેવા છે, આ તૈયાર થયા છે, આ કુમળા[૧] છે, કે આમની ચીરીઓ કરવા જેવી છે પરતુ જરૂર જ પડે તો એમ કહેવુ કે, આ આબા નમી ગયા છે,[૨] આ આબા ઉપર ફળ મોટા થયા છે, આ આબાના ફળને બહુ વખત થયો છે, કે આ આબા રૂપમા આવ્યા છે તે જ પ્રમાણે ખેતરમા ધાન વગેરે ઊભુ દેખીને એમ ન કહેવુ કે, એ પાકી ગયુ છે, કે એ નીલા રગનુ[૪] થયુ છે, કે એ કાપવા યોગ્ય થયુ છે, કે શેકવા યોગ્ય થયુ છે, કે પોક પાડવા જેવુ થયુ છે પરતુ જરૂર પડે તો

---

૧ એટલે કે ઠળિયો બાઝે ત્યાર પહેલા ખાઈ લેવા જેવા

મૂળ અસંથ. ફળ મોટા (પા ૧) થઈ જવાથી તેમનો ભાર સહેવાને અસમર્થ

૩ ફળ બેસવા લાગવાથી ફળ કુમળા છે એ ભાવ દર્શાવવા

૪ એટલે કે વાલ વગેરેની પાપડી બેસી જવાથી

એમ કહેવુ કે, પાક નોટો (સારો) થયો છે, આ પાકને બહુ વખત થયો છે, આ પાક સ્થિર થયો છે, આ પાક નીવડ્યો છે,[1] આના દાણા હજી ગભ મ [illegible] આને ફૂટા બેઠા છે કે આમા દાણા બંધાયા છે [૩૨ ૫]

તે જ પ્રમાણે કદાચ જમણવારના પ્રસગની વાત હોય તો તેને માટે (પિતૃ) 'કૃત્ય, (શ્રાદ્ધ) 'કાર્ય'[2] એવા શબ્દો ન વાપરવા ચોરને માટે પણ 'વધ્ય એવો શબ્દ ન વાપરવો નદીને માટે પણ 'સારા ઉતરાણવાળી' એવો શબ્દ ન વાપરવો પણ જરૂર જ પડે તો જમણવારને જમણવાર જ કહેવો, ચોરને 'જીવ હોડમા મૂકનારો' કહેવો અને નદીને 'મોટે ભાગે સમાન સ્થળોવાળી' કહેવી [૩૬ ૭]

વળી નદીઓ વિષે બોલવાનુ હોય તો, તે પૂરેપૂરી ભરેલી છે,' કે 'તરીને પાર કરાય તેવી છે,'

૧ [illegible] ઉત્સુત - [illegible] કે દરિ૦ ના [illegible] પ્રમ [illegible] ભાગી પાતામાથી બાગીને નીવ? [illegible]

[illegible] તેમા [illegible] - [illegible] નીકરે છ

૩ [illegible] ૧૦૬ છ આ [illegible] તેની વ્યુત્પત્તિ [illegible] આ પ્રમાણે [illegible] છે मेगम्पन्तं प्राणिनमायुष [illegible]— એમા પ્રાણીનાના આયુષ્ય [illegible] કરવામા આવ છ તે

કે 'નાવથી પાર કરવા જેવી છે,' કે 'કિનારે જાનવરો પાણી પી શકે તેવી છે' એમ ન કહેવુ, પરંતુ, જરૂર પડે તો તેઓ 'વધુ પ્રમાણમા ભરેલી છે,' કે 'મોટે ભાગે ઊંડી છે,' કે 'બહુ પાણી હોવાથી ઊછળતી ચાલે છે,' કે 'બહુ વિસ્તારવાળી છે' એમ કહેવુ [૩૮-૯]

બીજાની આ બાબતમા કાંઈ સદોષ પ્રવૃત્તિ કરેલી જાણી હોય, કરાતી જાણી હોય, કે કરાવાની છે એમ જાણ્યુ હોય, તો પણ તે બાબતમા મુનિએ દોષ લાગે તેવુ કાંઈ ન બોલવુ [૪૦]

'બહુ સારું કર્યું,' 'બહુ સારુ પકાવ્યુ,' 'ખૂબ કાપ્યુ,' 'ખૂબ લઈ ગયો,' 'તદ્દન મરી ગયો,' 'બગાડ પૂરો થયો,' કે 'અતિ સુંદર' એમ ન બોલવુ પરંતુ કામ પ્રસગે બોલવાની જરૂર પડે તો, 'પ્રયત્નપૂર્વક કર્યું છે 'પ્રયત્નપૂર્વક પકાવ્યુ છે,' 'પ્રયત્નપૂર્વક કાપ્યુ છે,' 'પ્રયત્નપૂર્વક સુશોભિત કર્યુ છે, કે 'ઊંડો પ્રહાર થયો છે' એમ બોલવુ [૪૧ ૨]

'સર્વોત્તમ, 'અમૂલ્ય,' 'અનુપમ,' 'ન વેચાય તેવુ,' 'ન કહી શકાય તેવુ,' 'ન ગમે તેવુ' એવુ પણ ન બોલવુ 'તુ હું કહીશ,' કે 'આ બધુ કહેજે' એમ પણ ન બોલવુ પરંતુ બધે પ્રસંગે અસભવ વગેરે કારણો જૂઠા ન પડાય તે રીતે વિચારીને

શસ્ત્રપ્રયોગ કરવો વેપારની ચીજોની બાબતમાં 'ઠીક ખરીદ્યું,' 'ઠીક વેચ્યું,' 'ન ખરીદવું,' 'આ લઈલો,' કે 'આને રહેવા દો' એમ ન બોલવું વેપારની લેવડદેવડની ચીજ બાબત બોલવાનો પ્રસંગ આવે ત્યારે મજ્જી, મોઘી, ખરીદવા જેવી વેચવા જેવી વગેરે વસ્તુઓ બાબત નિર્દોષ[1] વાણી બોલવી [૪૩ ૬]

સાધુએ ગૃહસ્થને, 'બેસો' 'આવો', 'કરો,' 'સૂવો,' 'ઊભા રહો', 'જાઓ' એમ ન કહેવું લોકમાં ઘણા અસાધુ પુરુષો સાધુ કહેવાય છે, પરંતુ નિર્ગ્રંથે અસાધુને સાધુ ન કહેવો સાધુને જ સાધુ કહેવો એટલે કે, જ્ઞાન અને શ્રદ્ધાયુક્ત તથા સંયમ અને તપમાં પરાયણ એવા પ્રયત્નશીલ પુરુષને જ સાધુ કહેવો [૪૭-૯]

હવે, મનુષ્ય કે પશુપક્ષીની લડાઈમાં 'અમુકનો જય થાઓ, 'અમુકનો ન થાઓ' એવું ન બોલવું પવન, વૃષ્ટિ, ઠંડી, ગરમી, ક્ષેમ, સુકાળ, અને નિર્વિઘ્નતા એ બધાં 'ક્યારે થશે,' કે 'ન થાઓ એમ ન બોલવું મેઘ, આકાશ કે મનુષ્યની બાબતમાં 'દેવ' શબ્દ ન વાપરવો વાદળ ચડી આવ્યું હોય તો 'ઇન્દ્રદેવ આવ્યા' એમ ન કહેવું, પરંતુ 'વાદળ

1 ટમકે અમને સાધુને આ બાબતમાં [illegible] [illegible] નથી' એમ કહેવું—ટીકા [illegible] [illegible] [illegible] ન થાય તે રીતે બોલવું

ભેગુ થયુ' એમ કહેવુ તેવી જ રીતે આકાશને પણ અંતરિક્ષ, કે 'ગુહ્યાનુચરિત' (સુરો વડે સેવાયેલુ) એમ કહેવુ રિદ્ધિયુક્ત માણસ દેખી તેને રિદ્ધિમાન કહેવો જે વાણીથી કોઈના દોષનુ અનુમોદન થાય તેવી વાણી, કે નિશ્ચયાત્મક વાણી, કે બીજાને પીડા કરનારી વાણી, ક્રોધથી, લોભથી, ભયથી કે હસતા હસતા પણ ન કહેવી [૫૦ ૪]

જે મુનિ પોતાની વાણી શુદ્ધ છે કે નહિ તેનો વિચાર કરી, દુષ્ટ વાણીનો પરિત્યાગ કરે છે, તથા પરિમિત અને દોષરહિત એવુ વિચારીને બોલે છે, તે સત્પુરુષોમા પ્રશંસા પામે છે ભાષાના દોષો અને ગુણોનો બરાબર વિચાર કરી, દુષ્ટ વાણીનો હમેશા ત્યાગ કરવો છયે પ્રકારના જીવવર્ગોની બાબતમા હમેશા આત્મનિગ્રહી રહેનાર સાધુ પરિણામે સુંદર તથા સામાના મનનુ રંજન કરે એવી વાણી બોલે જે મુનિ વિચારીને બોલે છે, જેની ઇંદ્રિયો મુનિગૃહિત છે, જેણે ક્રોધાદિ વિકારોનો નિરોધ કર્યો છે, તથા જે સર્વત્ર અનાસક્ત છે, તે પૂર્વજન્મમા કરેલુ પાપ ખંખેરી નાખીને આ લોક તથા પરલોકને સુધારે છે, એમ હું કહું છુ[1] [૫૫૭]

---

[1] આ અધ્યયન પણ આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ચોથા ભાષા અધ્યયન જેવુ છે જુઓ આ માળાનુ આચારધર્મ પુસ્તક પા ૧-૨ ઇ

## ૮

## આચારપ્રણિધિ

### ગુરુશરણ

આપણું જીવિત અસ્થિર છે, અને આયુષ્ય પરિમિત છે, માટે જ્યાં સુધી વૃદ્ધાવસ્થાથી પીડિત થવાય નહીં, રોગો વધે નહીં, અને ઇંદ્રિયોની શક્તિ કાયમ હોય, ત્યાં સુધી ભોગોમાંથી નિવૃત્ત થઈ, સિદ્ધિમાર્ગનું જ્ઞાન પ્રાપ્ત કરવું તથા પોતાનું બળ, સામર્થ્ય, શ્રદ્ધા અને આરોગ્ય તપાસી, તથા ક્ષેત્ર અને કાળ વિચારી, આત્માને ધર્મમાં યોજવો [૩૪ ૬)

આ લોક અને પરલોકમાં હિતકર એવા ધર્મનું જ્ઞાન મેળવવા માટે શાસ્ત્રજ્ઞ ગુરુને વિનય અને આત્મનિગ્રહપૂર્વક સેવવા, તથા તેમને પદાર્થોનો નિર્ણય પૂછવો. ગુરુની સમક્ષ મુનિએ હાથ પગ અને કાયાનું સંયમન કરી, તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરી, એકાગ્રતાપૂર્વક બેસવું. તેમની છેક પડખે ન બેસવું, તેમની છેક આગળ ન બેસવું, તેમની છેક

પાછળ ન બેસવું, કે પગ ઉપર પગ ચડાવીને ન બેસવું તે કાંઈ કહેતા હોય ત્યારે વગર પૂછયે વચ્ચે ન બોલી ઊઠવું, તેમની પીઠ પાછળ તેમની નિંદા ન કરવી, તેમજ તેમની પાસે માયાવીપણે અસત્ય ન બોલવું જેનાથી તેમને અપ્રીતિ થાય, કે જેથી તે ગુસ્સે થાય, તેવું પોતાનું જ અહિત સાધનાર કાંઈ તેમની સામે ન બોલવું પરંતુ, પોતે જોયુ હોય તેવું, પરિમિત, અસંદિગ્ધ, અને પ્રતિપૂર્ણ, એવું વચન સ્પષ્ટ રીતે, પરિચિત રીતે, તથા વાચાળતા અને ઉદ્વેગ વિના બોલવું શીખવતી વખતે બોલવામાં ગુરુની[1] કાંઈ ભૂલ થઈ જાય, તો તેથી તેમનો ઉપહાસ ન કરવો [૪૪ ૫૦]

પોતે કાંઈ અનાચાર કર્યો હોય, તો શિષ્યે ગુરુ આગળ તેને છુપાવવો નહિ શિષ્યે હંમેશાં નિર્મળ ચિત્તવાળા, પ્રગટભાવી, અનાસક્ત, તથા ઇંદ્રિયો

૧ મૂળમાં ગુરુના વિશેષણ તરીકે આચારાંગ અને પ્રજ્ઞપ્તિ (ભગવતીસૂત્ર) જાણનાર અને દૃષ્ટિવાદ શીખતા એવા ગુરુની એમ છે ટીકામાં જણાવ્યું છે કે આચારાંગ વગેરેનો એટલે [illegible] લિંગ વગેરેનું જ્ઞાન છે જેને, અને પ્રજ્ઞપ્તિ જાણનારો એટલે એને વિશેષાસહિત વિગતાદિ જાણનારો દૃષ્ટિવાદ શીખતો એટલે પ્રકૃતિ પ્રત્યય લોપ આગમ વર્ણ વિકાર વગેરે જાણનારો દૃષ્ટિવાદની બાબતમાં શીખતો એમ છે કારણ કે દૃષ્ટિવાદ ભણનારામાં તો જ્ઞાન અને અપ્રમાદ એટલાં બધાં હોય કે તેની ભૂલ ન થાય —હરિ૦

ભિક્ષાચર્યા

સાધુએ નિર્દોષ ભિક્ષાવૃત્તિથી જ આજીવિકા ચલાવવી ગૃહસ્થોને નક્ષત્ર સ્વપ્ન વગેરેનું શુભાશુભ ફળ કહી બતાવીને, વશીકરણાદિ યોગો બતાવીને, નિમિત્ત ઉપરથી ભૂત-ભવિષ્ય કહી બતાવીને, વીંછી વગેરેના મંત્રનો પ્રયોગ કરીને, કે દવાદારૂ વગેરે કરીને તેણે આજીવિકા ચલાવવા કદી ન ઇચ્છવું તે બધામાં પ્રાણીહિંસા રહેલી જ છે ભિક્ષાવૃત્તિમાં પણ કેટલાક આવશ્યક વિધિનિષેધોનું કદી ઉલ્લંઘન ન કરવું ગૃહસ્થને ઘેર અન્નપાન માગવા માટે ગયા પછી ઇંદ્રિયાદિને નિગ્રહમાં રાખી ઉચિત સ્થળે ઊભા રહેવું, પરિમિત બોલવું, તથા રૂપવાન સ્ત્રીઓ કે તેવા બીજા વિષયોમાં મન ન પરોવવું ગૃહસ્થને ઘેર ભિક્ષા માગવા જતા તેને કાને ઘણી વાતો પડશે, કે ઘણી વસ્તુઓ તેની નજરે ચડશે, પણ એ બધું દેખેલું-સાંભળેલું તેણે બીજાને ન કહેવું તેમાંય ખાસ કરીને બીજાને આઘાત થાય તેવું તો કદી જ ન કહેવું તે ઉપરાંત ગૃહસ્થના છોકરા રમાડી કરીને તેમજ બીજા પણ કોઈ પ્રકારે ગૃહસ્થ સાથે કોઈ જાતનો સંબંધ બાંધવાનો પ્રયત્ન તેણે હરગિજ ન કરવો ભિક્ષાન્નની બાબતમાં પણ 'આ સ્વાદિષ્ટ છે,' 'આ નીરસ છે,' 'આ સારું છે' કે 'આ ખોટું છે,' તથા 'આજે સારું મળ્યું' કે 'ન મળ્યું એવું

બધુ કોઈ પૂછે કે ન પૂછે તો પણ ન કહેવું સારું મારુ ખાવાની લાલચમા શ્રીમંતોને ઘેર જ ભિક્ષા માગવા ન જવુ, તેમજ વધારે પડતી વાચાળતા ન કરવી પરંતુ કાંઈક અંશે જ્ઞાત અને કાંઈક અંશે અજ્ઞાત એવા ઘરો પ્રત્યે ભિક્ષા માટે જવુ[1] સદોષ વસ્તુ મળી હોય તો પણ ન ખાવી અને નિર્દોષ વસ્તુ પણ સાધુને માટે જ ખરીદી હોય, તેને ઉતારે જ આણી હોય કે તેને ઉદ્દેશીને તૈયાર કરી હોય તો તેનો ઉપભોગ પણ ન કરવો સંયમી ભિક્ષુ એક કણ જેટલો પણ સંઘરો ન કરે પરંતુ ભિક્ષામા મળેલી વસ્તુઓ વડે જીવનારો થઈ, ગૃહસ્થાદિમા કમળપત્રની પેઠે અસંબદ્ધ રહી, ચરાચર જીવોનુ સંરક્ષણ કરનારો બને સૂર્ય અસ્ત પામે અને ફરી ઊગે તે દરમ્યાન તમામ આહારસામગ્રીને મનથી પણ તેણે ન ઇચ્છવી આહાર થોડો આપનારનો તિરસ્કાર ન કરવો, પરંતુ પોતાના પેટને નિગ્રહમા રાખવુ તેમજ આહાર બિલકુલ ન મળે તો પણ ગમે તેમ ન બોલવુ ટૂંકમા, તેણે સ્થિરાત્મા, અલ્પભાષી અને મિતભોક્તા બનવુ લૂખુસૂકુ ગમે તેવુ મળે તેનાથી પોતાનો નિર્વાહ ચલાવવો, જે મળે તેનાથી સંતુષ્ટ રહેવુ,

---

[1] મૂળ 'उड चरेत् '

મૂળ अप्रासुक' એટલે કે સજીવ

સંસર્ગ, અને રસદાર અન્નપાન, એ વસ્તુઓ આત્મ-ગવેષી મનુષ્ય માટે તાલપુટ[1] વિષ જેવી છે. સ્ત્રીના મનોહર અંગો તથા ઉપાંગો, તેમજ તેના મધુર વચનો તથા કટાક્ષો તરફ સાધુએ ખ્યાલ ન કરવો કારણ કે એ વસ્તુ કામરાગની વૃદ્ધિ કરનારી છે બુદ્ધિમાન પુરુષે મનોહર પદાર્થો જોઈ તેઓમાં રાગ ન કરવો, તથા અસુંદર પદાર્થો તરફ દ્વેષ ન કરવો, કારણ કે, ભૌતિક પદાર્થોના પરિણામો અનિત્ય છે તેવા અનિત્ય પરિણામોમાંથી તૃષ્ણા દૂર કરી, અંતરાત્મામાં શીતળ થઈને વિહરવું [પૃ ૬૦]

અહિંસા

પૃથ્વી વગેરે જીવવર્ગોની મન વાણી કાયાથી હિંસા ન થાય તે રીતે ભિક્ષુએ વર્તવું એમ કરનારો સાધુ જ સાચો સંયમી છે તેણે જમીન, ભીંત, શીલા, ઢેફું વગેરે પૃથ્વીકાયોને ભાગવા નહિ કે ખોતરવા નહિ, સજીવ[2] પૃથ્વી ઉપર બેસવું નહિ, રજવાળા આસન ઉપર બેસવું નહિ, અને બેસવું હોય તો લૂછી સાફ કરીને તેમજ માલિકની પરવાનગી

---

1 ખાતારેત તાળવું ફોરી નાખે તેવું

2 સજીવ એટલે અન્ય જીવજંતુયુક્ત પૃથ્વી એવો જ અર્થ ન સમજવો, પરંતુ પૃથ્વી પોતે જ જ્યાં સુધી અગ્નિ આદિથી નિર્જીવ ન થઈ જાય ત્યાં સુધી સજીવ કહેવાય છે

મેળવીને બેસવું તે જ પ્રમાણે તેણે તાજું ઠંડુ પાણી, કરા કે બરફને ઉપયોગમાં ન લેવાં પોતાનું શરીર પાણીવાળુ થયુ હોય તો તેને લૂછવું નહિ કે ઘસવુ નહિ તે જ પ્રમાણે અંગારા, અગ્નિ, જ્વાળા, કે બળગતું ઓરિયુ વગેરેને તેણે સંકોરવા નહિ, ઓરવા નહિ કે બુઝાવવા નહિ તે જ પ્રમાણે વીંજણા વગેરેથી પોતાને કે બીજાને પવન ન નાખવો તે જ પ્રમાણે તૃણ, વૃક્ષ, ફલ કે મૂળને છેદવા નહિ, સજીવ બીજને મનથી પણ ઇચ્છવા નહિ તથા છોડવાઓવાળી જગા ઉપર, બીજ ઉપર, હરિયાળી ઉપર, લીલ[1] ઉપર કે ટોપ ઉપર કદી ઊભા ન રહેવુ તે જ પ્રમાણે બે ઇંદ્રિયવાળા વગેરે જંગમ (ત્રસ) પ્રાણીઓની પણ તેણે વાણી કે કર્મથી હિંસા ન કરવી દયાધિકારી સાધુએ તો નજરે ન પડે તેવા નીચેના આઠ પ્રકારના સૂક્ષ્મ પ્રાણીઓને પણ બચાવવા ૧ ઝાકળ ધૂમસ, ઓસ વગેરેના સૂક્ષ્મ બિંદુઓ ૨ વડ–ઉમરો વગેરેના સૂક્ષ્મ ફૂલ ૩ કુંથવા વગેરે સૂક્ષ્મ જંતુઓ ૪ સૂક્ષ્મ કીડિયારાં ૫ ચોમાસામાં થતી સૂક્ષ્મ લીલ, ફૂગ વગેરે ૬ ડાંગર વગેરે બીજોનુ સૂક્ષ્મ મૂળ ૭ જમીન જેવા

૧ મૂળમાં [illegible] છે તેનો અર્થ ટીકામાં અનંત વનસ્પતિવિશેષ [illegible] છે

વર્ણના નવા ફૂટતા અંકુર ૮ માખી વગેરેના સૂક્ષ્મ ઈંડાં સંયમી સાધુએ આ સૂક્ષ્મ જીવોનું સ્વરૂપ સમજીને, ઇંદ્રિયોને નિગ્રહમાં રાખી, અપ્રમાદીપણે તેમને જોઈ-તપાસીને જ ઊઠવું, ઊભા રહેવું કે સૂવું તેટો પોતાનાં પાત્ર, કંબળ, શય્યા, પથારી, આસન વગેરેને કાળજીપૂર્વક જોવા-તપાસવા, તથા લીંટ, બળખો અને મળ-મૂત્ર પણ નિર્જીવ સ્થળે જ જોઈ-તપાસીને નાખવા આમ સ્થૂલ-સૂક્ષ્મ સર્વ ભૂત-પ્રાણીઓની હિંસામાંથી વિરત થઈ સાધુએ સમગ્ર જગતને (હિંસાદિ દોષથી કર્મોને અધીન બની નરકાદિ ગતિમાં ભમ્યા કરનારું) વિચારવું [૧-૧૮]

ભિક્ષુ જે ઉત્તમ શ્રદ્ધા વડે પ્રવ્રજિત થયો હોય, તે શ્રદ્ધાનું તેણે આચાર્યસંમત મહાવ્રતો આદિ ગુણોની બાબતમાં યત્નપૂર્વક અનુપાલન કરવું તપ, સંયમ અને સ્વાધ્યાયને સદા આચરનારો તે સાધુ ઇંદ્રિયો, વિકારો વગેરે શત્રુસેનાથી નિરુદ્ધ થવા છતાં, તપ વગેરે પોતાની શસ્ત્રસામગ્રીથી બરાબર પૂરો પડે છે સ્વાધ્યાય અને સદ્ધ્યાનમાં રત, વિકારો વગેરેમાંથી પોતાનું રક્ષણ કરનાર, નિર્મળ અંતઃકરણયુક્ત તથા તપ આદિમાં પરાયણ એવા તે સાધુનો પૂર્વ જન્મનો કર્મમળ, અગ્નિથી સોનાનો મેલ જેમ નાશ પામી જાય તેમ નાશ પામી જાય

છે, તેમનું અપમાન કરવું એ અગ્નિની પેઠે પોતાના સદ્દગુણોને ભસ્મીભૂત કરવા જેવું છે જેમ ઝેરી[1] નાગને નાનો જાણી કોઈ તેની છેડતી કરે, એ પોતાનો જ નાશ વહોરવા જેવું છે, તેમ ગુરુની અવહેલા કરનારો મદભાગી પુરુષ જન્મમરણનો ચકરાવો જ વહોરી લે છે ઝેરી નાગ ગુસ્સે થાય તો બહુ તો જીવિતનો નાશ કરે, પરંતુ આચાર્ય અપ્રસન્ન થાય તો બોધિનો જ નાશ થાય અને પરિણામે અનત જન્મ મરણ કરવા પડે જીવિતની ઇચ્છાવાળો હોઈને સળગતા અગ્નિમા પ્રવેશ કરે, કે મહાઝેરી નાગને છછેડે, કે હલાહલ વિષનુ ભક્ષણ કરે, તેના જેવું ગુરુને અપ્રસન્ન કરનાર શિષ્યનુ વર્તન છે અને, અગ્નિમા પ્રવેશવા છતા અગ્નિ ન બાળે, ઝેરી નાગ ચિડાવા છતા ન કરડે, કે હલાહલ ખાવા છતા પણ ન મરાય—એ બધું બનવું કદાચિત્ સભવિત પણ છે, પરંતુ ગુરુની અવહેલા કરીને જ્ઞાન પ્રાપ્ત કરવું એ તો અશક્ય વસ્તુ છે માટે મોક્ષ સુખાભિલાષીએ ગુરુની કૃપા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો [૨૧૦]

અગ્નિહોત્રી બ્રાહ્મણ જેમ વિવિધ પ્રકારની આહુતિઓ અને મત્રો વડે અભિષિક્ત અગ્નિને

---

૧ મૂળ आशीविष —જેની દાઢમા (આશી) ઝેર છે તેવા

નમસ્કાર કરે છે[1] તેમ અનંતજ્ઞાની શિષ્યે પણ ગુરુની વિનયપૂર્વક શુશ્રૂષા કરવી જેની પાસેથી ધર્મપદો શીખ્યા હોઈએ, તેના પ્રત્યે વિનયથી વર્તવું જોઈએ, તથા હંમેશાં માથું નમાવી, હાથ જોડી, મન વાણી-કાયાથી તેનો સત્કાર કરવો જોઈએ[2] મુમુક્ષુ જીવને વિશુદ્ધ કરનાર લજ્જા, દયા, સંયમ, બ્રહ્મચર્ય વગેરે ગુણોનો જે ગુરુ મને સતત ઉપદેશ આપે છે, તે ગુરુને હું પણ સતત પૂજું જેમ રાત્રી પૂરી થયા બાદ સૂર્ય સંપૂર્ણ ભરતક્ષેત્રને પ્રકાશિત કરે છે, તેમ આચાર્ય પણ પોતાના શાસ્ત્રજ્ઞાનથી, ચારિત્રથી અને બુદ્ધિથી સંપૂર્ણ પદાર્થોનું સ્વરૂપ પ્રકાશિત કરે છે દેવોની મધ્યે ઇંદ્ર જેમ વિરાજે છે, તથા જેમ કાર્તિકીપૂર્ણિમાની રાત્રે[3] નક્ષત્રો અને તારાગણોથી વીંટળાયેલો ચંદ્ર વાદળ વિનાના

---

૧ આ ગાથા ૩-૧૨માં આ ઉપમા વધુ સ્પષ્ટ છે અગ્નિહોત્રી જેમ જગતના કર્તા અગ્નિની શુશ્રૂષા કર્યા કરે છે તેમ

૨ સરખાવો સૂત્રકૃતાંગ શ્રુત૦ ૨ અ૦ ૭ ગૌતમના શબ્દો હે આયુષ્મન્ કોઈ શિષ્ટ શ્રમણ કે બ્રાહ્મણ પાસે ધર્મયુક્ત એક પણ આર્ય સુવાક્ય સાંભળવાનું કે શીખવાનું મળતાં આપણને આપણી બુદ્ધિથી વિચારતાં એમ લાગે કે આજે આમણે મને ઉત્તમ યોગક્ષેમના સ્થાને પહોંચાડયો તો આપણે પેલા શ્રમણ કે બ્રાહ્મણનો આદર કરવો જોઈએ પૂજ્યબુદ્ધિથી તેને નમસ્કાર કરવા જોઈએ તથા તેની ઉપાસના કરવી જોઈએ

૩ મૂળ કૌમુદીયોગયુક્ત

નિર્મળ આકાશમાં શોભે છે, તેમ સાધુઓની વચમાં આચાર્ય શોભે છે. જ્ઞાનાદિ રત્નોની ખાણરૂપ, તથા ધ્યાન, શાસ્ત્રાભ્યાસ, શીલ અને બુદ્ધિ વડે મોક્ષરૂપી મહાવસ્તુની આકાંક્ષા રાખનારા આચાર્યોને, તેમની પાસેથી તે ઉત્તમ રત્નો પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ધર્માભિલાષી[1] શિષ્યે વિનયથી આરાધવા જોઈએ તથા પ્રસન્ન કરવા જોઈએ. ગુરુ-સેવા બાબત આ બધા ઉપદેશો સાંભળીને મુમુક્ષુએ આચાર્યની પ્રમાદ-રહિતપણે શુશ્રૂષા કરવી. તેમ કરનારો શિષ્ય અનેક ગુણોની આરાધના કરીને અંતે સર્વોત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે, એમ હું કહું છું. [૧૧૭]

૨

મૂળમાંથી જેમ વૃક્ષનું થડ થાય છે, થડમાંથી શાખાઓ થાય છે, શાખાઓમાંથી પ્રશાખાઓ થાય છે, પ્રશાખાઓમાંથી પાન થાય છે, અને પછી પુષ્પ ફળ અને રસ થાય છે, તેમ, ધર્મરૂપી વૃક્ષનું મૂળ વિનય[2] એટલે કે કેળવણી છે. તેના વડે શીઘ્ર કીર્તિ તથા સંપૂર્ણ શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને

૧ જ્ઞાનાદિ વડે બીજું કાંઈ ફળ ન ઇચ્છનારા — ટીકા

૨ વિનયનો અર્થ માત્ર સભ્યતા કે નમ્રતા નથી. જેનાથી આત્માને સિદ્ધિ પ્રત્યે દોરવામાં આવે (ડિસિપ્લિન) તે વિનય એવો વ્યાપક અર્થ અહીં છે. જુઓ આ પ્રકરણને અંતે નોંધ

અને ફળના સ્વરૂપ મોક્ષ પણ પ્રાપ્ત થાય છે પણ જેવો જે મનુષ્ય ક્રોધી, મદમત્ત, અપ્રિયવક્તા, માયાવી, અને શઠ હોઈ, અવિનીત[1] રહે છે, તે પ્રવાહમા તણાતા કાષ્ઠની પેઠે સસારપ્રવાહમા તણાયા કરે છે ગુરુ વિવિધ ઉપાયો વડે વિનય અથવા સસ્કાર આપવાનો પ્રયત્ન કરે છતા જે મૂર્ખ ઊલટો ગુસ્સે થાય છે, તે પોતાને હાથે દિવ્ય લક્ષ્મીને જ લાકડી વડે પાછી કાઢે છે [૧૪]

હાથી, ઘોડા વગેરે સવારીના પ્રાણીઓમા પણ જેઓ સુવિનીત હોય છે, તેઓને આભૂષણ, માવજત વગેરે કેટલી બધી ઋદ્ધિ પ્રાપ્ત થાય છે, તથા તેઓ યશસ્વી થઈ કેવુ સુખ ભોગવે છે, પરતુ જે પ્રાણીઓ અવિનીત હોય છે, તેમની પાસે સામાન્ય ગદ્ધાવૈતરુ જ કરાવવામા આવે છે, અને માવજત, આહાર વગેરેની બાબતમા પણ તેઓ દુ ખ જ ભોગવે છે તે પ્રમાણે જગતમા જે સ્ત્રીપુરુષો સુવિનીત નથી હોતા, તેઓને વધ-બધનાદિ[2] દુ ખો જ ભોગવ્યા

---

૧ ગંગાપ્રવાહ-સંસારી નદીના વેગ જુઓ પા ૧૪ ના ?

૨. મૂળમા તેમની વિગતો આ પ્રમાણે - [illegible]થી તેમના શરીર રૂપર ચાબુક વગેરેના પ્રહારના યોગ પડે છે તેમની નાક વગેરે ઇન્દ્રિયો છેદી હોય કે વાકી તરવાર વગેરેના મારથી કઠોર વચનોથી તેમ જ બળાત્કારથી તેના [illegible] દુઃખ અને [illegible] બનેલા હોય છે

કરવા પડે છે, પરંતુ સુવિનીત સ્ત્રીપુરુષો ઋદ્ધિ અને યશ પ્રાપ્ત કરી સુખી થાય છે દેવોમાં પણ જેઓ સુવિનીત હોય છે, તેઓ ઇંદ્રાદિ પદ પ્રાપ્ત કરી, ઋદ્ધિ અને યશ યુક્ત બને છે, તથા સુખ ભોગવે છે, અને જેઓ અવિનીત હોય છે, તેઓ દાસ–નોકર વગેરેની સ્થિતિ પ્રાપ્ત કરી, દુઃખ ભોગવે છે[1] [૫ ૧૧]

જે શિષ્યો આચાર્યો અને ઉપાધ્યાયોની સેવા કરે છે, તથા તેમનું કહ્યું કરે છે, તેઓની કેળવણી[2] જ, પાણીથી સિંચાયેલા વૃક્ષોની જેમ વધે છે આ લોકમાં ઉપભોગ પ્રાપ્ત કરવા માટે હુન્નર કારીગરી શીખવા ઇચ્છતા ગૃહસ્થ વર્ગના લોકો અને સુકુમાર શરીરવાળા ગર્ભશ્રીમંતો પણ ગુરુને પૂજે છે, સત્કારે છે, નમે છે અને તેમની આજ્ઞામાં રહે છે, તેમજ ઘોર વધબંધન અને દારુણ પરિતાપ પણ સહન કરે છે તો પછી અત્યંત હિતરૂપ મોક્ષ તથા તેના સાધનરૂપ શાસ્ત્રજ્ઞાનની કામનાવાળો ભિક્ષુ આચાર્યના વચનનું [illegible] લંઘન કેવી રીતે કરી શકે? [૧૨ ૬]

૧ દેવોમાં પ[illegible] વામી મ[illegible]ી પુરોહિત આત્મરક્ષક લોકપાલ સૈનિક દાસ અત્યજ જેવા વર્ગો હોય [illegible] તે માટે જુઓ આ માળાનું અંતિમ ઉપદે[illegible] પુસ્ત[illegible] પા ૧૦૯ તથા તત્ત્વાર્થસૂત્ર ૪-૪

૨ મૂળ[illegible] [illegible] ગ્રહણાસેવનાત્મક—જાણવા અને આચારમાં મૂકવારૂપ [illegible]ી [illegible]

શિષ્ય હમેશા પોતાની શય્યા, આસન અને સ્થાન ગુરુ કરતા નીચા રાખે, ચાલતી વખતે પણ તેમની પાછળ, બહુ દૂર નહી તેમજ બહુ જલદી નહી એવી રીતે ચાલે, ગુરુના ચરણમા નમસ્કાર પણ નીચો નમીને જ કરે, તથા કાઈ પૂછવુ કરવુ હોય ત્યારે પણ નીચો નમીને અજલિ જોડે તેમના દેહને પોતાનો દેહ, કે પોતાનુ વસ્ત્રાદિ અડી જાય, તો 'મારો અપરાધ ક્ષમા કરો, ફરીથી તેમ નહીં થાય' એમ કહે ગળિયા બળદને પરોણા વડે વારવાર મારવામા આવે છે, ત્યારે તે રથને વહન કરે છે, તેમ દુર્બુદ્ધિ શિષ્ય પણ આચાર્ય વારવાર ટોક્યા કરે ત્યારે જ તેમણે કહેલુ કરે છે પરતુ બુદ્ધિશાળી શિષ્ય તો કાળ, ગુરુની ઇચ્છા, અને તે પૂરી કરવાનો યોગ્ય વિધિ એ બધુ વિવિધ ઉપાયોથી[1] પોતાની મેળે જ જાણી લઈ તેનો અમલ કરે છે [૧૭-૨૦]

અવિનીત પુરુષોને વિપત્તિ છે, અને સુવિનીત પુરુષોને સૌ રૂડા વાના છે, એમ જે બરાબર જાણે છે, તે જ સુશિક્ષિત થઈ શકે છે જે ભિક્ષુ ક્રોધી, ઋદ્ધિ અને ગૌરવમા અભિનિવેશવાળો, ચુગલીખોર, કુકર્મ કરવામા સાહસિક, હલકા લોકોનુ કહ્યુ કરનારો,

1 જુઓ પા. ૭-૨મા જણાવ્યા પ્રમાણે તેમની નજર, ઇંગિત જોઈને તેવો શિષ્ય બધાનો પ્રિય બને છે એટલુ ત્યા વધારે છે

ધર્મજ્ઞાન વિનાનો, વિનય જેવી વસ્તુ જ ન જાણનારો, તથા એકલપેટો છે, તેનો મોક્ષ નથી. પરંતુ જે ભિક્ષુ સદ્ગુરુની આજ્ઞામાં રહે છે, જે ધર્મનું રહસ્ય સમજ્યો છે, તથા જે વિનયની બાબતમાં કુશળ છે, તે આ દુસ્તર પ્રવાહને તરી જાય છે, તથા કર્મોનો ક્ષય કરી, સિદ્ધિરૂપી ઉત્તમ ગતિને પામે છે, એમ હું કહું છું [૨૧ ૩]

૩

જે શિષ્ય સતત જાગ્રત રહી આચાર્યની શુશ્રૂષા કરે છે, અને તેમની દૃષ્ટિ કે ઈશારામાત્રથી તેમની મરજી સમજી લઈ, તેનો અમલ કરે છે, તે બધાનો પૂજ્ય બને છે [૧]

ગુરુ પાસેથી આચારાદિનું જ્ઞાન સાંભળવા ઇચ્છનારે હંમેશા વિનયી થવું. પછી જ્યારે તેમનો ઉપદેશ મળે, ત્યારે જે રીતે તેમણે ઉપદેશ્યું હોય તે પ્રમાણે આચરણ કરવાનો ઇરાદો રાખી, જે શિષ્ય ગુરુનો અપરાધી નથી બનતો, તે બધાનો પૂજ્ય બને છે [૨]

પોતાનાથી જ્ઞાનમાં અને સંયમમાં અધિક પુરુષ પ્રત્યે જે વિનય અને નમ્રભાવ દાખવે છે — પછી ભલે તે ઉંમરમાં નાનો હોય, વળી જે સત્યવાદી છે, વંદનશીલ છે, તથા આજ્ઞાકારી છે, તે બધાનો પૂજ્ય બને છે [૩]

જે ભિક્ષુ અપરિચિત લોકોને ઘેરથી થોડુ થોડુ વિશુદ્ધ[1] ભિક્ષાન્ન હમેશા માગી લાવીને, સયમ-જીવનમા ઉપયોગી એવા શરીરના નિભાવને અર્થે જ ખાય છે, અને તે પણ ન મળે તો દિલગીર નથી થતો, કે મળે તો ખુશી નથી થઈ જતો, તે બધાનો પૂજ્ય બને છે [૪]

પથારી, શય્યાસ્થાન, આસન, અન્ન અને પાન વધારે મળતા હોય છતા અલ્પ ઇચ્છા રાખી જે જરૂર પૂરતુ જ લે છે, અને એ રીતે થોડાથી જ સતુષ્ટ રહે છે, તે બધાનો પૂજ્ય બને છે [૫]

ઉત્સાહી મનુષ્ય ધન વગેરેની આશાથી લોઢાના કાટા પણ સહન કરી લે છે, પરતુ નિરીહ હોવા છતા કઠોર વાણીરૂપી કાટા જે સહન કરી લે છે, તે બધાનો પૂજ્ય બને છે કારણ કે લોઢાના કાટા તો ભોકાય ત્યારે જ એકાદ ક્ષણ દુખ આપે છે, તેમ જ તેમને સહેલાઈથી ખેચી પણ શકાય છે, પરતુ કઠોર વાણીરૂપી હૃદય ભોકાયા પછી તેને દૂર કરવુ મુશ્કેલ છે, તેમ જ તેનુ વેર જન્મોજન્મ પહોચે છે અને દુર્ગતિઓરૂપી મહાભયનુ કારણ થઈ પડે છે કઠોર-વાણી કાનમા પેસતા જ દૌર્મનસ્ય ઉત્પન્ન કરે છે

---

૧ ભિક્ષાના દોષો વિનાનુ તેમના વર્ણન માટે જુઓ આ માળાનુ પો[illegible] પુસ્તક પા ૧૪૭ [illegible]

જિતેંદ્રિય થઈને જે પરમ શૂરવીર ભિક્ષુ તેના પ્રહારોને ધર્મબુદ્ધિથી[1] સહન કરી લે છે, તે બધાનો પૂજ્ય બને છે [૬-૮]

જે ભિક્ષુ પીઠ પાછળ કોઈની નિંદા નથી કરતો, પ્રત્યક્ષમાં પણ વિરોધ ઊભો થાય તેવી, તેમ જ નિશ્ચયાત્મક[2] કે સામાને અપ્રિય લાગે તેવી વાણી નથી બોલતો, તે બધાનો પૂજ્ય બને છે [૯]

જે ભિક્ષુ આહારાદિમાં લુબ્ધ નથી, છળકપટ કે કુટિલતા વિનાનો છે, ચુગલીખોર નથી કશું ન મળે તો દીન બની જતો નથી, બીજા પાને પોતાના વખાણ કરાવતો નથી કે પોતે બીજા આગળ પોતાના વખાણ કરતો નથી તથા જેને નટ–નૃત્ય વગેરેનું કુતૂહલ નથી, તે બધાનો પૂજ્ય બને છે [૧૦]

'ગુણો વડે જ સાધુ થવાય છે, અને દુર્ગુણો વડે જ અસાધુ થવાય છે, માટે સાધુગુણોનો સ્વીકાર કરવો અને અસાધુગુણોનો ત્યાગ કરવો' એમ જે પોતાની જાતને સમજાવે છે તથા રાગદ્વેષનો ત્યાગ કરી, સમભાવ પ્રાપ્ત કરે છે, તે બધાનો પૂજ્ય બને છે [૧૧]

૧ અશક્તિ વગેરેને કારણે નહીં પરંતુ સહન કરવું એ ધર્મરૂપ છે એમ માનીને —ટીકા

અવિષ્નને લગતી બાબતોમાં હું આમ જ છું એ પ્રમાણે

નાનો કે મોટો, સ્ત્રી કે પુરુષ, સાધુ કે ગૃહસ્થ, કોઈની પણ અવજ્ઞા ન કરવી કે તિરસ્કાર ન કરવો એ પ્રમાણે માન અને ક્રોધનો જે ત્યાગ કરે છે, તે બધાનો પૂજ્ય બને છે [૧૨]

પૂજા–સત્કારાદિથી સમ્માનિત કરેલા જે આચાર્યો પોતાનુ જ્ઞાનદાનાદિથી સન્માન કરે છે તેમ જ પિતા જેમ કન્યાને પાળી-પોષી યોગ્ય કુલમા ઠેકાણે પાડે છે, તેમ જે આચાર્યો પોતાને યોગ્ય માર્ગે સ્થાપિત કરે છે, તેવા માનાર્હ તપસ્વી આચાર્યોનું જે જિતેન્દ્રિય તથા સત્યપરાયણ ભિક્ષુ સન્માન કરે છે, તે બધાનો પૂજ્ય બને છે [૧૩]

તેવા ગુણસાગર ગુરુનો સદુપદેશ સાભળી જે બુદ્ધિમાન ભિક્ષુ તે પ્રમાણે આચરણ કરે છે, તથા પચ-મહાવ્રતના પાલનમા તત્પર થઈ, મન–વાણી–કાયાનુ અનિષ્ટમાથી રક્ષણ કરે છે, તેમ જ ક્રોધ લોભ માન અને માયારૂપી ચાર કષાયોને દૂર કરે છે, તે બધાનો પૂજ્ય બને છે [૧૪]

એ પ્રમાણે સતત ગુરુસેવા કરનારો મુનિ શાસ્ત્રજ્ઞાન તથા તેના અનુભવમા કુશળતા પ્રાપ્ત કરી, પૂર્વે બાધેલી કર્મરજ ખખેરી નાખી, પ્રકાશયુક્ત તથા અનુપમ એવી સિદ્ધગતિ પ્રાપ્ત કરે છે [૧૫]

મે આ પ્રમાણે સાભળ્યુ છે ભગવાન મહાવીરે એવુ કહ્યુ છે . જિતેદ્રિય પુરુષો વિનય, શ્રુત[1], તપ અને આચાર એ ચાર સમાધિસ્થાનોમા[2] પોતાની જાતને યોજે છે [૧]

તેમા વિનયસમાધિના પાછા ચાર પ્રકાર છે ૧ ગુરુ કહે ત્યારે સાભળવાની ઇચ્છા રાખવી ૨ તેને બરાબર સમજવુ ૩ તે પ્રમાણે આચરણ કરવુ ૪ અને તે બાબતનો મદ ન કરવો [૨]

તે જ પ્રમાણે શ્રુતસમાધિના પણ ચાર પ્રકાર છે ૧ મને શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત થશે એ ખ્યાલથી અધ્યયન કરવું ૨ હું એકાગ્ર ચિત્તવાળો થઇશ એ ખ્યાલથી અધ્યયન કરવુ ૩ શુદ્ધ ધર્મ જાણીને તેમા હુ મારી જાતને સ્થાપિત કરીશ, એ ખ્યાલથી અધ્યયન કરવુ ૪ તથા શુદ્ધ ધર્મમા જાતે સ્થિત થયા પછી બીજાને પણ તેમા સ્થાપિત કરી શકીશ એવા ખ્યાલથી અધ્યયન કરવુ [૩]

તપસમાધિના પણ ચાર પ્રકાર છે ૧ ઇહલૌકિક ફળની ઇચ્છાથી તપ ન કરવુ ૨ પારલૌકિક ફળની

---

૧ શ્રુત એટલે શાસ્ત્ર

૨ સમાધિ એટલે પરમાર્થ આત્માનુ હિત સુખ સ્વાસ્થ્ય —ટીકા

ઇચ્છાથી તપ ન કરવુ ૩ કીર્તિ અને પ્રશસા[1] પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તપ ન કરવુ ૪ અને કર્મનાશ સિવાય બીજા કશા હેતુથી તપ ન કરવુ એ પ્રકારે કર્મનાશ સિવાય બીજા કશા ફળની આશા વિના જે ભિક્ષુ હમેશા વિવિધ પ્રકારના ગુણોયુક્ત તપમા રત રહે છે, તે પોતાના જૂના પાપ ખખેરી નાખે છે [૪]

તે જ પ્રમાણે આચારસમાધિના પણ ચાર પ્રકાર છે

૧ ઇહલૌકિક ફળની ઇચ્છાથી આચાર ન પાળવો, ૨ પારલૌકિક ફળની અપેક્ષાથી આચાર ન પાળવો, ૩ કીર્તિ અને પ્રશસા[1] પ્રાપ્ત કરવાની ઇચ્છાથી આચાર ન પાળવો, ૪ અને અર્હત ભગવાને કહેલા હેતુ સિવાય (એટલે કે મોક્ષના પ્રયોજન સિવાય) બીજા હેતુથી આચાર ન પાળવો જે ભિક્ષુ જિનવચનોમા રત હોય, બડબડિયો ન હોય, પ્રતિપૂર્ણ હોય, અત્યત મોક્ષાર્થી હોય, ઇંદ્રિયનિગ્રહી હોય અને મોક્ષસાધક હોય, તે આચારસમાધિયુક્ત કહેવાય [૫]

---

૧ મૂળમા તેને માટે કીર્તિ વર્ણ શબ્દ અને શ્લોક — એવા શબ્દો છે ટીકાકાર તેમના અર્થ કરતા જણાવે છે કે બધી દિશાઓમા વ્યાપેલો યશ તે કીર્તિ એક દિશામા વ્યાપેલો યશ તે વર્ણ અર્ધી દિશામા વ્યાપેલો તે શબ્દ અને તે સ્થાનમા જ વ્યાપેલો (સ્થાનિક) યશ તે શ્લોક

ઉપર જણાવેલ ચારે સમાધિઓને સેવનારો ભિક્ષુ વિશુદ્ધ અને સ્થિરચિત્ત બની, પોતાને માટે વિપુલ, હિતકર સુખયુક્ત અને કલ્યાણકારી સ્થાન તૈયાર કરે છે, જન્મમરણમાંથી મુક્ત થાય છે, અને આ શરીરનો[1] ત્યાગ કરી, કાં તો શાશ્વત સિદ્ધ થાય છે, અથવા થોડું ઘણું કર્મ ભોગવવું બાકી રહ્યું હોય તો મહાઋદ્ધિશાળી દેવ થાય છે, એમ હું કહું છું [૬૭]

## નોંધ

વિનીત અને અવિનીત ઉત્તરાધ્યયન સૂત્રમાં (અ ૧૧) વિનીત અને અવિનીતના જે લક્ષણો જણાવ્યાં છે તે ટૂંકમાં અહીં આપ્યાં છે વિશેષ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા ૫૩

જેણે શાસ્ત્રનો મર્મ જાણ્યો નથી, જે અહંકારી છે જે લુબ્ધ છે, જે ઇંદ્રિયનિગ્રહી નથી તથા જે નિરંતર લપલપ કર્યા કરે છે તે (ઘણું ભણ્યો હોય તોય) વિનીત ન કહેવાય

નીચેના પાંચ કારણથી માણસ શિક્ષણ પ્રાપ્ત થતું નથી

માન ક્રોધ પ્રમાદ રોગ અને આળસ

નીચેના આઠ કારણથી માણસ સુશિક્ષિત કહેવાય છે

તે હસનશીલ નથી હોતો સતત ઇંદ્રિયનિગ્રહી હોય છે

1 મૂળ इत्थत्थ —આ આવું એવો અપદેશ કરી શકાય તેવું

બીજાને ચોટ લાગી જાય તેવું બોલતો નથી, સુશીલ હોય છે દુરાચારી નથી હોતો, રસલંપટ નથી હોતો સત્યમાં રત હોય છે તથા ક્રોધી નથી હોતો

નીચેના ૧૪ દોષાવાળો મુનિ અવિનીત કહેવાય છે અને તે નિર્વાણ પામી શકતો નથી તે વારંવાર ગુસ્સે થઈ જાય છે તેનો ક્રોધ ઝટ શમતો નથી કોઈ તેની સાથે મિત્રતાની રીતે બોલવા જાય તો પણ તેનો તિરસ્કાર કરે છે, શાસ્ત્ર ભણીને અભિમાન કરે છે બીજાના દોષોની ખાનગી કરે છે મિત્રો ઉપર પણ ગુસ્સે થઈ જાય છે પોતાના પ્રિય મિત્રનું પણ પીઠ પાછળ ભૂંડું બોલે છે કોઈ પણ બાબતમાં ઝટ સોગંદ ખાય છે મિત્રનો પણ દ્રોહ કરે છે અહંકારી હોય છે, લુબ્ધ હોય છે ઇન્દ્રિયનિગ્રહી નથી હોતો એકલપેટો હોય છે અને બધાને અપ્રીતિકર હોય છે

નીચેના પંદર કારણથી બુદ્ધિમાન માણસ સુવિનીત કહેવાય છે તે અનુદ્ધત હોય છે ચપળ નથી હોતો કપટી નથી હોતો કુતૂહલી નથી હોતો કોઈનો તિરસ્કાર નથી કરતો તેનો ક્રોધ ઝટ ઊતરી જાય છે મિત્રતાથી વર્તનાર પ્રત્યે તે સદ્ભાવ રાખે છે શાસ્ત્ર ભણીને તે અભિમાન નથી કરતો અહંકારી નથી હોતો, કોઈની ખોતરણી નથી કર્યા કરતો મિત્રો ઉપર ગુસ્સે નથી થતો અપ્રિય મિત્રનું પણ પીઠ પાછળ ભલું જ બોલે છે, ટંટોફિસાદ નથી કરતો જાતવાન[1] હોય છે તથા એકાગ્ર હોય છે

---

[1] જાતવાન બળદની પેઠે ઉપાડેલો ભાર વહન કરનારો

## ૧૦

## ઉપસંહાર

જ્ઞાની પુરુષોના ઉપદેશથી સંસારત્યાગ કર્યા બાદ હંમેશા તીર્થંકર વગેરે તત્વજ્ઞાનીઓના વચનોમા જ લીન રહેવું, અને તે પ્રમાણે જ વર્તવું જે ભિક્ષુ એક વખત વિષયભોગોનો ત્યાગ કર્યા બાદ ફરીથી સ્ત્રીઓને વશ નથી થતો, અર્થાત્ ઓકેલું પાછું નથી પીતો, તે જ સાચો ભિક્ષુ છે [૧]

સાચા ભિક્ષુએ જ્ઞાતપુત્ર મહાવીરના વચનોમા શ્રદ્ધા કરવી, તથા પાંચે મહાવ્રતોનું બરાબર પાલન કરીને કર્મબંધનના પાંચ મુખ્ય દ્વારો બંધ કરી દેવા એટલે કે, તેણે અહિંસાનું સૂક્ષ્મતાથી પાલન કરવું, અને છયે જીવવર્ગોને પોતાના સમાન ગણી તેમનો વધ ન થાય તે માટે કાળજી રાખવી જેમકે, તેણે

પૃથ્વીને ખણવી નહીં કે ખણાવવી નહીં, ઠંડું પાણી પીવું નહીં કે પિવરાવવું નહીં, તીક્ષ્ણ શસ્ત્રરૂપ અગ્નિ સળગાવવો નહીં કે સળગાવરાવવો નહીં, પંખા વગેરે વડે પવનને વીંજવો નહીં કે વીંજાવવો નહી, હરિયાળીને છેદવી નહીં કે છેદાવવી નહીં, બીજોનો હંમેશા ત્યાગ કરવો, સજીવ વસ્તુઓનું ભક્ષણ ન કરવું, તેમ જ અન્ન રાંધતાં પૃથ્વી, તૃણ, અને કાષ્ઠ વગેરેમાં રહેલા સ્થાવર જંગમ જીવોનો વધ થતો હોવાથી, પોતાને ઉદ્દેશીને તૈયાર થયેલો આહાર ખાવો નહી, તેમ જ રાંધવો રંધાવવો નહીં[1] [૨૫]

એ પ્રમાણે અપરિગ્રહ સુધીનાં પાંચે મહાવ્રતો તેણે કાળજીપૂર્વક પાળવાં તેણે ધન, સોનું, રૂપું વગેરેનો ત્યાગ કરવો, તેમ જ, ગૃહસ્થો સાથેનો સંબંધ, ક્રોધ, લોભ, માન અને માયાનો પણ ત્યાગ કરી, બુદ્ધના વચનમાં નિત્ય પ્રયત્નશીલ રહેવું તેણે અમૂઢપણે એવી સમ્યગ્ શ્રદ્ધા રાખવી કે, જ્ઞાન, તપ અને સંયમ એ જ સાચો માર્ગ છે જે ભિક્ષુ મન-વાણી કાયાને નિયંત્રિત કરી, તપ વડે પુરાણાં પાપોને ખંખેરી નાખે છે, તે જ સાચો ભિક્ષુ છે તેણે વિવિધ ખાનપાન મેળવીને, 'કાલે કે પરમ-

---

[1] મૂળમાં બધે છેવટે એવો સબંધ જોડેલો છે - 'એમ જે ન કરે તે સાચો ભિક્ષુ છે

દિવસે કામ આવશે' એમ માની તેનો સગ્રહ કરવો નહીં કે કરાવવો નહીં, પરતુ બીજા સાધર્મિકોને પોતે મેળવેલા અન્નપાનમા ભાગ પડાવવાનુ નિમત્રણ આપીને ખાવુ, અને ખાઈને સ્વાધ્યાયમા જ રત થવુ [૬ ૮]

સત્ય વાણી બોલવાની સાથે જ તેણે કલેશ ઊભો કરે તેવી વાણી ન બોલવી, તેમ જ અનુદ્ધત ઇંદ્રિય વાળા તથા રાગાદિરહિત થઈને કોઈની ઉપર ગુસ્સો ન કરવો સાચો ભિક્ષુ હમેશા સયમમા જ લવલીન રહે છે તથા અનાકુલપણે વિચરે છે માન્ય પુરુષોનો તે કદી અનાદર નથી કરતો સાચો ભિક્ષુ બીજાના મર્મવેધી વાગ્બાણો તેમ જ તિરસ્કાર સહન કરે છે, તથા અત્યત ભયજનક શબ્દો કે અટ્ટહાસ્યો બ નેના સુખદુ ખ સમાનરૂપે સહન કરી લે છે [૯-૧૧]

તેણે બીજા વિઘ્નો કે સકટોને પણ તેવી જ રીતે સહન કરી લેવા સ્મશાનમા કોઈ તપક્રિયા[1] અગીકાર કરીને બેઠો હોય, તો ત્યાની ડરામણી પરિસ્થિતિ દેખીને તે ડરી જાય નહીં, પરતુ વિવિધ ગુણ અને તપમા નિરતર રત રહી, શરીરની પણ પરવા ન કરે તેણે પોતાના શરીરની અભિકાક્ષા ન રાખવી, તેમજ કોઈ તિરસ્કાર કરે, મારે, કે કાપે તો પણ

---

૧ મૂળ પ્રતિમા ભિક્ષુની ૧૨ પ્રતિમાઓ માટે જુઓ આ માળાનુ સયમધર્મ પુસ્તક ૫ ૨૦ ૧

પૃથ્વી જેવા સહનશીલ થવું તેો ફળની આકાંક્ષા ન રાખવી તથા અકુતૂહલી થવું બધા સંકટોને શરીરથી પણ[1] સહન કરી લઈ, તેણે પોતાના આત્માનો જન્મમરણના ચક્રમાથી ઉદ્ધાર કરવો જન્મમરણને મહા ભયરૂપ જાણી, ભિક્ષુએ શ્રમણમાર્ગમા જણાવેલા તપમા સ્થિત થવું સાચો ભિક્ષુ હાથ, પગ, વાચા અને ઇંદ્રિયોનો સંયમ કરે, આત્મા (ના પ્રશસ્ત ધ્યાન) મા જ રત થાય તથા તે ધ્યાનનુ સંપાદન કરનારા ગુણોમા સ્થિત થઈ, શાસ્ત્ર અને તેના અર્થનું જ્ઞાન પ્રાપ્ત કરે [૧૨-૫]

તે વસ્ત્રાદિ સામગ્રીમા અનાસક્ત રહે, અન્નાદિમા અલુબ્ધ રહે, તથા ઊંચાનીચા બધા ઘરોમાથી અપરિચિતપણે થોડું થોડું અન્ન માગી લાવે તે કશું ખરીદે નહી, વેચે નહી, કે સંઘરે નહી, તથા સર્વ પ્રકારના સંગોમાથી વિરત થાય જે ભિક્ષુ અચપળ છે, રસોમા આસક્તિ વિનાનો છે, ભિક્ષાવૃત્તિથી જીવે છે, જીવનની અભિકાંક્ષા વિનાનો છે, ઋદ્ધિ, સત્કાર અને પૂજનનો ત્યાગ કરનારો છે એકાગ્રચિત્ત છે, તથા કામના વિનાનો છે, તે જ સાચો ભિક્ષુ છે [૧૬-૭]

---

૧ માત્ર મનથી કે વાણીથી નહી પરંતુ શરીરથી પણ —ટી ।

દરેકને પોતાના પુણ્યપાપ જાતે ભોગવવાના છે એમ જાણી, તેણે 'સામો માણસ કુશીલ છે' એમ ન બોલવું, તેમજ જેથી બીજાને કાંઈ ગુસ્સો થાય તેવું પણ ન બોલવું. પોતામાં કાંઈ ગુણાદિ હોય તેનો તેણે ગર્વ ન કરવો. ટૂંકમાં, તેણે જાતિ, રૂપ, લાભ, વિદ્યા વગેરે સર્વ મદોનો[1] ત્યાગ કરી, ધર્મધ્યાનમાં[2] જ રત રહેવું. [૧૮-૯]

તે મહામુનિએ હંમેશા આર્યોએ જણાવેલા શુદ્ધ ધર્મમાર્ગનો જ ઉપદેશ કરવો, તથા જાતે ધર્મમાં સ્થિત થઈ, બીજાને પણ તેમાં સ્થાપિત કરવા. સર્વ પ્રકારના કુશીલનો તથા હાસ્ય પ્રહાસ્યનો[3] તેણે ત્યાગ કરવો. એ પ્રમાણે નિત્ય હિતકર એવા મોક્ષમાર્ગમાં સ્થિત થયેલો તે ભિક્ષુ આ અપવિત્ર અને અનિત્ય એવા દેહવાસનો ત્યાગ કરી, તથા જન્મમરણનું બંધન ત્યાગી, અપુનરાગમનવાળી સિદ્ધગતિને પામે છે, એમ હું કહું છું. [૨૦-૧]

---

૧ જાતિ કુળ રૂપ તપ શ્રુત (શાસ્ત્રજ્ઞાન) લાભ ઐશ્વર્ય અને પ્રજ્ઞા એ આઠને લગતા આઠ મદ.

૨ ધાર્મિક વિષયોનું કે શાસ્ત્રમાં જણાવેલ પ્રકારે ધ્યાન કરવું તે ધર્મધ્યાન. ધર્મધ્યાન શબ્દના પારિભાષિક અર્થ વગેરે માટે જુઓ આ માળાનું 'યોગશાસ્ત્ર' પુસ્તક પા. ૧૦૭.

૩ મૂળમાં હાસ્યકુહક.

## નોંધ

મૂળમાં આ અધ્યયનનું નામ 'સભિનુ' છે ભદ્રબાહુ-સ્વામી પોતાની નિર્યુક્તિમાં (૩૨૯) જણાવે છે કે, આ અધ્યયનમાં 'સભિક્ષુ' શબ્દનો 'સ' અક્ષર, નિર્દેશ તેમજ પ્રશંસા બને અર્થોમાં લાગુ પડે છે 'જે આમનો દશવૈકાલિકમાં કર્તવ્ય તરીકે જણાવી છે, તેમનું યથાશક્તિ પાલન કરવા માટે જે મુમુક્ષુ ભિક્ષાચર્યા સેવે છે (પેટ ભરવા નહિ), તે જ (સાચો) ભિક્ષુ છે,' એ નિર્દેશનો અર્થ થયો. અને 'જે ભિક્ષુ બીજા પેટભરા અને ગુણરહિત પરિવ્રાજકોની પેઠે આચરણ ન કરતાં આ શાસ્ત્રના સારભૂત છેલ્લા અધ્યયનમાં જણાવેલ ગુણોયુક્ત થાય છે તે સદ્ ભિક્ષુ છે,' એ પ્રશંસાનો અર્થ થયો. [૩૩૦ ૧]

ભિક્ષુ શબ્દનું નિરુક્ત નિર્યુક્તિમાં નીચે પ્રમાણે આપ્યું છે

જે સાધુ શાસ્ત્રજ્ઞાનયુક્ત થઈ, બાહ્ય અને આભ્યંતર તપ વડે આઠ પ્રકારના કર્મને ભેદી નાખે છે (भिनत्ति), તે ભિક્ષુ છે [૩૪૨]

અથવા તો માત્ર ભિક્ષા વડે જેની આજીવિકા છે, તે ભિક્ષુ કહેવાય [૩૪૪]

અહીં પણ પ્રથમ અધ્યયનમાં 'શ્રમણ' શબ્દના પર્યાયો આપ્યા હતા તે પ્રમાણે 'ભિક્ષુ' શબ્દના પર્યાયો નિર્યુક્તિમાં આપ્યા છે અહીં નીચેના પર્યાયો વધારે છે

બ્રાહ્મણ વિશુદ્ધ બ્રહ્મચારી હોવાથી

સાધુ નિર્વાણસાધક યોગ સાધતો હોવાથી [૩૪૭]

નિર્યુક્તિમાં ભિક્ષુનાં 'નિરુક્ત' એટલે લક્ષણો નીચે પ્રમાણે જણાવ્યાં છે :

સંવેગ એટલે મોક્ષસુખની અભિલાષા, 'નિર્વેદ' એટલે કામભોગવિષયક અણગમો, વિષયવિવેક, 'સુશીલ-સંસર્ગ' (સત્સમાગમ) 'આરાધના' એટલે કે મોક્ષમાર્ગનું સેવન (અથવા અંતકાળે અન્નાદિનો ત્યાગ કરવો તે) તપ, જ્ઞાન, દર્શન (શ્રદ્ધા) ચારિત્ર, વિનય, ક્ષાન્તિ, માર્દવ, ઋજુતા, વિમુક્તતા (અનાસક્તિ) અદીનતા, તિતિક્ષા અને આવશ્યક પરિશુદ્ધિ (આવશ્યક કરવાનાં કર્તવ્યો પરિપૂર્ણ રીતે કરવાં તે) [૫૪૮-૯]

ઉપસંહાર કરતાં ભદ્રબાહુસ્વામીએ જણાવ્યું છે કે

जो भिक्खू गुणरहिओ भिक्खं गिण्हइ न होइ सो भिक्खू ।
वण्णेण जुत्तिसुवण्णगं व असइ गुणनिहिम्मि ॥ ३५६ ॥

જે ભિક્ષુ ચિત્તસમાધિ વગેરે ભિક્ષુગુણો વિનાનો છે, તે માત્ર ભિક્ષા ખાવાથી ભિક્ષુ થઈ શકતો નથી; જેમ બનાવટી સોનું સોનાનો રંગ માત્ર ધારણ કરવાથી તેના બીજા ગુણો વિના સોનું થઈ શકતું નથી તેમ.*

---

* ઉપરની ગાથામાં સોનાના ગુણો નીચે પ્રમાણે જણાવ્યા છે : વિષનો ઘાત કરવાને સમર્થ, રસાયણરૂપ, માંગલિક, વાળી શકાય તેવું, સારયુક્ત, અગ્નિથી ન બળે તેવું અને કહોવાય નહિ તેવું (આ ઉપરાંત તપાવે ત્યારે જમણી તરફ વળતું (પ્રદક્ષિણાવર્ત) એવું વિશેષણ પણ છે)

## ૧

## રતિવાક્ય[1]

હે સાધુ ! સસારત્યાગ કર્યા બાદ કડી વગેરે શારીરિક દુખો કે કામવાસના વગેરે માનસિક દુખો ઉત્પન્ન થવાથી તને તારા સયમમાર્ગમા ઉદ્વેગ થાય, અને તેનો ત્યાગ કરવાનો તને વિચાર આવે, તો તેમ કરતા પહેલા નીચેના ૧૮ પદો ઉપર બરાબર વિચાર કરજે કારણ કે તે પદો ઘોડાની લગામ જેવા, હાથીના અકુશ જેવા અને વહાણના સઢ જેવા છે

તે આ પ્રમાણે છે

---

૧ ધમમા રતિ–પ્રીતિ ત્પન્ન કરનાર વા ો આ તથા પછીનુ એ બે અધ્યયનો ચૂલા (પૂર્તિ)રૂ છે મૂળ સૂત્રમા જે વ તુઓ કહેલ હોય પરતુ સીધી રીતે ન હોય તેનો સગ્રહ તે ચૂલા

૧ આ અધમ કાલમાં મહામુશ્કેલીએ મા જીવિકા ચલાવી શકાય તેમ છે ?

૨ ગૃહસ્થીઓના કામભોગો પણ અસાર તેમજ અપકાલિક હોય ;

૩ મનુષ્યો પણ બહુ કપટી બની ગયા છે

૪ અત્યારનું (સંયમી જીવનનું) આ દુઃખ પણ હમેશ રહેવાનું નથી

૫ ભિક્ષુપણું છોડીને ગૃહસ્થાશ્રમમાં જતા હીન લોકોની પણ ખુશામત કરવી પડશે

૬ ઓકેલું ફરી પીવું પડશે

૭ હલકી ગતિને હાથે કરી સ્વીકારવા જેવું થશે

૮ પુત્રસ્ત્રી વગેરે પાશોમાં બંધાયેલા ગૃહસ્થને મોક્ષધર્મની પ્રાપ્તિ કે તેનું પાલન દુર્લભ છે

૯ વિવિધ રોગો તેના વિનાશનું કારણ થઈ પડે છે.

૧ મૂળમાં [illegible] તેના પરિભાષિ [illegible] માટે જુઓ પ્રશ્નો ને જૈન [illegible]

હરિભદ્રસૂરિ બતાવે છે કે જે [illegible] નેગરી [illegible] ના [illegible] દુર્ગતિના [illegible] ગૃહસ્થાશ્રમમા [illegible] જૈન પક્ષ શો [illegible] ?

૩ સાધુ તો એવા આકસ્મિક રોગો આવતા [illegible] સુખ શરીરનો અંત લાવી [illegible] પરંતુ ગૃહસ્થને તો પોતાના સ્ત્રી-પુત્રના ભરણપોષણની ચિંતા રહેતી હોવાથી તેને માટે [illegible] ભારે વિનાશકારક થઈ પડે છે

૧૦ વિવિધ સંકલ્પો પણ તેના વિનાશનું કારણ થઈ પડે છે

૧૧ ગૃહસ્થને ખેતી, વેપાર, ઢોરઢાખર વગેરેની અનેક ચિંતાઓ કરવાની હોય છે, જ્યારે ભિક્ષુને તે બાબતની નિરાંત હોય છે

૧૨ ગૃહસ્થાશ્રમ બંધનરૂપ છે, જ્યારે ભિક્ષુજીવન મુક્તિરૂપ છે

૧૩ ગૃહસ્થાશ્રમ સદોષ[1] છે, જ્યારે ભિક્ષુજીવન નિર્દોષ છે

૧૪ ગૃહસ્થોના કામભોગો પડાવી લેવાની ઈચ્છા બહુ લોકો કરતા હોય છે[2]

૧૫ ગૃહસ્થ સ્ત્રી પુત્રાદિને માટે વિવિધ કર્મો કરે છે, પરંતુ પોતાનું પાપ પુણ્ય તો દરેકને પોતે જ ભોગવવું પડે છે, તેમાં કોઈ ભાગ પડાવતું નથી

૧૬ મનુષ્યોનું આયુષ્ય દાભની અણી ઉપર ચોટેલા પાણીના બિંદુ જેવું અત્યંત ચંચલ છે[3]

---

૧ હિંસાદિ કરવા પડતા હોવાથી

૨ જેમ કે રોગો, રાજાઓ, ચોરો ગૃહસ્થના ધનની વાટ [illegible] પડાવી લેવા ઇચ્છા રાખતા હોય છે તેથી [illegible] હાથમાં સામનો લેવા માટેના બધા [illegible] માં તેની પાછળ [illegible] વળે છે અને તેને નાચો નાચી હેરાન કરી મૂકે છે તેવી ગૃહસ્થની દશા હોય છે

૩ જેમ કે [illegible] ભોગવવા ગૃહસ્થાશ્રમી થાય પરંતુ

અને ક્ષુદ્ર ગામડામા આવી પડેલા નગરશેઠની જેમ પસ્તાય છે [૩૫]

વળી જ્યારે યૌવનાવસ્થા પૂરી થવાથી તે વૃદ્ધ બને છે, ત્યારે પોતાને વીંટળાયેલા ક્લેશકારી સ્ત્રી પુત્રાદિ કુટુંબની દુશ્ચિંતાઓથી હણાઈ ને તથા મોહપરપગમા ગૂંચવાઈ ને, તે ગલ ગળેલા માછલાની જેમ કે કાદવમા ખૂંતેલા હાથીની જેમ બહુ દુખી થાય છે [૬-૮]

તે વખતે તેને વિચાર આવે છે કે, 'જો હું જિનેશ્વર ભગવાને ઉપદેશેલ સાધુજીવનમા રત રહ્યો હોત, તો આજે તો હું શાસ્ત્રજ્ઞાની તથા શુદ્ધ ચિત્ત-વાળો આચાર્ય બન્યો હોત !' આમ સયમમાર્ગમા રત મહર્ષિઓનુ દેવલોક સમાન સુખદ સાધુજીવન, અને સયમમાર્ગથી કટાળી ધર્મત્યાગ કરનારા પુરુષોનુ મહાનરક સમાન ગૃહસ્થજીવન દેખી, બુદ્ધિમાન પુરુષે સાધુજીવનમા જ રત રહેવુ [૯-૧૧]

ધર્મથી ભ્રષ્ટ થયેલા અને તપોલક્ષ્મીથી રહિત બનેલા તે દુરાચારી મનુષ્યનો પછીથી, હોલવાઈ ગયેલા અને તેજ વિનાના બનેલા યજ્ઞના અગ્નિની માફક તથા ઘોર વિષવાળા પરતુ ઝેરી દાઢ કાઢી લીધેલા નાગની માફક કુશીલ પુરુષો પણ તિરસ્કાર કરે છે ધર્મથી ચ્યુત થઈ, અધર્મ સેવનારા અને લીધેલ વ્રતનુ ખડન કરનાર તે મનુષ્યને આ

જન્મમાં અધર્મ, અપયશ, અપકીર્તિ, અને હલકા લોકોમાં પણ બદનામી પ્રાપ્ત થાય છે, તથા મૃત્યુ બાદ હલકી ગતિ પ્રાપ્ત થાય છે. આમ, આવેગ યુક્ત[1] ચિત્ત વડે ભોગો ભોગવીને, તથા અનેક પ્રકારનો અસંયમ આચરીને તે અનિષ્ટ તેમજ દુઃખ પૂર્ણ એવી નરકયોનિ પામે છે, તથા તેને ફરી ધર્મજ્ઞાન પ્રાપ્ત થવું પણ સુલભ રહેતું નથી. [૧૨-૪]

"અરે! અત્યંત દુઃખયુક્ત તથા કલેશપૂર્ણ એવા નરકયોનિના જીવના 'પલ્યોપમ' અને 'સાગરોપમ'[2] વર્ષો જેટલા લાંબા કાળના શારીરિક તેમજ માનસિક દુઃખનો પણ અંત આવે છે, તો પછી મારું આ અલ્પકાલિક માનસિક દુઃખ (થોડા વખતમાં) નષ્ટ થઈ જશે એમાં શું અસંભવિત છે? અત્યારે મને ભોગપિપાસાને લીધે સંયમમાં અરતિ થઈ છે, પરંતુ એ ભોગપિપાસા કાંઈ નિત્ય નથી, યૌવનાવસ્થા પૂરી થતાં તેનો અંત આવવાનો જ છે અને ધારો કે આ શરીર કાયમ રહે ત્યાં સુધી પણ તેનો અંત ન આવ્યો, તોપણ આયુષ્ય પૂરું થતાં તો તેનો અંત આવશે જ!" આ પ્રમાણે જે સાધુ પોતાના આત્માને દૃઢ કરે છે, તે કાંઈ વિઘ્ન આવતાં

૧ મૂળમાં તો 'પ્રસહ્ય' છે. ખુશી રીતે ... [illegible] ૧૨-૧૮ એવો પ્રસહ્ય (અર્થ)નો અર્થ થાય છે.

૨ તેમના અર્થ માટે જુઓ પ્રકરણ ... [illegible] ન. ૨

દેહનો ત્યાગ કરશે, પણ ધર્માનાનો ત્યાગ નહી કરે, અને તેવા દૃઢનિશ્ચયી પુરુષને પછી ઇંદ્રિયો પણ વિચલિત કરી શકતી નથી — ગમે તેવા પ્રબળ પવનો સુદર્શન (મેરુ) પર્વતને ચલિત નથી કરી શકતા તેમ આમ વિચારી, બુદ્ધિમાન પુરુષ જ્ઞાનાદિના વિવિધ ઉપાયો સમજી લઈ, મન વાણી અને કાયાને નિગ્રહમા રાખી, જિનોએ ઉપદેશેલા માર્ગમા સ્થિર થાય, એમ હું કહું છુ [૧૫૮]

## ટિપ્પણો

૧ જૈનમા કાળ ન[illegible] કાળચક્રના બે ભાગ પાડે છે ૧ દરેક શુભ બાબતમા હાનિ પામતો (નીચે જતો) અને ૨ દરેક શુભ બાબતમા વૃદ્ધિ પામતો (ઉપર જતો) પહેલાને અવસર્પિણી કહે છે અને બીજાને ઉત્સર્પિણી કહે છે. તે દરેકના છ ભાગો પાડવામા આવ્યા છે તે 'આરા' કહેવાય છે અવસર્પિણીના આરા આ પ્રમાણે છે સુખમા સુખમા, સુખમા, સુખમાદુખમા દુખમાસુખમા દુખમા, અને દુખમાદુખમા ઉત્સર્પિણીના આરા તેનાથી ઊલટા છે અવસર્પિણીમા સુખ વગેરે ઘટતા જાય છે, અને ઉત્સર્પિણીમા વધતા જાય છે

ઉપર જણાવેલા છ આરાનુ અનુક્રમે માપ આ પ્રમાણે :

પહેલો આરો ૪ x (૧ કરોડ x ૧ કરોડ) સાગર વર્ષ
બીજો આરો ૩ x ( , , ) ,

ત્રીજો આરો ૨ × ( „ „ ) „
ચોથો આરો ૧ × ( „ „ ) , મા ઓછા ૪૨,૦૦૦ વર્ષ
પાચમો આરો ૨૧,૦૦૦ વર્ષ
છઠ્ઠો આરો ૨૧,૦૦૦ વર્ષ

'સાગર' વર્ષના અર્થ માટે જુઓ નીચે ટિપ્પણ ન ૨

૨ 'पल्योपम' अन 'सागर' वर्षों

સખ્યાથી નહીં પણ ઉપમાથી જ સમજી શકાય તેવી વર્ષોની એક ગણતરીને 'પલ્યોપમ' કહેવામા આવે છે જેમ કે, યોજન પ્રમાણુ લાંબા પહોળા ને ઊંડા ખાડાને ઝીણામા ઝીણા વાળના ટુકડાઓથી ઠાસીને ભરે અને તેમાથી ૧૦૦ વર્ષે એક એક ટુકડો કાઢે એ રીતે તે ખાડો ખાલી થતા જે વખત લાગે તે 'બાદરઅદ્ધા પલ્યોપમ' કહેવાય તે વાળના દરેક ખડને અસખ્યાતા કલ્પી સો સો વર્ષે એક એક ખડ કાઢવામા આવે તેવી રીતે તે ખાડો ખાલી થાય તેટલો કાળ તે 'સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ' કહેવાય તેવા ૧૦ × (૧ કરોડ ×૧ કરોડ) પલ્યોપમ વર્ષો=૧ સાગર વર્ષ થાય

તેવા ૧૦ × (કરોડxકરોડ) સાગર વર્ષોની એક અવસર્પિણી (જુઓ ઉપર ટિપ્પણ ન ૧) થાય અને તેટલા જ બીજાની એક ઉત્સર્પિણી થાય (વધુ માટે 'લોકપ્રકાશ' નો આરભનો ભાગ જુઓ)

૭

## એકાતચર્યા

કેવલી ભગવાન પાસેથી[1] સાભળેલી કેટલીક બાબતો અહી કહેવામા આવે છે, તે સાભળીને પુણ્યશાળી મનુષ્યોની ધર્મમા શ્રદ્ધા થાય છે

લૌકિક મનુષ્યસમુદાય તો સસારપ્રવાહના વહેણમા વિષયાદિના ઉપભોગ પ્રતિ જ વળેલો છે, પરતુ જેનું લક્ષ્ય સસારપ્રવાહથી ઊલટી બાજુ પર ચોટ્યુ છે, તેવા મુમુક્ષુઓ તો તે વહેણમા ન વળતા

---

૧ સ્થૂલભદ્રસ્વામીની બહેનના મનનુ સમાધાન થતુ ન હોવાથી તેમના ગુણોથી ખેચાયેલી દેવતા તેમને સીમન્ધરસ્વામી પાસે આકાશમાર્ગે લઈ ગઈ, ત્યા તેમના મનનુ સમાધાન કર્યા બાદ સીમધરસ્વામીએ ઉપરાતમા આ ચૂડા (પૂર્તિ) પણ તેમને શીખવી એવી પરપરા છે વધુ માટે જુઓ ઉપોદ્ઘાત પા ૮ ૯૦

ઊલટે વહેણે જ પોતાની જાતને પ્રવર્તાવવી નીચે વહેણે જવું હંમેશાં સહેલું હોય છે, તેથી જન સમુદાય તો વિષયાદિની પ્રવૃત્તિરૂપ નીચલે વહેણે તણાવામાં જ સુખ માને છે તેનાથી ઊલટું, સાધુ પુરુષો સંયમમાં જ સુખ માને છે કારણ કે નીચલે વહેણે તો સંસારસમુદ્રમાં જવાનું છે, અને ઊલટે વહેણે જ તેમાંથી બચવાનું [illegible] માટે જ્ઞાનાદિ પ્રાપ્ત કરવામાં પરાક્રમશીલ, સંયમી, તેમજ સમાધિયુક્ત એવા સાધુએ ભિક્ષુચર્યા[1], અહિંસાદિ વ્રતો, તેમજ આહારશુદ્ધિ વગેરે ગુણો[2] તથા તેમનું યથાસમય પાલન વગેરે નિયમો ઉપર જ લક્ષ રાખવું ૨૪]

એક ઠેકાણે કાયમ ન રહેવું, મનનમાં ન રહેવું, અનેક ઠેકાણેથી માગીને ભિક્ષા મેળવવી[3], અપરિચિત ઠેકાણેથી જ જોઈતી વસ્તુઓ માગવી, એકાંત સ્થાનનું જ સેવન કરવું, થોડામાં થોડી સાધનસામગ્રી રાખવી, અને કલહનો ત્યાગ કરવો, એ ઋષિઓની ઉત્તમ વિહારચર્યા કહેવાય છે ભિક્ષુએ ભિક્ષા માગવા

૧ તેનું સ્પષ્ટીકરણ તરત પછી (ગદ્ય ૨ માં) છે

૨ તે ગુણોના મૂલ અને ઉત્તર એવા બહો ભેદો માટે જુઓ આગળ અધ્યયન ૬ પા ૭૬ નોંધ ૧

૩ મૂળમાં તેને સમુદાનચર્યા કહી છે

માટે રાજકુલ કે જમણવાર જેવા ધમાલવાળા સ્થાનો તજી દેવા, જ્યા સાધુઓનુ અપમાન થતુ હોય, તેવા સ્થાનો તજી દેવા, નજરે જોયેલા આહાર-પાણી જ લેવા, તથા ખરડાયેલા હાથે અને વાસણે આપેલા જ[૧] લેવા તેણે મદ્ય અને માસનો ત્યાગ કરવો, બીજાની વિભૂતિનો દ્વેષ ન કરવો, પુષ્ટિકારક વસ્તુઓનો મોટે ભાગે[૨] ત્યાગ કરવો, વારવાર ધ્યાન[૩] કરવુ, અને સ્વાધ્યાયમા પ્રયત્નશીલ રહેવુ એક ઠેકાણે ચાતુર્માસાદિ કર્યા પછી નીકળતી વખતે પોતે વાપરેલા શયન, આસન, મુકામ, સ્વાધ્યાયભૂમિ વગેરેની બાબતમા મમત્વ રાખી, 'હુ ફરી પાછો આવુ ત્યારે આ વસ્તુઓ મને જ આપજો' એવો નિશ્ચય દાતા પાસે ન કરાવવો, તેમજ કોઈ પણ ગામ, કુલ, નગર, કે દેશ પ્રત્યે મમત્વ ન કરવુ ગૃહસ્થના મુકામમા રહેતી વખતે પણ તેણે તેની સેવાચાકરી કે અભિવાદન, તથા વદન કે પૂજન ન કરવા [૫-૯]

---

૧ આફ હાથે ને વાસણે આપે તો જ લેવાનો આગ્રહ રાખે તો આપનારને પોતાના વાસણ અને હાથ ધોઈને આપવુ પડે અથવા ધોયેલા વાસણને ભિક્ષુને આપ્યા બાદ ફરી ધોવુ પડે અને એ ધોવા-કરવામા પાણીની નકામી હિંસા થાય

૨ કાઈ પ્રયોજન હોય તો જુદી વાત છે

૩ મૂળમા સ્થિર થઈ ધ્યાન કરવારૂપી કાયોત્સર્ગ છે

હમેશાં તેણે ક્લેશરહિત[1] પુરુષોની સોબતમાં રહેવું, જેથી ચારિત્રની હાનિ ન થાય. પરંતુ જો પોતાનાથી ગુણમાં અધિક અથવા સમાન એવો કુશળ સોબતી ન મળે, તો કામોમાં અનાસક્ત રહી, પાપોને ત્યાગતાં એકલા જ વિચરવું[2] [૯-૧૦]

ભિક્ષુએ એક જ ઠેકાણે ચોમાસામાં ચાર મહિના, કે બીજી ઋતુમાં એક મહિનો જ રહેવું, અને તરત જ બીજી વાર તે જ ઠેકાણે પાછો ચાતુર્માસ વગેરે ન કરવાં. ભિક્ષુએ હમેશાં શાસ્ત્રમાં બતાવેલ માર્ગે જ આચરણ કરવું [૧૧]

રાત્રીના પ્રથમ અને અંતિમ પ્રહરમાં હમેશાં પોતાની જાતનું નિરીક્ષણ કરવું કે, 'મેં શું કર્યું છે, મારે હજુ શું કરવાનું બાકી છે, મારાથી થાય તેવું હું શું નથી કરતો, કયો દોષ બીજાઓ મારામાં જુએ છે, કયો દોષ મને પોતાને દેખાય છે, અને કયો

---

૧ કામ ક્રોધ લોભ વગેરે ક્લેશોથી રહિત. તૃષ્ણા આરંભ સંસ્કાર વગેરેથી દુઃખનું નિમિત્ત થાય તેવી વૃત્તિ ક્લેશ કહેવાય.

૨ ટીકાકારે એક શ્લોક ટાંકીને જણાવ્યું છે: ઝેરી નાગો સાથે કે શૂર શત્રુઓ સાથે ફરવું એ સારું છે; પરંતુ અધમ, ધુર્ત, ચપળ અને અજ્ઞાની એવા મિત્રો સાથે રહેવું એ સારું નથી. કારણ કે નાગ ડંખે થાય તો, તેમ જ શત્રુ બાણ વડે હણે તો આ જન્મમાં એક જ વાર મરે; પરંતુ દુરાચારી પુરુષની સોબતથી તો આ લોકમાં તેમ જ પરલોકમાં એમ બંને ઠેકાણે વારંવાર હણાવું પડે છે.

દોષ હું જાણવા છતાં ત્યાગતો નથી ’ આ જાતનું બરાબર નિરીક્ષણ કરનારો સાધુ આગામી દોષનું નિવારણ કરી શકે છે જે બાબતમાં તેને મન –વાણી–કાયાથી ક્યાંક દુરાચરણ થયેલું લાગે, તે બાબતમાં તે તરત પોતાની જાતને ઠેકાણે લાવી દે જાતવાન અશ્વ લગામની સૂચનાને ઝટ સ્વીકારી, ઠેકાણે આવી જાય છે તેમ જે જિતેંદ્રિય અને ધૃતિમાન સાધુ આ પ્રમાણે આત્મનિરીક્ષણની પ્રવૃત્તિ કરે છે, તે જગતમાં ‘ જાગતો ’ છે, અને તે જ સંયમીજીવન જીવે છે એમ કહેવાય સર્વ ઇંદ્રિયોને વિષયોમાંથી નિવૃત્ત કરી, આત્માનું નિરંતર રક્ષણ કર્યા કરવું જોઈએ, કારણ કે તેનું જો રક્ષણ ન કર્યું, તો તે જન્મમરણને માર્ગે વળે છે, અને તેનું બરાબર રક્ષણ કર્યું હોય, તો તે સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે, એમ હું કહું છું [૧૨૬]

## સુભાષિતો

### ધર્મ

धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसंति जस्स धम्मे सया मणो ॥

ધર્મ એ પરમ મંગલ છે. અહિંસા, સંયમ અને તપરૂપી ધર્મમાં જેનું મન સદા લાગેલું છે, તેને દેવો પણ નમસ્કાર કરે છે [૧ ૧]

कहं नु कुज्जा सामण्णं जो कामे न निवारए ।
पए पए विसीयंतो संकप्पस्स वसं गओ ॥

જે માણસ સંકલ્પને વશ થઈ, ડગલે ને પગલે થાકીને બેસી જાય છે તથા કામોનું નિવારણ કરતો નથી તે શ્રમણપણું શી રીતે આચરી શકે ? [૨ ૧]

आयावयाही चय सोगमल्लं
कामे कमाही कमियं खु दुक्खं ।

छिंदाहि दोसं विणएज्ज रागं
एवं सुही होहिसि संपराए ॥

તપ વડે શરીરને તપાવીને શરીરની સુકુમારતા દૂર કરો. એ રીતે જેણે કામો ઓળંગ્યા છે, તેણે દુઃખમાત્રને પણ ઓળંગ્યો સમજવો. જેણે પદાર્થો પ્રત્યેના રાગદ્વેષ દૂર કર્યા છે, તે આ સંસારમાં સુખી થાય છે [૨.૫]

कहं चरे कहं चिट्ठे कहमासे कहं सए ।
कहं भुंजंतो भासंतो पावं कम्मं न बंधई ॥
जयं चरे जयं चिट्ठे जयमासे जयं सए ।
जयं भुंजंतो भासंतो पावं कम्मं न बंधइ ॥

કેમ ચાલવું, કેમ ઊભા રહેવું, કેમ બેસવું, કેમ સૂવું, કેમ ખાવું, અને કેમ બોલવું, જેથી પાપકર્મ ન બંધાય?

કાળજીપૂર્વક[1] ચાલવું, કાળજીપૂર્વક ઊભા રહેવું, કાળજીપૂર્વક બેસવું, કાળજીપૂર્વક સૂવું, કાળજીપૂર્વક ખાવું, અને કાળજીપૂર્વક બોલવું તો પાપકર્મ નહિ બંધાય [૫,૭-૮]

सव्वभूयप्पभूयस्स सम्मं भूयाइ पासओ ।
पिहियासवस्स दंतस्स पावं कम्मं न बंधई ॥

સર્વ ભૂતપ્રાણીઓને પોતાની બરાબર ગણનારા અને જોનારા તથા ઇન્દ્રિયનિગ્રહપૂર્વક હિંસાદિ પાપકર્મો ન આચરનારા મનુષ્યને પાપકર્મ બંધાતું નથી [૫-૯]

---

૧ અહીં પ્રયત્નપૂર્વક - જીવવિરાધના ન થાય તે રીતે વર્તવાનું સમજવું

पढमं नाणं तओ दया एवं चिट्ठइ सव्वसंजए ।
अन्नाणी किं काही किंवा नाही छेयपावगं ॥

પ્રથમ જ્ઞાન, અને પછી દયા એ સંયમી પુરુષની સ્થિતિ છે. જે અજ્ઞાની છે, તે શું આચરે, તથા હિત અહિત કેમ કરીને જાણે? [૫.૧૦]

सोच्चा जाणइ कल्लाणं सोच्चा जाणइ पावगं ।
उभयंपि जाणई सोच्चा जं छेयं तं समायरे ॥

જ્ઞાની પાસેથી સાંભળીને જ કલ્યાણ તેમ જ પાપ જાણી શકાય છે. તેથી જ્ઞાની પાસેથી જાણીને, જે કલ્યાણકારી હોય, તે આચરવું. [૫.૧૧]

सुहसायगस्स समणस्स सायाउलगस्स निगामसाइस्स ।
उच्छोलणापहोअस्स दुलहा सुगई तारिसगस्स ॥
तवोगुणपहाणस्स उज्जुमइ खंतिसंजमरयस्स ।
परीसहे जिणंतस्स सुलहा सुगई तारिसगस्स ॥

સુખાસ્વાદક, સુખૈષી, ઊંઘણશી, તેમ જ ધોવા-માંજવા કર્યા કરનારા શ્રમણની સુગતિ દુર્લભ છે. પરંતુ તપોધન સરળ બુદ્ધિવાળા, ક્ષમાવાન સંયમમાં પરાયણ તથા મુશ્કેલીઓથી ન દબાનારા શ્રમણને સુગતિ સુલભ છે. [૫,૨૬-૭]

## અહિંસા

सव्वे जीवा वि इच्छंति जीविउं न मरिज्जिउं ।
तम्हा पाणवहं घोरं निग्गंथा वज्जयंति णं ॥

સર્વે જીવો જીવવા ઇચ્છે છે મરવા ઇચ્છતા નથી માટે નિર્ગ્રંથો ઘોર એવી જીવહિંસાનો ત્યાગ કરે છે [ ,-,૧૧ ]

## સત્ય

मुसावाओ उ लोगम्मि सव्वसाहूहि गरिहिओ ।

अविस्सासो अ भूआण तम्हा मोस विवज्जए ॥

આ લોકમાં સર્વ સાધુપુરુષોએ અસત્યવચનની નિંદા કરી છે વળી તે બધા ભૂતપ્રાણીઓના વિશ્વાસનો ભંગ કરનારૂપ છે માટે અસત્યનો ત્યાગ કરવો [ ૮ ૧૨ ]

तहेव फरुसा भासा गुरुभूओवघाइणी ।

सच्चावि सा न वत्तव्वा जओ पावस्स आगमो ॥

મોટા જંતુને દુઃખાય એવી કઠોર વાણી સાચી હોય તોપણ ન બોલવી કારણ કે તથી પાપબંધન થાય છે [૭-૧૧]

## બ્રહ્મચર્ય

अबंभचरियं घोरं पमायं दुरहिट्ठिअं ।

नायरंति मुणी लोए भेआययणवज्जिणो ॥

मूलमेयमहम्मस्स महादोससमुस्सयं ।

तम्हा मेहुणससग्गं निग्गंथा वज्जयंति णं ॥

મૈથુનને સર્વ અસારનું મૂળ અસેવ્ય, અધર્મનું મૂળ કારણ, મહાદોષોનો સમૂહરૂપ ઘોરકર્મોના હેતુરૂપ તથા સર્વ પ્રકારના ચારિત્રને છિન્નભિન્ન કરનારૂ જાણી, નિર્ગ્રંથો તેની સરસા પણ જતા નથી [ ૨ ૧૫ ૬ ]

विभूसा इत्थिसंसग्गी पणीअं रसभोअणं ।

नरस्सत्तगवेसिस्स विसं तालउडं जहा ॥

શારીરિક ટાપટીપ, સ્ત્રીસંસર્ગ અને સ્વાદિષ્ટ અન્નપાન એ વસ્તુઓ આત્મશોધક મનુષ્યો માટે તાલપુટ[1] વિષ જેવી છે. [૮ ૫૭]

हत्थपायपडिच्छिन्नं कण्णनासविगप्पिअं ।

अवि वाससयं नारिं बंभयारी विवज्जए ॥

જેના હાથપગ કપાઈ ગયા હોય તથા જેના નાક કાન બેડોળ થઈ ગયા હોય, એવી સો વર્ષની સ્ત્રીનો પણ સાધુએ સંસર્ગ ન કરવો. [૮ ૫૬]

### અપરિગ્રહ

न सो परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा ।

मुच्छा परिग्गहो वुत्तो इअ वुत्तं महेसिणा ॥

સંયમ અને લજ્જાના નિર્વાહાર્થે રાખેલી આવશ્યક વસ્તુઓને જ્ઞાતપુત્ર ભગવાને પરિગ્રહ નથી કહી પરંતુ આસક્તિ–મમતાને જ પરિગ્રહ કહેલ છે. [૬,૨,૨૧]

### રાત્રીભોજનત્યાગ

अहो निच्चं तवोकम्मं सव्वबुद्धेहिं वण्णिअं ।

जा य लज्जासमा वित्ती एगभत्तं च भोअणं ॥

સર્વ તીર્થંકરોએ આ હંમેશનું તપકર્મ કેવું વર્ણવી બતાવ્યું છે કે નિર્વાહ પૂરતું જ દેહનું પાલનપોષણ અને દિવસ દરમ્યાન જ ખાઈ લેવું! [૬ ૨ ૨૩]

---

૧ હાથમાં પકડતાં જ તાળવું ફાડી નાખે તેવું વિષ

### અપ્રમાદ

जरा जाव न पीडेई वाही जाव न वड्ढई ।
जाविंदिआ न हायंति ताव धम्मं समायरे ॥

જ્યાં સુધી વૃદ્ધાવસ્થાથી પીડિત થયા નથી, રોગો વધ્યા નથી, અને ઇન્દ્રિયોની શક્તિ કાયમ છે, ત્યાં સુધી ધર્મનું આચરણ કરવાનો પ્રયત્ન કરવો. [૮ ૩૬]

### કષાયજય

कोहो अ माणो अ अणिग्गहीआ
माया अ लोभो अ पवड्ढमाणा ।
चत्तारि एए कसिणा कसाया
सिंचंति मूलाइ पुणब्भवस्स ॥

ઉત્પન્ન થયેલા ક્રોધ અને માન તથા વૃદ્ધિગત થયેલા માયા અને લોભ એ ચાર મલિન વૃત્તિઓ પુનર્જન્મરૂપી વૃક્ષના મૂળની સિંચક છે. [૮ ૪૦]

कोहो पीइं पणासेई माणो विणयनासणो ।
माया मित्ताणि नासेई लोभो सव्वविणासणो ॥

ક્રોધથી પ્રીતિ નાશ પામે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રોનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે [૮-૩૮]

उवसमेण हणे कोहं माणं मद्दवया जिणे ।
मायं चज्जवभावेण लोभं संतोसओ जिणे ॥

विभूसा इत्थिसंसग्गी पणीअं रसभोअणं ।

नरस्सत्तगवेसिस्स विसं तालउडं जहा ॥

શારીરિક ટાપટીપ, સ્ત્રીઓનો સંસર્ગ અને રસદાર ખાનપાન એ વસ્તુઓ આત્મગવેષી મનુષ્યને માટે તાલપુટ[1] વિષ જેવી છે [૮ ૫૭]

हत्थपायपडिच्छिन्नं कण्णनासविगप्पिअं ।

अवि वाससयं नारिं बंभयारी विवज्जए ॥

જેનાં હાથપગ કપાઈ ગયાં હોય તથા જેનાં નાક કાન બેડોળ થઈ ગયાં હોય એવી સો વર્ષની નારીનો પણ સાધુએ સંસર્ગ ન કરવો [૮ ૫૬]

અપરિગ્રહ

न सो परिग्गहो वुत्तो नायपुत्तेण ताइणा ।

मुच्छा परिग्गहो वुत्तो इअ वुत्तं महेसिणा ॥

સંયમ અને લજ્જાના નિર્વાહાર્થે રાખેલી આવશ્યક વસ્તુઓને જ્ઞાતપુત્ર ભગવાને પરિગ્રહ નથી ગણી પરંતુ આસક્તિ–મમતાને જ પરિગ્રહ કહેલ છે [૬ ૨,૨૧]

રાત્રિભોજનત્યાગ

अहो निच्चं तवोकम्मं सव्वबुद्धेहिं वण्णिअं ।

जा य लज्जासमा वित्ती एगभत्तं च भोअणं ॥

સર્વ તીર્થંકરોએ આ હમેશનું તપકર્મ કહું વર્ણવી બતાવ્યું છે કે, નિર્વાહ પૂરતું જ દેહનું પાલનપોષણ અને દિવસ દરમ્યાન જ ખાઈ લેવું[1] [૬ ૨૩]

---

1 હાથમાં પકડતાં જ તાળવું ફાડી નાખે તેવું વિષ

### અપ્રમાદ

जरा जाव न पीडेई वाही जाव न वड्ढई ।
जाविन्दिआ न हायंति ताव धम्मं समायरे ॥

જ્યાં સુધી વૃદ્ધાવસ્થાથી પીડિત થવા નથી, રોગો વધ્યા નથી અને ઇન્દ્રિયોની શક્તિ કાયમ છે, ત્યાં સુધી ધર્મનું આચરણ કરવાનો પ્રયત્ન કરવો [૮ ૩૬]

### કષાયજય

कोहो अ माणो अ अणिग्गहीआ
माया अ लोभो अ पवड्ढमाणा ।
चत्तारि एए कसिणा कसाया
सिंचंति मूलाइं पुणब्भवस्स ॥

ઉત્પન્ન થયેલા ક્રોધ અને માન, તથા વૃદ્ધિગત થયેલા માયા અને લોભ એ ચાર મલિન વૃત્તિઓ પુનર્જન્મરૂપી વૃક્ષના મૂળની સિંચક છે [૮ ૪૦]

कोहो पीइं पणासेइ माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ लोभो सव्वविणासणो ॥

ક્રોધથી પ્રીતિ નાશ પામે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રોનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે [૮ ૩૮]

उवसमेण हणे कोहं माणं मद्दवया जिणे ।
मायं चज्जवभावेण लोभं संतोसओ जिणे ॥

ગુણો વડે જ સાધુ થવાય છે અને દુર્ગુણો વડે જ અસાધુ થવાય છે. માટે સાધુગુણોનો સ્વીકાર કરવો અને અસાધુગુણોનો ત્યાગ કરવો, એમ પોતાની જાતને સમજાવી, તથા રાગદ્વેષનો ત્યાગ કરી, જે સમભાવ પ્રાપ્ત કરે છે, તે શિષ્ય બધાનો પૂજ્ય બને છે [૯,૩.૧૧]

### આત્મનિરીક્ષણ

जो पुव्वरत्तावररत्तकाले संपेहए अप्पगमप्पगेणं ।
किं मे कडं किं च मे किच्चसेसं किं सक्कणिज्जं न समायरामि ॥
जस्सेरिसा जोग जिइंदियस्स धिईमओ सप्पुरिसस्स निच्चं ।
तमाहु लोए पडिबुद्धजीवी सो जीवई संजमजीविएणं ॥

જે સાધક રાત્રીના પ્રથમ અને અંતિમ પ્રહરમાં હંમેશાં આત્મનિરીક્ષણ કરે છે કે મેં શું કર્યું છે, મારે હજુ શું કરવાનું બાકી છે, અને મારાથી થાય તેવું શું હું હજુ નથી કરતો, તે જિતેંદ્રિય અને ધૃતિમાન પુરુષ જ જગતમાં 'જાગતો' છે અને તે જ સંયમી જીવન જીવે છે એમ કહેવાય [ચૂલા ૨,૧૨-૧૩]

## શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલા

1. **સુત્તનિપાત** — ૧–૦–૦
   એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ
2. **ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ** — ૧–૦–૦
   'મજ્ઝિમનિકાય'ના પ્રથમ ૫૦ સંવાદો
3. **ભગવાન મહાવીરની ધર્મકથાઓ** — ૧–૦–૦
   નાયાધમ્મકહાસુત્ત નો ગુજરાતી અનુવાદ
4. **ભગવાન મહાવીરના દશ ઉપાસકો** — ૦–૮–૦
   ઉવાસગ સાસુત્ત નો ગુજરાતી અનુવાદ
5. **જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર** — ૦–૫–૦
6. **ન્યાયપ્રવેશ** [ સમૂળ સટિપ્પણ અનુવાદ ] — ૧–૮–૦
7. **જિનાગમકથાસંગ્રહ** [પ્રાકૃતવ્યાકરણ તથા ટિપ્પણો સાથે] — ૧–૪–૦
8. **શ્રીમદ્‌ની જીવનયાત્રા** [શ્રીમદ્ રાજચંદ્રની જીવનકથા] — ૦–૮–૦
9. **શ્રી રાજચંદ્રનાં વિચારરત્નો** — ૦ ૧૨ ૦
   તેમનાં લખાણોમાંથી વિષયવાર તારવેલા ઉતારા
10. **મહાવીરસ્વામીનો સંયમધર્મ** — ૧–૦–૦
    'શ્રી સૂત્રકૃતાંગસૂત્ર નો છાયાનુવાદ
11. **મહાવીરસ્વામીનો આચારધર્મ** — ૦ ૧૨ ૦
    શ્રી આચારાંગસૂત્ર નો છાયાનુવાદ
12. **બુદ્ધચરિત** [ મૂળ પાલિ ગ્રંથોને આધારે ] — ૧–૪–૦
13. **મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ** — ૧–૦–૦
    શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર નો છાયાનુવાદ
14. **શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો** — ૦–૮–૦
    પ્રવચનસાર સમયસાર અને પંચાસ્તિકાયસારસંગ્રહ
15. **યોગશાસ્ત્ર** [ શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ] — ૧–૦–૦
16. **શ્રી ભગવતી-સાર** [ પ્રથમ અંગનો છાયાનુવાદ ] — ૨–૦–૦
17. **જગતનો આવતી કાલનો પુરુષ** — ૦ ૧૨ ૦
    શ્રી રાધાકૃષ્ણનના સુપ્રસિદ્ધ વ્યાખ્યાનનો અનુવાદ
    તેમના જીવનચરિત્ર તથા ટિપ્પણો સહિત

## શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલા

| | | |
|---|---|---|
| ૧ | સુત્તનિપાત<br>એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ | ૧-૦-૦ |
| ૨ | ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ<br>મજ્ઝિમનિકાય'ના પ્રથમ ૫૦ સંવાદો | ૧-૦-૦ |
| ૩ | ભગવાન મહાવીરની ધર્મકથાઓ<br>નાયાધમ્મકહાસુત્ત'નો ગુજરાતી અનુવાદ | ૧-૦-૦ |
| ૪ | ભગવાન મહાવીરના દશ ઉપાસકો<br>ઉવાસગ દસાસુત્ત'નો ગુજરાતી અનુવાદ | ૦-૮-૦ |
| ૫ | જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર | ૦-૫-૦ |
| ૬ | સન્મતિપ્રકરણ [ સમૂળ, સટિપ્પણ અનુવાદ ] | ૧-૮-૦ |
| ૭ | જિનાગમકથાસંગ્રહ [પ્રાકૃતવ્યાકરણ ભાગ ટિપ્પણો સાથે] | ૧-૪-૦ |
| ૮ | શ્રીમદ્‌ની જીવનયાત્રા [શ્રીમદ્ રાજચંદ્રની જીવનકથા] | ૦-૮-૦ |
| ૯ | શ્રી રાજચંદ્રના વિચારરત્નો<br>તેમના લખાણોમાંથી વિષયવાર તારવેલા ઉતારા | ૦ ૧૨ ૦ |
| ૧૦ | મહાવીરસ્વામીનો સંયમધર્મ<br>'શ્રી સૂત્રકૃતાંગસૂત્ર'નો છાયાનુવાદ | ૧-૦-૦ |
| ૧૧ | મહાવીરસ્વામીનો આચારધર્મ<br>'શ્રી આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ | ૦ ૧૨ ૦ |
| ૧૨ | બુદ્ધચરિત [ મૂળ પાલિ ગ્રંથોને આધારે ] | ૧-૪-૦ |
| ૧૩ | મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ<br>શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનો છાયાનુવાદ | ૧-૦-૦ |
| ૧૪ | શ્રી કુંદકુંદાચાર્યના ત્રણ રત્નો<br>પ્રવચનસાર સમયસાર અને પંચાસ્તિકાયસારસંગ્રહ | ૦-૮-૦ |
| ૧૫ | યોગશાસ્ત્ર [ શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ] | ૧-૦-૦ |
| ૧૬ | શ્રી ભગવતી સાર [ પાંચમા અંગનો છાયાનુવાદ ] | ૨-૦-૦ |
| ૧૭ | જગતનો આવતી કાલનો પુરુષ<br>શ્રી રાધાકૃષ્ણનના સુપ્રસિદ્ધ વ્યાખ્યાનનો અનુવાદ<br>તેમના જીવનચરિત તથા ટિપ્પણો સહિત | ૦ ૧૨-૦ |

## શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાલા

1. **સુત્તનિપાત** — ૧-૦-૦
   એ સુપ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથનો ગુજરાતી અનુવાદ
2. **ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ** — ૧-૦-૦
   'મજ્ઝિમનિકાય'ના પ્રથમ ૫૦ સંવાદો
3. **ભગવાન મહાવીરની ધર્મકથાઓ** — ૧-૦-૦
   'નાયાધમ્મકહાસુત્ત'નો ગુજરાતી અનુવાદ
4. **ભગવાન મહાવીરના દશ ઉપાસકો** — ૦-૮-૦
   'ઉવાસગદસાસુત્ત'નો ગુજરાતી અનુવાદ
5. **જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર** — ૦-૫-૦
6. **સન્મતિપ્રકરણ** [ સમૂળ સટિપ્પણ અનુવાદ ] — ૧-૮-૦
7. **जिनागमकथासंग्रह** [प्राकृतव्याकरण સંગ ટિપ્પણો સાથે] — ૧-૪-૦
8. **શ્રીમદ્‌ની જીવનયાત્રા** [શ્રીમદ્ રાજચંદ્રની જીવનકથા] — ૦-૮-૦
9. **શ્રી રાજચંદ્રના વિચારરત્નો** — ૦ ૧૨ ૦
   તેમના લખાણોમાંથી વિષયવાર તારવેલા ઉતારા
10. **મહાવીરસ્વામીનો સંયમધર્મ** — ૧-૦-૦
    'શ્રી સૂત્રકૃતાંગસૂત્ર'નો છાયાનુવાદ
11. **મહાવીરસ્વામીનો આચારધર્મ** — ૦ ૧૨ ૦
    'શ્રી આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ
12. **બુદ્ધચરિત** [ મૂળ પાલિ ગ્રંથોને આધારે ] — ૧-૪-૦
13. **મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ** — ૧-૦-૦
    શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનો છાયાનુવાદ
14. **શ્રી કુંદકુંદાચાર્યના ત્રણ રત્નો** — ૦-૮-૦
    પ્રવચનસાર સમયસાર અને પંચાસ્તિકાયસારસંગ્રહ
15. **યોગશાસ્ત્ર** [ શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ] — ૧-૦-૦
16. **શ્રી ભગવતીસાર** [ પંચમ અંગનો છાયાનુવાદ ] — ૨-૦-૦
17. **જગતનો આવતી કાલનો પુરુષ** — ૦ ૧૨-૦
    શ્રી રાધાકૃષ્ણનના સુપ્રસિદ્ધ વ્યાખ્યાનનો અનુવાદ
    તેમના જીવનચરિત તથા ટિપ્પણો સહિત

શ્રી પૂંજાભાઈ જૈનગ્રંથમાળા–૨૦

# પાપ, પુણ્ય અને સંયમ

[વિપાક અંતકૃદ્દશા અનુત્તરૌપપાતિકદશા — એ નામના
૧૧મા, ૮મા અને ૯મા અંગગ્રંથોનો છાયાનુવાદ]

સંપાદક
ગોપાળદાસ જીવાભાઈ પટેલ

શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ
c/o ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

# ઉપોદ્‌ઘાત

## ૧

પાપ – પુણ્ય – સંયમ ! આ ત્રણ શબ્દોમાં એક રીતે આખું જૈન કર્મ વિજ્ઞાન સમાઈ જાય છે. કોઈ પણ ધર્મમાર્ગ તત્ત્વોની ગણતરી અને સ્વરૂપ ગમે તેવાં બતાવતો હોય, પણ છેવટે જાણવા જેવું તો એ જ હોય છે કે, એ પોતાના અનુયાયીને કયાં કર્મ કરવાનો નિષેધ કરે છે, અને કયાં કર્મ કરવાને પ્રેરે છે. અલબત્ત, કર્મ કરવા – ના કરવાં એ જ માત્ર ધર્મનું સંપૂર્ણ રહસ્ય નથી. કારણ કે કર્મ એ અતિશય સ્થૂલ વસ્તુ છે અને તેની પાછળની ચેતન ભાવનાને પૂરેપૂરી વહન કરવા કે વ્યક્ત કરવાને અસમર્થ છે. તોય કોઈ પણ ધર્મનો સ્થૂલ પાયો તો અમુક પ્રકારનો કર્માકર્મનો વિધિ-નિષેધ માર્ગ જ રહેવાનો. એ માર્ગમાં ધર્મતત્ત્વનો પ્રાણ પૂરેપૂરો ભલે ન સમાયો હોય, પણ તેનાં મૂળ તો તેમાં જ રહેલાં હોય છે. એટલે કોઈ પણ ધર્મમાર્ગની પરીક્ષા આપણે તેની કર્માકર્મની કલ્પના ઉપરથી કરીએ તો ખોટું તો ન જ કહેવાય.

જૈનોના પ્રાચીનમાં પ્રાચીન તથા મૂળભૂત ગણાતા[1] જે ૧૨ અંગ ગ્રંથો છે, તેમાંથી ઊલટે ક્રમે ૧૧મા, ૯મા અને ૮મા

---

૧ અંગગ્રંથોની પણ પહેલાં 'પૂર્વ' નામના ગ્રંથો હતા એવી પરંપરા ચાલી આવે છે, પણ તે ગ્રંથો ઘણા જૂના સમયથી લુપ્ત થયેલા ગણાય છે.

અંગગ્રંથમાં ઉપર જણાવેલા કર્માકર્મ માર્ગને લગતી કથાઓ સંગ્રહાઈ છે ૧૧મા અંગગ્રંથ વિપાકસૂત્રમાં બે ખંડમાં થઈને અનુક્રમે પાપ અને તેનાં ફળનું તેમ જ પુણ્ય અને તેનાં ફળનું વર્ણન છે નવમા અંગગ્રંથ 'અનુત્તરૌપપાતિકદશા'માં સંયમનું પાલન કરતાં કરતાં જેઓ એવી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા છે કે, જેમાં હવે ઉત્તમોત્તમ (અનુત્તર) સ્વર્ગલોકમાં અમુક કાળ વ્યતીત કર્યા બાદ એક જ વાર મનુષ્યજન્મ પ્રાપ્ત કરી મુક્ત થવાનું [illegible] તેમની કથાઓ છે અને આઠમા અંગગ્રંથ 'અંતકૃદ્દશા'માં આ જન્મે જ સંયમના ઉત્કૃષ્ટ પાલનથી જેમણે સર્વ કર્મોનો અંત આણી દીધો છે અને જેથી મરતી વખતે જ જેઓ મુક્તિ પ્રાપ્ત થઈ જનારા છે, તેમની કથાઓ છે એટલે આ ત્રણ ગ્રંથો મળીને, જૈનમાર્ગ જે કર્મોનો નિષેધ કરે છે અર્થાત્ જેમને 'પાપ' ગણે છે, જે કર્મોને વિહિત માને છે અર્થાત્ પુણ્યરૂપ માને છે, અને જે કર્મોને આત્યંતિક મુક્તિ પ્રાપ્ત કરાવનારાં અર્થાત્ 'સંયમ'રૂપ માને છે એમનું એક પ્રકારનું સળંગ ચિત્ર આપણી આગળ રજૂ કરે છે અને એ કારણથી જ એ ત્રણે ગ્રંથોને આ એક જ પુસ્તકમાં જોડી દેવાનું યોગ્ય માન્યું છે

૨

પ્રથમ આપણે પાપ અને તેનાં ફળની વસ્તુ લઈએ આ ગ્રંથના પહેલા ખંડમાં આપેલી દશ કથાઓ દ્વારા સૂત્રકાર પોતાની માન્યતા મુજબના દશ મહાપાપો પસંદ કરે છે અથવા વધુ ચોક્કસ શબ્દો વાપરીએ તો સમાજના કુલ પાપીઓમાંથી પોતાની માન્યતા મુજબના દશ મહાપાપીઓ

પસંદ કરે છે - સૂત્રકાર એ દશ પાપીઓનું વિગતવાર વર્ણન કરે છે, તથા તેમની થતી અવગતિ કાળા અક્ષરે ચીતરી બતાવે છે એનો અર્થ એ થયો કે, જૈનધર્મીઓને ઓછામા ઓછી એ દશ પ્રવૃત્તિઓ ન કરવાનું તે વિધાન કરે છે એ દશ પ્રવૃત્તિઓ આ પ્રમાણે છે

---

* અહી એટલુ નોંધવુ જોઈએ કે અત્યારે ઉપલબ્ધ વિપાકસૂત્ર, મૂળ હતુ તેવુ કે તેટલુ જ છે એમ કહી શકાય તેમ નથી ચોથા અંગ સમવાયાંગમા જ વિપાકસૂત્રના બે શ્રુતસ્કંધ જણાવ્યા નથી તથા તેના ૪૩ અધ્યયનો જણાવ્યા છે ઉપરાત કલ્પસૂત્રમા તો માત્ર પાપ ન વિપાકના જ ૫૫ અધ્યયનો હતા એમ જણાવ્યુ છે ઉપરાત ત્રીજા અંગ સ્થાનાંગમા વિપાકસૂત્રના જે દશ અધ્યયનો ગણાવ્યા છે તેમાથી બેના નામ જ અત્યારના વિપાકસૂત્રમા સીધેસીધા જડવાથી છે

તે જ વસ્તુ આ પુસ્તકમા આવતા આઠમા અંગ અંતકૃદ્દશાંગ અને નવમા અંગ અનુત્તરોપપાતિકદશાને પણ લાગુ પડે છે ત્રીજા અંગ સ્થાનાંગમા અંતકૃદ્દશાંગના ૧૦ અધ્યયન જણાવ્યા છે, જ્યારે આજના ઉપલબ્ધ ગ્રંથમા તો ૯૩ છે ઉપરાત આજના ઉપલબ્ધ ગ્રંથમા આઠ વર્ગો છે ત્યારે ચોથા અંગ સમવાયાંગમા તો તેના સાત વર્ગ જણાવ્યા છે સ્થાનાંગમા આ ગ્રંથના દશ અધ્યયનોના નામ આપ્યા છે તે આજના ઉપલબ્ધ અંગમા છે જ નહિ અને તેમાના કેટલાક નવમા અંગમા મળે છે। આજના ઉપલબ્ધ ગ્રંથનુ 'દશાઓ' નામ અને તેમા અત્યારે મળતા આઠ વર્ગો એ બે વચ્ચે દેખીતો વિરોધ છે

નવમા અંગમા અત્યારે ૩ વર્ગો અને ૩૩ અધ્યયનો છે છતા તેનુ નામ 'દસાઓ' છે। જો કે અંગ ૩ અને અંગ ચારમા તો તેને દશ અધ્યયન છે એમ જણાવ્યુ છે ત્રીજા અંગ સ્થાનાંગમા

એ તો ખરેખર પાપી હતા કારણ કે તેમણે પોતાના ધંધાની કે જીવનની જે સ્વાભાવિક કે કાયદેસર પ્રવૃત્તિઓ કહેવાય, તેમની મર્યાદાની ઉપરવટ થઈને ખાસ વિશેષ પાપકૃત્ય કર્યાં છે, જ્યારે આ બાબીના ચાર તો સમાજના વિવિધ ઉપયોગી ધંધા કરનારા મહેનતુ નાગરિકો છે જો તેઓ દોષિત હ, તો તેમની પાસેથી માલ ખરીદનારા કે તેમની પ્રવૃત્તિનો લાભ ઉઠાવનારા તમામ નગરજનો વિશેષ દોષિત છે એટલું જ નહીં માંસ માટે "જાનવરને મારનાર ખાટકી કરતા તેની પાસેથી માંસ ખરીદી લાવનાર વિશેષ પાપી", કે કારણ કે તે જો બજારમાં માંસ ખરીદવા ન આવતો હોત, તો ખાટકીને જાનવર મારી માંસ વેચવું ન પડત

આ મુદ્દા ઉપર જરા આ દૃષ્ટાંતને આટલો ભાર મૂકવો પડ્યો એનું કારણ એ છે કે, પછીનો જૈનધર્મ આ બધી વસ્તુઓ માટે પ્રાણીવધ કરનારને જ દોષિત ગણી, ત્યાર બાદ તે વધજનિત વસ્તુઓનો વેપાર કરનાર દુકાનદારો, કે તે વસ્તુઓ ખરીદીને વાપરનારા નગરજનોને એ હિંસાદોષમાંથી કાંઈક બાતલ રાખે છે હેમચંદ્રાચાર્ય જેવા વિચક્ષણ પુરુષ પણ પંદર કર્માદાનો ગણાવતી વખતે છ, કર્માદાન ત વાણિજ્ય (એટલે કે હાથી વગેરેના દાંત ચમરી વગેરેના કેશ ઘુવડ વગેરેના નખ શંખ વગેરેના અસ્થિ, વાઘ વગેરેના ચામડાં, તથા હંસ વગેરેના રોમ ઇત્યાદિ અંગોના વેપાર કરવો ) તેની બાબતમાં એટલું ઉમેરતા જાય છે કે આ બધા પ્રાણીઅંગો તેમને ઉત્પત્તિસ્થાને જઈ, લેવા કરી કરાવી વેપાર કરવો, તે કર્માદાન હોઈ ત્યાજ્ય છે, પરંતુ, ઉત્પત્તિ-સ્થાન સિવાયને બીજે સ્થળે તે બધાં ખરીદે કે વેચે તેમાં

દોષ નથી કારણ કે, ઉત્પત્તિસ્થાનમા તો તે મેળવવા માટે પૈસા આપી, તે તે પ્રાણીઓ મરાવવા પડે છે'

આવો ભેદ પાડવાની જરૂર શી રીતે પડી હશે, એ અત્યારે કંપવુ મુશ્કેલ છે યતિધર્મ તો કરવુ-કરાવવુ-અને અનુમતિ આપવી, એ ત્રણેને સરખા જ માને છે, પરતુ ગૃહસ્થધર્મની બાબતમા આવા આવા ભેદો સ્વીકારવાથી ધર્મતત્ત્વ સ્પષ્ટ થવાને બદલે હણાયુ છે તેમાય ન ૬ મા જણાવેલો ફોજદાર તો રાજ્યતંત્રનો એક વફાદાર સેવક છે જો રાજા દોષિત નથી, એના રાજ્યનો લાભ ઉઠાવનાર પ્રજાજનો દોષિત નથી, તો તે તત્રનો એક સેવક શી રીતે દોષિત છે? કહેવુ હોય તો આખા રાજ્યતત્રને દોષિત કહો તેમજ તે રાજ્યતત્રનો લાભ ઉઠાવનારા બધા પ્રજાજનોને પણ દોષિત કહો પરતુ માત્ર ફોજદારને તેના ફોજદારીના કામ બદલ દોષિત ઠરાવવો એ તો દેખીતું અન્યાયી લાગે છે ખેતી વડે જ પાકેલા દાણા ખાનાર દોષિત નહી, પણ તે ખેતી કરનારો ખેડૂત પાપી, રાજ્યતત્રનો લાભ ઉઠાવનાર પ્રજાજન દોષિત નહી પણ તે રાજ્યતત્રની વ્યવસ્થા જાળવનાર સેવક દોષિત એ જાતનો પાપની જવાબદારીનો ખ્યાલ ગૃહસ્થની બાબતમા પણ બદલવો જોઈએ, નહી તો બ્રહ્મદેશાદિ દેશોના આજના બૌદ્ધો જેમ કસાઈએ કાપેલુ માસ ખરીદવાથી પોતાને માસ માટે જાનવર કાપવાની હિંસામાથી મુક્ત થયેલા માને છે, તેવી જ ભૂલ સામાન્ય જૈનવર્ગમા પણ પેદા થવાનો સભવ છે અને આજે દેખાય છે પણ તેમજ ખેતી અને રાજ્યતત્ર એ બને સામાજિક દૃષ્ટિએ અત્યાવશ્યક પ્રવૃત્તિઓ ને અધાર્મિક ગણવાથી જ ખેતીની પેદાશી, તે જ રાજ્યતત્રની સુવ્યવસ્થા હકાળ

વેચી ખાનાર વેપારી વણિકો જ માત્ર ધાર્મિક મારી રહે છે ' ધર્મવૃત્તિએ સામાન્ય જીવનનિર્વાહની આ બધી પ્રવૃત્તિઓની સામાન્ય જવાબદારીમાંથી ભાગી જવાની વૃત્તિ ન સેવવી જોઈએ

હવે આપણે એ મુદ્દા છોડી આગળ ચાલીએ પહેલા ખ ની કુલ મ કથાઓમાંથી સાત જીવહિંસાને લગતી છે બાકી ની નવમાંથી પણ કામાસક્તિની કથાનું કે ' માસુઓની હિના જ છે એટલે ખરી રીતે જીવહિંસાના વસ્તુ વિનાની બે જ કથાઓ રહી (૧) સુજાગીરીની કથાનુ કેન્દ્ર ચોરી છે જે વસ્તુ ન્યાયી રીતે તની નથી તે વસ્તુ ને લુચ્ચમ-પ્રપચ ઇત્યાદિથી પ્રજા પાસે પડાવે છે તે જ તેનો ખાસ દોષ છે (૨) વેશ્યા-પણાની કથાનુ કેન્દ્ર અબ્રહ્મચર્ય છે જો કે એ વેશ્યા પોતાની તીવ્ર કામવાસનાને તૃપ્ત કરવા ખાતર કે શાથી અધિમ બની હતી એવુ કાઈ કથામા સ્પષ્ટ કહ્યુ નથી તો પણ એ મુદ્દાને જતો કરીએ એટલે દસે કથાઓમા મળીને કુલ ત્રણ મહાપાપ કથાકારે સ્પર્શ્યા છે હિંસા ચોરી, અને અબ્રહ્મચર્ય પાચ મહાપાપમાંથી બાકી રહેલા બે મહાપાપ અસત્ય અને પરિગ્રહ એ બે કાતો ચોરીની કથામા કે હિંસાની કથાઓમા ભેળી શકાય તેમ છે એટલે વસ્તુતાએ પાચ મહાપાપને જ કથાકારે આ કથાઓમા સ્પર્શ્યા છે એ ઉઘાડુ છે

પાપના ફળ વર્ણવવામા કથાકારે જન્માતર અને નરક યાતના એ બે કલ્પનાઓનો ઉપયોગ કર્યો છે અનન્તર વર્તમાન જન્મમા પણ તે પાપીઓને પ્રાપ્ત થતુ પોતાના પાપ-કર્મનું યથેષ્ટ કુફળ બતાવવામા આવ્યુ છે પરતુ બધી કથા-ઓમા વાર્તાનુ મધ્યબિંદુ વર્તમાન જન્મનુ પાપકર્મ નથી પરતુ

પૂર્વજન્મનુ પાપ છે ગૌતમ સ્વામી એ પાપીઓની વર્તમાન જન્મમા દેખાતી બૂરી વલેનુ મૂળ કારણ, તેમના આ જન્મના કાઈ કૃત્યમા નથી ખોળતા, પરતુ તેમણે પૂર્વે એવુ તો શુ પાપ-કર્મ કયુ હશે?— એવો જ તેમનો પ્રશ્ન હોય છે ઉપગત મગાપુત્રની કથામા તો તેના આ જન્મના દુ ખના કારણ તરીકે કોઈ આ જન્મનુ જ કૃત્ય બતાવી શકાય તેમ પણ નથી કારણ કે જન્મથી જ તે દુખી હાલતમા જન્મ્યો કે તેવુ જ ઉમ-દત્તની કથામા તથા અજૂની કથામા પણ છે બાકીની સાત કથાઓમા વર્તમાન જન્મનુ પાપકૃત્ય નણ દાખલામા વ્યભિચાર છે, નણ દાખલામા હિંસા છે, અને એક દાખલામા ગાદી માટે કાવતરુ ( પરિગ્રહબુદ્ધિ ) છે

નરકયાતના અને લાખચોરાસીમા ભ્રમણ — એ બે કલ્પનાઓ હિંદુધર્મ અને બૌદ્ધધર્મમા પણ છે જૈનકલ્પનામા એ બે કરતા ખાસ કશી વિશિષ્ટતા નથી પ્રાચીન કાળમા એ બે કલ્પનાઓને આધારે જ પાપકર્મની ત્યાજ્યતા ગતાવવામા આવતી દરેક પાપકર્મ વિશ્વવ્યવસ્થામા કેવી બાધા ઊભી કરે છે, અને તે દરેકનો પ્રત્યાઘાત પોતાને કે બીજાને કેવો વેઠવો પડે છે, એ બતાવવાની રીત પ્રાચીનોએ સ્વીકારી નથી તેઓ તો તે પાપકર્મની શિક્ષા જગતની બહાર એક અલગ સ્થાનમા જ થતી બતાવે છે પ્રાચીનોના મતે દરેક પાપકર્મ એ જાણે મુખ્યત્વે વ્યક્તિના પોતા પ્રત્યેનુ જ દુરાચરણ છે બીજાને તો તેનાથી જે કાઈ હાનિ-લાભ થતા હોય તે થાઓ, — અમુક દાખલામા તેના પાપકર્મથી બીજા કેટલાકને નાશ પણ થતો હોય — પરતુ મુખ્યત્વે પાપકર્મનુ પાપત્વ પોતાના આત્માની અધોગતિ કે અવગતિ કરવાપણામા રહેલુ છે, એવુ

માનવાનુ તેમનુ વલણ અવિશેષ છે કાયદાની પરિભાષામા કહીએ તો દરેક પાપ એ વસ્તુતાએ રાજા પ્રત્યે (અર્થાત્ સમાજ પ્રત્યે) કે ઈશ્વર પ્રત્યે ગુનો નથી, પરંતુ પોતાના જ આત્મા પ્રત્યે ગુનો છે

એ બધા પાપીઓને શાસ્ત્રકારે 'સાગરોપમ વર્ષો સુધી નરકયાતના વેઠતા તેમ જ લખચોરાશીમા વારંવાર ભ્રમણ કરતા બતા થા છે અને એ પ્રમાણે લગભગ અસ્યાતીત વર્ષો સુધી તેમને પોતાના પાપની શિક્ષા ભોગવવા જાણે તે થાકતા જ નથી સામાન્ય રીતે તો એમ જ માનવુ પડે કે, એક જન્મમા કરેલા મહાપાપના ફળ જો આટલા બધા દીર્ઘકાળ સુધી વેઠયા જ કરવાનુ હોય તો પાપીને તો ઉદ્ધરી તરવાનો આરો જ નથી કારણ કે જન્મોજન્મ જે અધમયોનિમા તેને જન્મ લેવો પડવાનો ત યોનિમા વધુ પાપકર્મો કરવાની જ તેને તક કે પ્રેરણા મળ્યા કરવાની પરંતુ શાસ્ત્રકારને એ વસ્તુ ઇષ્ટ નથી તેથી દરેક પાપી ગમે તેટલે લાંબે કાળે પણ — આપોઆપ — સુમાર્ગે આવી પહોંચે છે, અને છેવટે મુક્તિમાર્ગે પોતાની મુસાફરી શરૂ કરી શકે છે છેવટે તેમ શાથી બને છે એ કહેવાનો પ્રયત્ન શાસ્ત્રકાર નથી કરતા તેમની કથાવસ્તુ ઉપરથી તો એમ જ માનવુ પડે કે જાણે આત્માની પોતાની જ એવી કોઈક સ્વભાવગત યોગ્યતા છે કે ગમે તેટલી અધોગતિ થવા છતા, છેવટે તે ઉન્નતિને માર્ગે અવશ્ય આવવાનો જ જૈન શાસ્ત્રકાર આ બાબતમા ગોશાલક આજીવિકના મત સુધી જાણે પહોંચી જાય છે ગોશાલક પણ એવુ જ માનતો કે અમુક ભ્રમણ કર્યા પછી, જીવ આપોઆપ મુક્તિને માર્ગે આવી જ પહોંચવાનો પરંતુ

ધમ તત્ત્વને એ રીતે જ જૂ થવા દેવુ એ ઇષ્ટ નથી કથાકારે અંતે પાપીમા સદ્‌ભાવ પ્રાપ્ત થવાનુ કાઈક ઉચિત કારણ સ્પષ્ટ બતાવવુ જોઈએ એ કારણનુ કાઈક ઝાખુ સૂચન કથાકારે કર્યુ છે એમ કહી શકાય જે મનુષ્યજન્મથી પાપી સન્માર્ગે વળે છે, તે જન્મમા સાધુના સદુપદેશથી અર્થાત્ સત્સગથી એનામા કાઈક અપૂર્વ સદ્‌ભાવ પ્રાપ્ત થતો હોય, એવુ સૂચન કથાકાર કરે છે અને એ સૂચન મમ ગા ી શકાય તવુ છે અને અધારુ દૂર થવાનો ઉપાય બહારથી અજવાળુ આવે એ જ હોય છે અધારાને પોતાને જ વલોવ્યા કરીએ, તો માત્ર તેમાથી તો અજવાળુ પ્રગટવાની કાઈ સૂરત જ દેખાતી નથી

૩

હવે આપણે પુણ્ય અને તેના ફળની વસ્તુ ઉપર આવીએ આ ગ્રથના બીજા ખડમા પુણ્ય અને તેનુ ફળ વર્ણવતી કથાઓ મૂકી છે તે બધી કથાઓ ઉપરથી વાચક જોઈ શકશે કે, કથાકારે એક જ વસ્તુને પુણ્ય તરીકે રજૂ કરી છે અને તે — કોઈ સાધુપુરુષને યથેષ્ટ અન્નપાન જમાડવાની ઉપલક નજરે એ વસ્તુ જૈન સાધુઓએ પોતાનુ પેટ ભરવા માટે ઉપજાવી કાઢેલી ભ્રમણા જેવી જ લાગે પરતુ, આવા પ્રાચીન ગ્રથોની બાબતોમા માત્ર ઉપલક નજરને જ વળગી રહેવુ બસ નથી ગયા ફકરાને અતે આપણે જોઈ આવ્યા તેમ, અજ્ઞાનાધકારમા પ્રકાશ ઉત્પન્ન કરવાનો એક જ માર્ગ છે — ગમે તે ઉપાયે દીવો પ્રદીપ્ત કરવો પરતુ એ દીવો કાઈ અધકારને મમળ્યા કરવાથી નહીં પ્રગટે, કે રૂની દીવટને ગમે તેટલા ધીમા તાપે વખત બોળી રાખવાથી પણ નહીં

પ્રગટે તેને માટે તો સળગતી જ્યોત જ મેળવવી પડે એટલે મત્ર પુણ્યોના મૂળ કારણ તરીકે એકલા સત્સંગને જ રજૂ કરવામા શાસ્ત્રકારે ભારે ઝીણવટ વાપરી છે એ આપણે કબૂલ કરવુ જોઈએ બાકી માત્ર ધાકથી, કે માત્ર લાલચથી માણસને કદી પુણ્યશાળી કરી શકાયો નથી અને કરી શકાશે પણ નહીં જો કે, કથાકારે એ સૂક્ષ્મ વસ્તુને જે રીતે રજૂ કરી છે, તે રીતે તો તેમાથી એવુ સમજાઈ જવાનો સંભવ છે કે, માત્ર સાધુને જમાડીએ એટલે બધુ આપોઆપ મળી જાય! અને આજે જૈન શુ, બધા ધર્મોના એવી ભ્રમણા દૃઢમૂલ થઈ ગઈ જણાય છે સાધુસતોને સમાજ સાથે જોડી રાખનારો એકમાત્ર રસ્તો ભિક્ષા છે તેને કારણે જ સાધુસતો પોતાનુ નિર્જન એકાંત છોડી સમાજમા આવે અને ગૃહસ્થો પણ તે દ્વારા જ તેમનો સપર્ક સાધી શકે — એ બધુ ખરુ પણ ગૃહસ્થ ભિક્ષા આપીને જ કૃતાર્થતા માને, તો તો ભારે હાનિ જ થાય સાધુના સપર્કથી તેણે કાઈક લાભ [illegible]વવો જોઈએ તો જ તે સપર્કનુ કાયમી કે કાઈક નક્કર ફળ તેને મળ્યુ કહેવાય અલબત્ત સાચો સાધુપુરુષ, આપણામા જ્યોત જગાવે છે ત્યારે તે તેણે ધર્મોપદેશથી કે શાનાથી જગાવી એ કહેવુ મુશ્કેલ છે તેથી જ કથાકારે માત્ર સાધુભિક્ષાને જ પુણ્યરૂપ જણાવીને શોભી જવુ [illegible]ાય યોગ્ય માન્યુ હો[illegible] ધર્મતત્ત્વનો હૃદયમા ઉદય થવો એ વસ્તુ એવી ગૂઢ [illegible] કે, તેના કારણોની તપાસમા પડવુ એ વ્યર્થ મહેનત છે તેને માટે કહી શકાય તેવુ કોઈ કારણ હોય તો તે એ જ છે કે સાચા સત્પુરુષનો સપર્ક અને કથાકારે તેને જ આગળ ધરીને સતોષ માન્યો છે એ યોગ્ય જ કર્યુ છે

૪

હવે આપણે સંયમ અને તેના ફળની વસ્તુ ઉપર આવીએ આ ગ્રંથના ત્રીજા અને ચોથા ખંડમાં સંયમ અને તેના ફળનું વર્ણન કરતી કથાઓ સંઘરેલી છે ત્રીજા ખંડમાં સંયમની જ કથાઓ છે પરંતુ તેના ફળરૂપે સીધી મુક્તિ પ્રાપ્ત થતી નથી બતાવાઈ પરંતુ અનુત્તર — અર્થાત્ સર્વોત્તમ ‍— સર્વથી ઉપરના — એવા દેવલોકમાંથી એકાદમાં લાંબો વખત રહ્યા બાદ ફરી મનુષ્યજન્મ પ્રાપ્ત કરી, ફરી સંયમાચરણ કરીને મુક્તિ પ્રાપ્ત થતી બતાવવામાં આવી છે પરંતુ ચોથા ખંડમાં તો આ જન્મના સંયમાચરણને અંતે જ સીધી મોક્ષપ્રાપ્તિ બતાવવામાં આવી છે એ બે પ્રકારના સંયમોની વિગતો તપાસીએ તો તેમાં એવો કશો ફેર આપણને નથી દેખાતો કે જેથી એકને બાને મોક્ષ ન પ્રાપ્ત થતાં, વધુ એક મનુષ્યજન્મ પ્રાપ્ત થવની આવશ્યકતા સ્વીકારવી પડે બંને પ્રકારના સંયમોની શરૂઆત અને અંત સરખાં જ છે એટલે આપણે તો એ સાધકોના પૂર્વ કર્મસંચયમાં જ એવી કોઈ વિશેષતા શોધવી રહી કે જેથી, એક જ પ્રકારનો માર્ગ અખત્યાર કરવા છતાં એકને મુક્તિ પ્રાપ્ત થઈ જ્યારે બીજાને થોડુંક અંતર બાકી રહી ગયું પરંતુ તેનેય એક જ મનુષ્ય જન્મમાં મુક્તિની પ્રાપ્તિ તો નિશ્ચિત જ છે તેને ફરી લખ ચોરાસીમાં પાછા પડવાપણું નથી જ એટલે સંયમના એ બંને પ્રકારોને વસ્તુતાએ એક જ માની લઈએ તો પણ ખોટું તો નથી જ અમે તમ કે, પણ, જૈનમાર્ગ પાપ તેમજ પુણ્ય બંનેને અંતે તો હેય કોટીમાં ગણી આ સંયમ માર્ગને જ એકમાત્ર વિહિત — અર્થાત્ કરવા યોગ્ય કર્મરૂપ

માને છે એટલે આપણે તેની વિગતો જરા વિસ્તારથી તપાસીએ

ત્રીજા અને ચોથા ખંડમાં આપેલી સંયમી સાધકોની બધી કથાઓમાં એક વસ્તુ આપણે સળંગ જોઈ શકીએ છીએ કે, તે બધા દાખલાઓમાં સાધક કોઈ ઉત્તમ કુળમાં જ જન્મેલો હોય છે તેની કેળવણી અને ઉછેર ઉત્તમ પ્રકારના હોય છે તથા તે પોતાના જીવનમાં ક્રમપ્રાપ્ત સુખાદિ ભોગવતો ત્યાં સુધી વિહર્યા કરે છે, જ્યાં સુધી તેને જીવનમાં પહેલી વાર કોઈ ધર્માત્મા પુરુષનો ધર્મોપદેશ સાંભળવા મળે છે પરંતુ એક વાર તે ધર્મોપદેશ સાંભળવા પામતાં જ તેના હૃદયમાં એવી કોઈ અપૂર્વ લગની જાગે છે — એવો કોઈ અપૂર્વ પ્રકાશ પ્રગટે છે કે બધાં સુખાદિ તજી તે એકદમ કઠોર સંયમમાર્ગ આચરવાને કટિબદ્ધ થઈ જાય છે અને તેને એકધારી તીવ્રતાથી પાર પણ પાડે છે આ વસ્તુ જ એવા મુક્ત થવા સરજાયેલા મહાપુરુષોની વિશેષતા છે જે વસ્તુ સામાન્ય જનસમુદાયના માથા ઉપર થઈને પસાર થઈ જાય છે, તે વસ્તુ તેમના હૃદયને આરપાર વીંધી નાખે છે બીજા બધા નગરજનો તીર્થંકરાદિનો ઉપદેશ સાંભળી તેમને વંદનાદિ કરી, કૃતાર્થતા માનતા ઘેર પાછા ફરે છે, જ્યારે આ મહાપુરુષો ત્યાં ને ત્યાં થોભી જાય છે, અને એક પ્રકારનો ઉત્કટ નિશ્ચય કરી દે છે, તથા ત્યાં ને ત્યાં પ્રગટ પણ કરી દે છે પછી તે ઘેર પાછા જાય છે, તો તે માતપિતા વગેરેની રજા લેવા જ અને તે રજા પણ તે ગમે તેમ કરીને — ગમે તેવી પટામણી મનામણી કે સતામણીઓ છતાં — અચૂક મેળવીને પાછા આવે છે જ

ત્યાર બાદ તેમની સાચી સાધના શરૂ થાય છે પ્રથમ તો તે પ્રવ્રજ્યાની દીક્ષા લે છે, અને તેણે ખરું પાંચમહાવ્રતો ધારણ કરે છે ત્યાર બાદ તેર કર્મસ્થાનો તજવા, પોતાના માર્ગમાં જાગૃત રહેવું, વગેરે બાબતો તેઓ આપોઆપ આચરી લે છે કથાકાર તે બધી વસ્તુઓની વિગતમાં ઊતરવાનો ખાસ પ્રયત્ન નથી કરતા, પરંતુ બીજા જૈન ગ્રંથોમાંથી તે બધી સામાન્ય વસ્તુઓ સમજી લેવાનું જણાવીને સંતોષ માને છે જે સાચો મુમુક્ષુ છે, તે એવી બધી વસ્તુઓનો સહેજે સાધી લે — એવું માની જ લેવું જોઈએ જેને પૂર્વ કર્મોનો પણ ક્ષય સાધી મુક્તિ મેળવવી છે, તે નવાં પાપકર્મો કરીને નવું કર્મબંધન ઊભું ન જ કરે એટલે એ નિષેધાત્મક ભાગ પડતો મૂકીને કથાકાર તરત તે આખી સાધનાના વિધાનાત્મક ભાગ ઉપર આવે છે અને એ ભાગ જ તે બધા જ સાધકોની સાધનાનો ખાસ ભાગ છે અને તે બીજો કોઈ નહીં પણ કર્મક્ષય પ્રાપ્ત કરાવનાર તપનો બીજી બધી સાધનાઓ તો મુખ્યત્વે 'સંવર' — એટલે કે રોકાણરૂપ છે — અર્થાત્ નવાં કર્મ આત્મામાં પેસવા ન દેવા માટે કિલ્લારૂપ છે પરંતુ આ તપ ધ્યાન જ ખાસ 'નિર્જરા' રૂપ છે — અર્થાત્ સંચિત કર્મોને ખંખેરી નાખનાર છે

તે તપ પણ ભારે ભારે — વિકટ — લાંબા લાંબા — ઉપવાસોરૂપ જ છે બધા સાધકોની સાધનાનું તે કેન્દ્રબિન્દુ છે આ વસ્તુ ઘણી રીતે વિચારવાને યોગ્ય છે હિંદુ-બૌદ્ધ વગેરે ઘણા ઘણા મુખ્ય ધર્મોમાં ઉપવાસને શરીરશુદ્ધિ અને તે દ્વારા ચિત્તશુદ્ધિનું કારણ માની, ઠીક ઠીક સ્થાન મળ્યું છે પરંતુ જૈનધર્મમાં આ વસ્તુ સૌથી જુદી છે અહીં

ઉપવાસ માત્ર શારીરિક શુદ્ધિનું સાધન નથી, પરંતુ આત્મશુદ્ધિનું જ સીધુ — મુખ્ય સાધન છે બીજા શબ્દોમા કહીએ તો યોગમાર્ગ, ભક્તિમાર્ગ, કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ — એ બધા માર્ગોની પેઠે આ એક જુદો સ્વતંત્ર 'ઉપવાસમાર્ગ' છે જૈનધર્મમાં તપના વિવિધ અંગો ગણાવતા, માત્ર શરીરક્લેશ ઉપરાંત પ્રાયશ્ચિત્ત વિનય, (વડીલસાધુની) સેવા-શુશ્રૂષા, સ્વાધ્યાય અને ધ્યાનનો સમાવેશ પણ તપની વ્યાખ્યામા કરવામા આવ્યો છે (તત્ત્વાર્થ૦ ૯-૨૦) તેમજ તે ધ્યાનનુ સ્વરૂપ વર્ણવતા તેમા પાતંજલ યોગમાર્ગની પેઠે ચિત્તવૃત્તિનો નિરોધ જ વર્ણવવામા આવ્યો છે પરંતુ આ કથાઓમા તો તપના ઉપવાસ અંગ ઉપર જ ભાર મૂકવામા આવ્યો છે શરીર દ્વારા તપ કરતી વખતે ચિત્તને પણ કાંઈક સંયમનમા રાખવાનુ તો હતું જ પરંતુ આ શરીરક્લેશ ધ્યાનની સિદ્ધિ માટે નથી એ ધ્યાનમા રાખવાનુ છે આ શરીરક્લેશ તો ધ્યાનની પેઠે — કદાચ ધ્યાન કરતા પણ વધારે એવુ આવશ્યક — સ્વતંત્ર સાધન છે એમ પણ કહી શકાય કે, એવા ભયંકર — મારણાંતિક — ઉપવાસો દરમ્યાન ધ્યાનને યોગ્ય પરિસ્થિતિ તો ભાગ્યે જ સધાતી હોય હેમચંદ્રાચાર્ય જેવા યોગી પ્રાણાયામની આવશ્યકતા અનાવશ્યકતા વિચારતી વખતે સ્પષ્ટ શબ્દોમા કહે છે "પ્રાણાયામાદિથી કાઈ મોક્ષમાર્ગ સધાતો નથી જ પ્રાણાયામથી મનસ્વાસ્થ્ય પ્રાપ્ત થવાને બદલે ઊલટો ક્લેશ થાય છે કારણ કે, પૂરણ, કુંભન અને રેચન વગેરે કરવામા શરીરને ઘણુ કષ્ટ પડે છે, અને તેનાથી ચિત્તવિપ્લવ થાય છે આમ પ્રાણાયામ ઊલટો મુક્તિમા વિઘ્નકારક છે [૬/૨-૫]

જ્યા પ્રાણાયામ જેવી વસ્તુ પણ ચિત્તસ્વાસ્થ્યને વિઘ્નકારક મનાઈ છે, ત્યા આવા લાબા લાબા તીવ્ર ઉપવાસો તો ચિત્ત-સ્વાસ્થ્યને છેક જ બગાડી મૂકનારા ગણીએ, તો તેમા કશુ ખોટુ નથી બહુ તો, ચિત્ત ઉપર કાબૂ રાખી, મરણની આકાક્ષા કર્યા કરવાનુ રોકવામા આવે પરતુ સઘળા સમય દરમ્યાન ચિત્તને એકધારુ ધ્યાનસ્થ રાખવામા આવે એમ બનવુ અશક્ય છે

બીજી એક નવાઈની વાત તો એ છે કે, નાના મોટા સૌ મરતી વખતે મારણાતિક સલેખનાવ્રતને જ સ્વીકારે છે, અને જેઓ મુક્ત થાય છે, તેઓ પણ તે વ્રતને અતે છેલ્લે શ્વાસે જ મુક્ત થાય છે અર્થાત્ ન ખાવુ, અને હમેશને માટે ન ખાવુ — એ વસ્તુને એક સ્વતત્ર સાધન તરીકે જ જાણે સ્વીકારવામા આવી છે તે દરમ્યાન ધ્યાન કર્યા કરવુ કે ધ્યાન સતત કરી શકાય માટે જ ઉપવાસ — એવો જરા સરખો ઉલ્લેખ કથાકારે કર્યો નથી સઘળો ભાર જાણે ઉપવાસ ઉપર જ છે જો ધ્યાન ઉપર જ ભાર હોત, તો તો અતે ચિત્તવૃત્તિ સદતર લીન થવાનો — કે એવો તાર્કિક ઉલ્લેખ જરૂર સાથે કરાયો જ હોત અહીં તો બધા સાધકો જે દિવસે દીક્ષા લે છે, તે જ દિવસથી ચાર ટકના, છ ટકના, આઠ ટકના, એમ પખવાડિયાના, અને મહિનાના ઉપવાસો કરવાનું જ શરૂ કરે છે જાણે એ જ એમનું ધર્મમાર્ગમા પ્રમાણ ન હોય! જે કોઈ મુખ્ય મુખ્ય તપો તે અવા સ્વી રે છે જેવા કે ગુણરત્ન ભિક્ષુપ્રતિમા, રત્નાવલી, કનકાવલી, વગેરે, એ બધા પણ માત્ર ઉપવાસના જ તપો છે એવા મોટા તપ ન પણ સ્વીકારે, પણ દીક્ષાના દિવસથી નિરતર ચાર

ટંક કે છ ટંકના ઉપવાસ જ મરતા લગી કર્યાં કરે તો તેના તપકર્મથી પણ મુક્તિ પામ્યાના દાખલા કથાકારે સંઘર્યાં છે

અર્થાત્, આ ઉપવાસનું સાધન એક સ્વતંત્ર 'સાધન-માર્ગ' છે તેનું નામ આપણે 'ઉપવાસમાર્ગ' રાખી શકીએ જૈનધર્મમાં અન્યત્ર ઘણાય સાધકોની સાધનાનાં વર્ણન છે પણ શુક્લધ્યાન કે ધ્યાન એવા શબ્દ માત્રના ઉલ્લેખ વિના, માત્ર ઉપવાસને જ મુખ્ય સાધન તરીકે રજૂ કરવાનું તો આ કથાઓમાં જ બન્યું છે આ સાધનાની સર્વોત્તમ કક્ષાએ પહોંચેલાનું વર્ણન પણ તે સાધનાને અનુરૂપ જ છે તે સાધકના સુકાયેલા શરીર તથા વિવિધ અવયવોને સૂકામાં સૂકી ચીજો સાથે સરખાવીને વર્ણન કરતા કથાકાર જાણે થાકતા જ નથી એ વર્ણન આ કથાઓમાં ઠેરઠેર મળશે, પરંતુ ત્રીજા ખંડમાં ધન્યની કથામાં એ વર્ણનને છેલ્લી કોટિએ લઈ જવામાં આવ્યું છે વિવિધ અવયવોની કૃશતાનું કમકમાટી ઉપજે એવું દારુણ વર્ણન કરી કરીને કથાકાર તે સાધકના તપઃ રૂપ-લાવણ્ય વર્ણવે છે (जयमेयारूवे तवरूवलावण्ण होत्था)

મહાસીહનાદસુત્તમાં ભગવાન બુદ્ધ પણ પોતાની તપશ્ચર્યા વર્ણનના પ્રસંગે આવું જ વર્ણન કરે છે તે કહે છે 'હે સારિપુત્ર! હું એક જ જણના ઘરમાંથી ભિક્ષા લઈ એક કોળિયા ઉપર જ રહેતો અથવા બે ઘરમાંથી ભિક્ષા લઈ બે કોળિયા ઉપર – એ પ્રમાણે સાત ઘરમાંથી ભિક્ષા લઈ સાત કોળિયા ઉપર જ રહેતો હતો એક નાની રકાબીમાં આવે તેટલું લેતો ... એમ સાત દત્તિ આહાર લઈને તે ઉપર જ

નિર્વાહ કરતો હતો એક દિવસને આંતરે જમતો હતો બે દિવસને આંતરે જમતો હતો એમ સાત દિવસને આંતરે જમતો હતો, અથવા પખવાડિયામાં એક જ દિવસ જમતો હતો

"કેટલાએક શ્રમણબ્રાહ્મણોની એવી દૃષ્ટિ છે કે, આહાર વડે આત્મશુદ્ધિ થાય છે તે કેવળ બોર ખાઈને રહે છે, બોરનું ચૂર્ણ ખાય છે, બોરનો ઉકાળો પીએ છે અથવા બોરનો જ બીજો કોઈ પદાર્થ બનાવીને ખાય છે એક જ બોર ખાઈને રહેતો એવું મને યાદ છે હે સારિપુત્ર! તું એમ સમજીશ નહી કે તે સમયે બોર બહુ મોટા હતા હાલ જેવા બોર છે તેવા જ તે સમયે પણ હતા આ પ્રમાણે એક જ બોર ખાઈને રહેવાથી મારું શરીર અત્યંત કૃશ થતું ચાલ્યું જેવા આસીતક વેલના અથવા કાલવેલના ગાંઠા સ્પષ્ટ દેખાય છે, તેવા મારા અવયવના સાંધા સ્પષ્ટ દેખાતા હતા મારી કેડ ઊંટના પગ જેવી દેખાતી હતી ઘટમાળ જેવી દેખાય છે તેવી મારી કરોડ દેખાતી હતી ભાંગી ગયેલા ઘરના વાંસ જેમ આડાઅવળા થઈ ગયેલા હોય છે, તેવો મારો બરડો દેખાતો હતો મોટા કૂવામાં પડેલા નક્ષત્રના પડછાયાની જેમ મારી આંખો ઊંડી ગયેલી દેખાતી હતી કડવા તુંબડાને કાચું કાપી તડકામાં નાખતા જેવી રીતે તે કરમાઈ જાય, તેમ મારા માથાની ચામડી ચીમળાઈ ગઈ હતી જ્યારે પેટ ઉપર હાથ ફેરવવા જતો ત્યારે પૂઠની કરોડ મારે હાથે અડકતી અને પૂઠની કરોડ ઉપર હાથ ફેરવવા જતાં પેટની ચામડી હાથને અડકતી આવી રીતે મારી પૂઠની કરોડ ને પેટની ચામડી એક થઈ ગઈ હતી શૌચ

માટે કે લઘુશંકા માટે બેસવાનો પ્રયત્ન કરતા, ત્યાં જ ગબડી પડતો અંગ ઉપર હાથ ફેરવતાં દુર્બળ થયેલા વાળ આપોઆપ ખરી પડતા હતા આવા ઉપોષણને લીધે મારી આવી સ્થિતિ થઈ હતી"

આ પ્રથમ ત્રીજા અને ચોથા ખંડની બધી કથાઓમાં સાધકની લાંબા ઉપવાસો અને છેવટ મરણાંત સ્થિતિ થવાનાં વર્ણન સરખાં મળી આવે છે પરંતુ ખાસ ધ્યાન ખેંચે તેવી વાત એ છે કે, ગૌતમ બુદ્ધ આ સ્થિતિ પામીને પણ મુક્તિનો માર્ગ ન મળવાથી આહાર ખાવાનું શરૂ કરવા તરફ વળે છે જ્યારે આ કથાઓના જૈન સાધકો તો હવે શરીર બહુ નબળું પડી ગયું છે તથા તેનાથી હવે હરવાફરવાની અગત્યની ક્રિયા થઈ શકે તેમ નથી એવું જાણી મરણાંત ઉપવાસનું વ્રત લઈ, તેને છેક જ નષ્ટ કરી દે છે, અને પછી કથાકારના જણાવ્યા મુજબ છત્ર પ્રાપ્તિત્યાગે 'જે વસ્તુ માટે તેમણે મુંડન કરાવ્યું હતું, બ્રહ્મચર્ય સ્વીકાર્યું હતું સ્નાન–છત્ર–જોડાનો ત્યાગ કર્યો હતો ભૂમિ ઉપર સૂવું — પાટિયા ઉપર સૂવું — ભીખ માગવી વગેરે બાબતો સ્વીકારી હતી તથા પારકાનો તિરસ્કાર–માનાપમાન વગેરે સંકટો અને વિઘ્નો સહન કરવાનું મંજૂર રાખ્યું હતું તે વસ્તુ પ્રાપ્ત કરીને તેઓ સિદ્ધ–બુદ્ધ તથા મુક્ત થાય છે

૫

આ વસ્તુ જ જૈન માર્ગની વિશિષ્ટતા છે બુદ્ધ ભગવાનને તો તપશ્ચર્યાના માર્ગમાંથી મુક્તિનો માર્ગ ન મળ્યો, કારણ કે, તે માર્ગમાં તેમને મતે 'આર્ય પ્રજ્ઞા' ન હતી (ન વિસ્મ

हेतु । इमिस्सा यत्र अरियाय पञ्जाय अनधिगमा[1]) આ જગાએ આવીને તો તે ધ્યાનસુખ તરફ વળ્યા તે કહે છે 'મારા પિતા શાક્યના ખેતરમાં કામ ચાલતું હતું તે સમયે જાંબુડાના ઝાડ નીચે શીતળ છાયામાં બેસી પ્રથમ ધ્યાન પ્રાપ્ત કરી લીધાની મને સ્મૃતિ હતી હે અગ્નિવેસ્સન! તે સ્મૃતિને અનુસરી મને વિચાર થયો કે એ જ બોધનો માર્ગ હોવો જોઈએ અને એમ લાગ્યું કે, મોજમજાના પદાર્થોના ભોગ વિના, અને અકુશલ વિચારો વિના જે સુખ મળે છે તે સુખથી હું શા માટે બીઉં? પછી મેં એવો વિચાર કર્યો કે તે સુખથી હું બીનાર નથી પરંતુ તે સુખ અત્યંત દુબળ થયેલા દેહને મળવાનું નથી માટે થોડો થોડો આહાર ખાવાનો મેં વિચાર કર્યો, અને તે પ્રમાણે વર્તવા લાગ્યો."

આમ એક જ બાબતમાં બે જુદા ધર્મપુરુષો જુદા અભિપ્રાય આપીને છૂટા પડે છે પરંતુ તેથી ન બંનેમાંથી એકને ખોટા માનવાની જરૂર નથી એટલું કહેવું જ બસ થાય કે, મનની પ્રકૃતિ અથવા શ્રદ્ધા જ મુખ્ય વસ્તુ છે એ શ્રદ્ધા દૃઢ હોય તો તમે પ્રાણાયામથી પણ તમારું અભીષ્ટ પ્રાપ્ત કરી શકો અમુક દેવ કે ધાતુની મૂર્તિને આખો વખત નવડાવવા-ધોવરાવવા વડે પણ પ્રાપ્ત કરી શકો ધ્યાનથી પણ પ્રાપ્ત કરી શકો, મનન-નિદિધ્યાસનથી પણ પ્રાપ્ત કરી શકો, કે છેવટે નર્યા દેહદમનથી પણ કરી શકો તત્ત્વની દૃષ્ટિએ બધા માર્ગો અતત્ત્વરૂપ છે, તેમ જ તે બધા જ

---

૧ મજ્ઝિમનિકાય — મહાસીહનાદ સુત્ત

તત્ત્વ પ્રાપ્ત ગતનાના પણ ઈ શકે છે કારણ કે પરમતત્ત્વ બધાની પર છે

તો પણ આ ઉપવાસમાર્ગ અથવા દેહ મનનો માર્ગ એક સાધનામાર્ગ તરીકે ધ્યાનમાં લેવા જેવો તો છે જ કોઈ પ્રકારની શંકા-કુશંકા કે સંકલ્પ-વિકલ્પ કર્યા વિના પોતાના શરીરને સતત તાવ્યા જ કરવું, અને અંતે તે તાન ઊમા તેને અંતર હોમી દેવું — એ વસ્તુ માત્ર જ વીર-માર્ગ છે જે મહાપુરુષ એકેકો નર-નારીમાં આવી કઠોર રીતે પ્રાણાર્પણ સ્નાની હિંમત, સહનશીલતા અને શ્રદ્ધા પ્રગટાવી શકે, તે માત્ર જ મહાવીર ગણાવો જોઈએ મોટા મોટા રાજાઓના સુખ-વિલાસમાં મગ્ન કુમારો, મોટા મોટા નગર-શેઠો અને સંઘવીઓના સુખશાળી પુત્રો જેનો એક જ વાર સ્પર્શ થતા નર-નાર મધુ જ તજી કંટકમાં કઠોર તથા ક્ષણે ક્ષણે વેદનાનો અનુભવ કરાવતું શારીરિક તપ હમને મોટ સ્વીકારવા તૈયાર થઈ જાય, તે પુરુષની મહત્તા વિષે શું કહેવું? અને એ બધા યુવાનો અને યુવતીઓની વીરતાના પણ શા વખાણ કરવા? ભલે તેમણે અંતે સત્ય પ્રાપ્ત કર્યું કે ન કર્યુ પણ જેને પોતે સત્ય માન્યું તેને માટે આવો ભીષણ ત્યાગ આવું ભીષણ તપ સ્વીકારવા તેઓ તૈયાર થયા એ જરૂર તેમનામાં રહેલા અનન્ય પુરુષાર્થ અને દૃઢ એકનિષ્ઠાના સાક્ષી છે

આજે ભલે આપણે એમણે અખત્યાર કરેલા માર્ગ વિષે શંકા ઉઠાવીએ તથા દેહદમનથી શું એમ કહી નાક મરોડીએ પરંતુ, છેવટે એક નક્કર વસ્તુ આપણે સ્વીકારી લીધા વિના નથી જ ચાલવાનું કે સાધકની ઉપાસના પૂર્ણતાની ભલે હોય

પણ તે ઉપાસના પોતે તો એકાંગી જ હોવાની. વધુ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો, અપૂર્ણ સાધનો દ્વારા પૂર્ણતા પ્રાપ્ત કરવી હોય, તો એકાંગી થયા વિના જાણે ચાલતું જ નથી. શરીર મન-આત્મા એ ત્રણેનો એક સરખો—એક સાથે વિકાસ એ સામાન્ય કેળવણીનું લક્ષ્ય ભલે રહે, પરંતુ કોઈ પણ બાબતમાં પૂર્ણતા પ્રાપ્ત કરવા ઇચ્છનારને અમુક વસ્તુઓ જતી કર્યા વિના ચાલે તેમ જ નથી. શરીર અને મન બંને સરખાં વિકસ્યાં હોય એવા દાખલા ઇતિહાસમાં મળી શકે છે, પરંતુ, ત્યારે 'ઠીક જ સામાન્ય'-પણાની છાપ મોટે અક્ષરે તેમના ઉપર ચોંટેલી સાફ દેખાય છે.

બાકી, આધ્યાત્મિક પ્રગતિની બાબતમાં અખત્યાર કરાયેલાં સાધનોની બાબતમાં વસ્તુસ્થિતિ એવી છે કે, અમુક જ સાધન કાર્યકર છે અને અમુક નથી, એવો ભેદ પાડી શકાતો નથી. કારણ કે ઉપર જણાવી આવ્યા તેમ, છેવટે તો મુખ્ય સાધન ભાવના છે—શ્રદ્ધા છે. બાકીનાં સાધનો તો તે ભાવના અથવા શ્રદ્ધાને ઉત્તેજિત કરવા કે ગતિમાન કરવા પૂરતાં જ કામનાં છે. એટલે જેમ વૈદકીય જગતમાં, તેમ આધ્યાત્મિક જગતમાં પણ જુદી જુદી ઉપચારપદ્ધતિઓ તત્ત્વની દૃષ્ટિએ બધી એકસરખી મિથ્યા છે, અથવા એકસરખી સાચી છે. છેવટે તો કોઈ પણ ઉપચારપદ્ધતિ જેટલે અંશે દરદીની જિજીવિષાને જાગ્રત કરી શકે છે તેટલે અંશે જ કાર્યકર નીવડે છે. ઘણી વાર સાચી દવા માનીને આપેલી ખાલી શીશીની દવાએ પણ ધાર્યું પરિણામ જ નિપજાવ્યાના દાખલા મળી આવે છે; તેવી જ રીતે કલ્પનામાં જ વાગેલી ટાંકણીને કૃત્રિમ શસ્ત્રક્રિયા દ્વારા કાઢી બતાવ્યા બાદ જ જખમ રુઝાયા

લાગ્યાના કિસ્સા કે કમા સુપ્રસિદ્ધ છે તેમ જ આધ્યાત્મિક વૈ ની બાબતમા પણ છેવટે તો જીવનના મળ ચેતનપ્રવાહને સ્પર્શ કરવાની વસ્તુ જ મુખ્ય છે એ વસ્તુ કોઈ પણ માર્ગ સાધન દ્વારા સિદ્ધ થાઓ એટલે બુદ્ધ જે તપશ્ચર્યાદિથી મૂળ પ્રવાહને ન પહોચી શક્યા તે જ તપશ્ચર્યાદિથી અનેક જૈન સાધક વીરો તે પ્રવાહને પહોચી ગયા હોય તો તેમા શકા લાવવા જેવુ કશુ નથી

સવાલ એક જ રહે છે કે કોઈ પણ સાધનામાર્ગ કાર્યકર થઈ શકે એ વસ્તુ તત્ત્વની દૃષ્ટિએ સાચી બને હો પણ તેની જ કદાચ એ જાણવાની જરૂર ઊભી થાય છે કે કયો સાધનમાર્ગ સમાજમા આદર્શ તરીકે રહે તો સામાન્ય સમાજજીવનમા કા કિ આરોગ્ય — પુરુષાર્થ — અને વીરતા હણાવાને બદલે પ્રગટે અને પ્રચાર પામે રામકૃષ્ણપરમહંસ જેવા તત્ત્વમાર્ગ માટે કહેના કે, ભલે તેનાથી સત્યને પામી શકાતુ હોય તો પણ જેમ મોટા દ્વાર પેસી શકાય છે તેમ ઘરમાથી ગંદુ પાણી બહાર નીકળવા રાખેલા ખાળ દ્વારા પણ પેસી શકાય છે તો પછી ખાળ દ્વારા પેસવા કરતા મુખ્ય બારણા દ્વારા પેસવુ વધુ ઇચ્છવાજોગ નથી ?

એ રીતે જોવા જતા, દેહ મન અને કોઈ પણ ભાવનાના સ્થૂળ બાજુ ઉપર પણ સરખો જ ભાર મૂકનાર જૈન માર્ગ સામાજિક દૃષ્ટિએ પણ અનિચ્છનીય નથી જ દેહદમન, વાસનાનિરોધ ઇત્યાદિ યા અથવા દશવૈકાલિકના શબ્દોમા કહીએ તો, અહિંસા–સંયમ–તપ એ ત્રણ વસ્તુઓને જ પરમ મગલ રૂપ – ધર્મરૂપ – માનનાર ધર્મમાર્ગ સમાજજીવનને સાચે જ ઉપકારક થઈ શકે તેમ છે આજે પણ યુરોપીય રાષ્ટ્રોમા

જે યાતવાસ્થળી વા નાર વ્યાપતી જણાય છે, તેના મૂળમાં જોઈએ તો અસયમ, અને હિંસાની વસ્તુ જ માલૂમ પડશે ઇંદ્રિયોને છૂટીદોર મૂકવાનો આદર્શ રાખો (અબ્રહ્મચર્ય), તો પછી તેમની તૃપ્તિ માટે જોઈતા પદાર્થો મેળવવા માટે (પરિગ્રહ), ચોરી, જૂઠ અને અતે હિંસા આવકારવા જ રહ્યા પરંતુ જો સમાજમા ઘરબાર–મોજશોખ–ધનઐશ્વર્ય આદિ ત્યાગીને ઇંદ્રિયનિગ્રહી તપસ્વી થવુ એને જ ધ્યેયરૂપ માનવામા આવતુ હોય, અને એ બધાના મૂળમા અહિંસાની વ્યાપક ભાવના હોય, તો સમાજવિગ્રહના ઘણા કારણો ઓછા થઈ જાય એ દેખીતું છે

અલબત એ અહિંસાની ભાવના ઘણી સૂક્ષ્મ વસ્તુ છે અને તેનુ અનુશીલન પ્રજ્ઞાપૂર્વક થવુ જોઈએ નહિ તો અત્યારની જૈન અહિંસાની માફક એ અહિંસા પોતે જ હિંસાની પોષક એવી ભારે અસામાજિક વસ્તુ બની જાય હુ અહિંસક રહુ તેટલા માટે ખેતી કરવાનો ભાર અને પાપ હુ બીજા ઉપર નાખવા ઇચ્છુ અથવા રાજ્યતત્રના બધા લાભ તો લેવા ઇચ્છુ, પણ તેની આવશ્યક સેવાઓને નરકપ્રાપ્તિ કરાવનાર માની નિંદુ, તો તે હિંસા કરતા પણ વધારે ખગામ હિંસા થઈ, કારણ કે, તેમા તો હુ જાતે બચુ માટે બીજાને પાપમા નાખવા ઇચ્છુ છુ એમા તો ધર્મવૃત્તિનો જ નર્યો અભાવ છે, અને એ ભાવનાને અસામાજિક ગણી વખોડી કાઢવી જ જોઈએ અહિંસા એ વીરવૃત્તિ છે, હિસાબી કે ગણતરી-બાજ—કાયરવૃત્તિ નથી એ ધર્મે તો યતિધર્મને જ વિહિત ગણીને શાંતિ પકડવી જોઈએ તેની ભાવના દૃઢ ગૃહસ્થપણે શક્ય નથી

* * * *

આ ગ્રંથમાં અનુવાદિત કરેલાં ત્રણ અંગગ્રંથોના વિષયને સ્પર્શતી કંઈક લાંબી ચર્ચા ઉપર કરી લીધી. હવે આ અનુવાદ પૂરતી એક-બે વસ્તુઓ અંતે જણાવી લઈએ.
આ માળાનાં અન્ય પુસ્તકોની જેમ આ પુસ્તકને અંતે (વિશેષનામોની) સૂચિ આપી છે. પરંતુ સુભાષિતસંગ્રહ આપી શકાયો નથી. તેનું કારણ એ છે કે આ ત્રણે ગ્રંથોમાં એક શ્લોક કે ગાથા જ આવતાં નથી. જે થોડીઘણી ગાથાઓ આવે પણ છે, તે કથાઓનાં નામની સંગ્રહગાથાઓ છે. તોપણ એટલું નોંધવું જોઈએ કે, કેટલીક કથાઓમાં ઠેકઠેકાણે માંદુ થવા ઇચ્છનારને સમજાવીને પાછો વાળવાના પ્રયત્ન વખતે જે સવાલજવાબ થાય છે તે સુભાષિત જેવા જ છે. તથા કોઈ પણ 'શ્રમણકાવ્યનું' અનુરૂપ વસ્તુ બની શકે તેવાં છે. અર્જુનક માળી (મુદ્ગરપાણિ) અને ગજસુકુમારની કથાઓ તો પોતે જ એક મહાસુભાષિત જેવી છે.

અનુવાદમાં કોઈ કોઈ જગાએ અમુક વિગતો કે વર્ણનોની પુનરુક્તિ થતી દેખાશે. પરંતુ તે બાબતમાં થોડીઘણી લાચારી જ કબૂલ કરવી પડે તેમ છે. જુદી જુદી વાર્તાઓના સાધકોના જન્મ-યુવાવસ્થા-દીક્ષા અને તપની વિગતો બધી જ કથાઓમાં લગભગ એકસરખી જ છે. મૂળગ્રંથમાં જ સ્થાન ધ કથાઓને માત્ર વિશેષનામોની વિગતોમાં જ ફેર હોવાને કારણે એકાદ મુખ્ય કથાને અંતે યાદીરૂપે જોડી દેવામાં આવી છે. બીજી કેટલીક વાતો એકાદ વિગતમાં જ વિશેષતા હોવાને કારણે જુદી આપવી પડી છે. તેવે સ્થળે ઉપર જણાવેલી વિગતો ટૂંકમાં પણ ઉલ્લેખી જવી જ પડે. નહીં તો કથાના જુદા જુદા અંશો વચ્ચે પ્રમાણ જ ન જળવાય.

કથાઓમા જ્યા ત્યા સમાન અર્થવાળા જ સખ્યાબધ શબ્દો કે વિશેષણો સાથે જ વપરાયેલા માલૂમ પડશે જૈન કથાપદ્ધતિની એ એક વિશેષતા છે ટીકાકારો એ બધા શબ્દોની બાબતમા પુનરાવૃત્તિનો દોષ ન લાગે માટે થોડો થોડો અર્થભેદ બતાવવા પ્રયત્ન કરે છે, પરતુ ઘણીવાર તો 'એ બધા શબ્દો સમાન અર્થના જ છે' એમ પણ સ્પષ્ટ કહી દે છે વાર્તાના અદ્ભુત રસની જમાવટમા એ પ્રકારની શૈલી ઉપયોગી જણાવાથી, એ બાબતમા સક્ષેપ સાધવાની દાનત રાખી નથી વાર્તાના રસમા એ વસ્તુ ખટકતી નથી, પરતુ પોષક નીવડે છે

# અનુક્રમણિકા



## ખંડ ૧લો

### પાપનાં ફળો



## ખંડ ૨જો

### પુણ્યનાં ફળો



## ખંડ ૩જો

### સંયમનાં ફળ

## ખંડ ૪થો

## મુક્તોની કથાઓ

जे केइ बाला इह जीवियट्ठी पावाइ कम्माइ करंति रुद्दा ।
ते घोररूवे तमिसंधयारे तिव्वाभितावे नरए पडंति ॥
तिव्वं तसे पाणिणो थावरे य जे हिंसती आयसुहं पडुच्चा ।
जे लूसए होइ अदत्तहारी, ण सिक्खती सेयवियस्स किंचि ।
पागब्भि पाणे बहुणंतिवाति, अतिवायते घातमुवेति बाले ॥

[सूत्र० १५३५]

સુધર્માસ્વામી કહે છે હે જંબુ! પૂર્વે મે મહર્ષિ મહાવીરને પૂછ્યુ હતુ કે નરક શાથી પમાય છે તેના જવાબમા તેમણે મને કહ્યુ

સંસારમા જે કોઈ અજ્ઞાની ક્રૂર મનુષ્યો પોતાના જીવિતને અર્થે પાપ કર્મો કરે છે તથા પોતાના સુખ માટે સ્થાવર-જંગમ પ્રાણીઓની ક્રૂરતાથી હિંસા કરે છે ચોરી કરે છે તથા સંયમ માર્ગનું જરા પણ પાલન કરતા નથી તેઓ ઘોર અંધકારવાળા તથા તીવ્ર વેદનાઓવાળા નરકોમા પડે છે

૧

# મૃગાપુત્રની કથા

જૂના સમયમા મૃગાગ્રામ નામે નગર હતુ તેમા વિજય નામે ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો તેની રાણીનું નામ મૃગાદેવી હતુ તે બનેને મૃગાપુત્ર નામે પુત્ર હતો તે જન્મથી જ આંધળો–મૂગો–બહેરો–ઠૂંઠો તથા પક્ષાઘાતી[1] હતો તેને હાથ–પગ–કાન–આખ–નાક વગેરે ઇંદ્રિયો ન હતી, પરંતુ તેમનો આકાર માત્ર હતો મૃગાદેવી તે બાળકને એક ગુપ્ત ભોયરામા કોઈ જાણે નહિ તે રીતે કાળજીપૂર્વક ઉછેરતી હતી

તે જ નગરમા બીજો પણ એક જન્માધ મનુષ્ય રહેતો હતો તે કોઈ દેખતા માણસની સાથે, તેણે પકડેલી લાકડીને આધારે ઘેર ઘેર ભીખ માગતો હતો અને લોકોના દિલમા દયા ઊપજાવી, જેમ તેમ પેટ ભરતો હતો તેનુ માથુ જથરપથર રહેતુ, અને તેની પાછળ માખોના ટોળા બણબણ્યા કરતા

એક વખત ભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરમા આવી પહોચ્યા તેમને આવ્યા જાણી લોકોના ટોળેટોળા તેમના દર્શને જવા માટે ઊલટ્યા નગરના રાજમાર્ગોમા, તેમ જ શેરીએ શેરીએ જ્યા જુઓ ત્યા શ્રમણ ભગવાન

---

૧ મૂળમા 'વાયવ'(–વ તરાગી) શબ્દ છે અર્થાત્ લકવાવાળો

મહાવીર પધાર્યાની વાત ચાલવા લાગી, અને સર્વત્ર લોકોની મેદની જામી ગઈ

આ લોકોની ધમાલનો અવાજ સાંભળી, પેલા આંધળાએ પોતાને દોરનારને પૂછ્યુ 'ભાઈ! આજે મૃગાગામમાં એવુ તે શું થયું છે, જેથી લોકોના ટોળેટોળા આમ દોડાદોડી કરી રહ્યા છે? આજે નગરમાં ઈન્દ્રનો, સ્કંદનો, રુદ્રનો, શિવનો, કુબેરનો, નાગનો, યક્ષનો, ભૂતનો, નદીનો, તળાવનો, વૃક્ષનો, ચૈત્યનો કે પર્વતનો કોઈ ઉત્સવ છે કે કોઈ ઉદ્યાનયાત્રા છે, અથવા ગિરિયાત્રા છે?

ત્યારે પેલાએ તે આંધળાને કહ્યુ ' આજે એવો કોઈ ઉત્સવ કે ઉજાણી તો નથી પરંતુ ભગવાન મહાવીર આજે આ તરફ પધાર્યા છે, અને ગામબહાર ઈશાનખૂણામાં આવેલા 'ચંદનપાદપ ઉદ્યાનમાં' ઊતર્યા છે તેથી એમના દર્શન કરવા ઉત્સુક થયેલા લોકોની આમ મેદની જામી છે '

આ સાંભળી આંધળાએ કહ્યું હે ભાઈ! આપણે પણ ચાલ ત્યાં જઈએ અને ભગવાનનાં દર્શન કરીએ એવા સંતપુરુષોનું નામ કે ગોત્ર પણ આપણે કાને પડી જાય તો પણ મોટું ફળ મળે છે તો તેમની પાસે જઈ તેમને નમસ્કારાદિ કરી, તેમનો સદુપદેશ સાંભળવાથી તો કેટલો બધો લાભ થાય! માટે ચાલ, આપણે ત્યાં જઈએ અને બીજા જન્મનું કાંઈક ભાથું બાંધીએ'

પછી તે આંધળો પેલા માણસે પકડેલી લાકડીને આધારે જ્યાં મહાવીર ભગવાન હતા ત્યાં આવ્યો અને તેમને વંદન

પ્રદક્ષિણાદિ કરી, એક તરફ ઊભો રહ્યો ભગવાન મહાવીરે પણ ત્યા આવેલા સૌને ધર્મોપદેશ કર્યો

કથા પૂરી થયા બાદ બધા વીખરાઈ ગયા, અને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા તે અરસામા ભગવાનના મોટા શિષ્ય ઇદ્રભૂતિ નામના સાધુ[1] સયમ અને તપ આચરતા તેમની સાથે જ ફરતા હતા તે સાડાસાત હાથ ઊચા હતા, તેમનો વર્ણ કસોટીના પથરા ઉપર પડેલી સોનાની રેખા સમાન ગૌર હતો, તે ઉગ્ર તપસ્વી હતા, ઘોર બ્રહ્મચારી હતા ધ્યાનરત હતા, તથા શાસ્ત્રજ્ઞ હતા તેમણે આજના ટોળામા પેલા અધ માણસને જોયો હતો ત્યારથી તેમને ભગવાન મહાવીરને પ્રશ્ન પૂછવાનુ મન થયુ હતુ લોકો વીખરાઈ ગયા બાદ, તે ભગવાન મહાવીર પાસે આવ્યા અને શ્રદ્ધાપૂર્વક તેમને પૂછવા લાગ્યા

ગૌતમ — ભગવન્ ! કોઈ માણસ જન્મથી જ આધળો જન્મેલો હોય ?

મહા૦ — હા, હોય

ગૌ૦ — ભગવન્ ! તેવો માણસ ક્યા છે ?

મહા૦ — હે ગૌતમ ! આ નગરમા જ વિજયરાજા તથા મૃગાદેવી રાણીનો પુત્ર જન્મથી જ આધળો જન્મેલો છે તેને હાથ-પગ-કાન-આખ-નાક વગેરે ઇદ્રિયો જ નથી માત્ર તેમનો આકાર છે તેને મૃગાદેવી એક ગુપ્ત ભોયરામા કોઈ જાણે નહિ તે રીતે કાળજીપૂર્વક ઉછેરે છે

---

[1] તેમની વિશેષ માહિતી માટે જુઓ આ માળાનુ 'અતિમ ઉપદેશ' પુસ્તક પા ૩૨૪૦,૨૬૨

ગૌ૦ — ભગવન્! આપ રજા આપો તો હું તે બાળકને જોઈ આવવા ઇચ્છુ છું.

મહા૦ — ભલે!

સારબાદ, ભગવાનની અનુજ્ઞા મળવાથી રાજી થયેલા ગૌતમ ત્યાંથી નીકળ્યા અને કશી ઉતાવળ કર્યાં વિના, અસંભ્રાંત ચિત્તે તથા ધૂંસરા જેટલે દૂરથી આગળની જમીન જોતા જોતા મૃગાગ્રામ નગરમાં દાખલ થયા, અને જ્યાં મૃગાદેવીનો મહેલ હતો, ત્યાં આવી પહોંચ્યા.

મૃગાદેવીએ ભગવાન ગૌતમને આવતા જોયા. આથી અત્યંત ખુશી થઈ તેણે તેમનો વંદનાદિ સત્કાર કર્યો તથા પૂછ્યું 'હે દેવાનુપ્રિય! આપના પધારવાનું પ્રયોજન શું છે તે મને કહો.'

ગૌતમે કહ્યું 'હે દેવાનુપ્રિયે! હું તમારો પુત્ર જોવા આવ્યો છું.

તે સાંભળી, મૃગાદેવીએ પછી જન્મેલા પોતાના ચાર પુત્રોને સર્વ શણગારોથી વિભૂષિત કર્યા અને તેમને ગૌતમ મુનિને પગે લાગવાનું કહ્યું. પછી તેણે ગૌતમ મુનિને કહ્યું, 'હે ભગવન્! આ મારા પુત્રો છે. તેમને જુઓ.'

ગૌતમે કહ્યું 'હે દેવાનુપ્રિયે! હું તમારા આ પુત્રોને જોવા માટે અહીં નથી આવ્યો. મારે તો તમારો પ્રથમ જ મેલો પેલો આંધળો પુત્ર જોવો છે!'

મૃગાદેવીએ કહ્યું 'હે ગૌતમ! તમને કયા જ્ઞાનીએ કે તપસ્વીએ મારું રહસ્ય જાણી લઈને કહ્યું છે, જેથી તમને એ વાતની ખબર પડી છે?

ગૌતમે કહ્યુ 'હે દેવાનુપ્રિયે' મારા ધર્માચાર્ય શ્રમણ ભગવાન મહાવીરે મને એ વાત કહી છે તથી હું તે જાણુ છુ મારા એ ગુરુ ધર્મના આદિ ર્તા છે, તીર્થંકર છે બીજા કોઈના ઉપદેશ વિના સ્વય તત્ત્વબોધ પામેલા છે, સર્વ પુરુષામા તથા લોકોમા શ્રેષ્ઠ છે, સમગ્ર જગતના નાથ, પ્રકાશક, અભયદાન દેનાર નાનરૂપ ધર્મદેશક, ધર્મસારથિ ધર્મ-ચક્રવર્તી, કેવલજ્ઞાની, જિન, સકલ તત્ત્વના વેત્તા, સર્વજ્ઞ, અને સર્વદર્શી છે'

આ પ્રમાણે મૃગાદેવી ગૌતમ સાથે વાતચીત કરી રહી હતી, તેવામા જ પેલા મૃગાપુત્રને ખવરાવવાનો સમય થયો એટલે મૃગાદેવીએ ગૌતમને કહ્યુ, 'હે ભગવન્' તમે અહીં થોડીવાર થોભો , તમને હમણા જ મારો તે પુત્ર બતાવુ છુ'

આમ કહી, મૃગાદેવી પોતાના ખાનગી ઓરડામા ગઈ ત્યા જઈ તેણે પોતાના કપડા બદલી નાખ્યા ત્યારબાદ એક ઠેલણગાડીમા પુષ્કળ ખાન, પાન, મુખવાસ, મેવો વગેરે પદાર્થો ભરીને, તેને વકલતી ધકેલતી તે ગૌતમ ઊભા હતા ત્યા આવી અને કહેવા લાગી, 'ભગવન્' તમે મારી પાછળ પાછળ આવો, હું તમને મૃગાપુત્ર પાસે લઈ જઉ છુ'

ગૌતમ મૃગાદેવીની પાછળ પાછળ ચાલ્યા મૃગાદેવીએ પેલા ભોયરા પાસે આવીને ગાડી થોભાવી તથા પોતાનુ મો ચાર-બેવડુ કરેલા વસ્ત્રથી બાધતા બાધતા ગૌતમને કહ્યુ, 'ભગવન્' તમે પણ તમારુ મો મુહપત્તીથી[૧] બાધી લો

---

૧ 'मुहपोत्तिया'। જૈન સાધુઓ શ્વાસોચ્છ્વાસથી જીવજતુ ન હણાય માટે મોએ પટ્ટી બાધે છે તે

ગૌતમે તે પ્રમાણે મો બાંધી લીધું. પછી મૃગાદેવીએ મો આડું રાખી, ભોંયરાનું બારણું ઉઘાડયું. ઉઘાડતાં વેંત જ અંદરથી મરેલો સાપ ગંધાતો હોય કે તેવું બીજું પ્રાણી સડીને ગંધાતું હોય તેવી તથા તેથી પણ વધારે ખરાબ એવી દુર્ગંધ નીકળી. ભોંયરાની અંદર પેલો મૃગાપુત્ર હતો. તેને ખાનપાનની વાસ આવતાં જ તે અત્યંત આતુરતાથી તે બધું ખાવા લાગી ગયો. થોડીવારમાં તો ખાધેલું બધું તેને હજમ પણ થઈ ગયું. અને તેના શરીરમાંથી પરુ અને લોહી બનીને નીકળવા લાગ્યું. પછી પેલો છોકરો તે પરુ અને લોહી ચાટવા લાગ્યો.

ગૌતમને આ બધું જોઈ એવો વિચાર આવ્યો : 'અહો ! આ છોકરો પોતાના પૂર્વે કરેલા[1] જૂનાં કોઈ અતિશય પાપી તથા અશુભ કૃત્યોનું માઠું ફળ ભોગવી રહ્યો છે. મેં કોઈ નરકો કે ત્યાંના જીવો જોયા નથી. પરંતુ આ જીવ તો સાક્ષાત્ નરકની જ વેદના ભોગવી રહ્યો છે, એવું ચોખ્ખું દેખાય છે.

ત્યારબાદ મૃગાદેવીની રજા લઈ ગૌતમ ત્યાંથી નીકળી જ્યાં ભગવાન મહાવીર હતા ત્યાં પાછા આવ્યા. તથા તેમને ત્રણ વાર જમણી બાજુથી પ્રદક્ષિણા કરીને નમસ્કાર કર્યા. ત્યારબાદ તેમણે તેમને કહ્યું : 'હે ભગવન્ ! આપની રજા લઈ હું મૃગાદેવીને ઘેર ગયો. અને ત્યાં મેં તેનો પુત્ર જોયો. તેને જોઈ મને વિચાર આવ્યો કે, આ છોકરો પોતાના પૂર્વે

---

[1] પ્રાયશ્ચિત્તાદિથી ધોઈ ન નાખેલાં એવું વિશેષણ મૂળમાં વધારે છે.

કરેલા, જૂના કોઈ અતિશય પાપી તથા અશુભ કૃત્યોનું માઠું ફળ ભોગવી રહ્યો છે. તો હે ભગવન્! એ જીવ પૂર્વજન્મમાં કોણ હતો, તેનું નામ શું હતું, તેનું ગોત્ર શું હતું, ને કયા ગામ કે નગરમાં રહેતો હતો. તથા તેણે તે જન્મમાં શું દીધું–ભોગવ્યું–આચર્યું હતું, કે જેને કારણે તે આ જન્મમાં સાક્ષાત્ નરકની જ વેદના ભોગવે છે?'

ભગવાને કહ્યું: હે ગૌતમ! પૂર્વે આ જંબુદ્વીપમાં ભારતક્ષેત્રમાં 'શતદ્વાર' નામે નગર હતું. તેમાં ધનપતિ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરની નજીક અગ્નિખૂણામાં નગર વિજયવર્ધમાન નામે શહેર[1] હતું. તે શહેરના તાલુકામાં બીજાં પાંચસો ગામ હતાં. વિજયવર્ધમાન શહેર 'એકાદિ' નામના સૂબાની[2] હકૂમત હેઠળ હતું. તે સૂબો મહાઅધાર્મિક હતો, તથા દુરાચારી તરીકે તેણે લોકોમાં નામના મેળવી હતી. શીલ, વ્રત વગેરેના લેશ વિનાનો તે એકાદિ અધમાચરણમાં જ પ્રીતિવાળો હતો. તથા વિજયવર્ધમાન શહેર તથા તેનાં પાંચસો ગામ ઉપર અધિકાર ચલાવતો હતો. લોકો ઉપર ભારે કર નાખીને, ખેડૂતોને ધીરેલા ધાન્યથી બમણું–તમણું પડાવીને, લાંચો લઈને, તેમનું અપમાન કરીને, ગમે તેવા

---

૧. મૂળમાં તેને માટે 'ખેટ' શબ્દ છે. તેનો અર્થ, આસપાસ માટીની દીવાલવાળું શહેર થાય છે.

૨. મૂળમાં રાષ્ટ્રકૂટ શબ્દ છે. ટીકાકાર તેનો 'मण्डलोपजीवी राजनियोगिक' એવો અર્થ આપે છે. પરંતુ એ નામનો ઐતિહાસિક રાજવંશ પણ મહારાષ્ટ્ર-ભાગમાં ઈ. સ. ત્રીજા સૈકાથી દસમા સૈકા સુધી રાજ્ય કરતો હતો. તે રાજાઓ પોતાને સાત્યકિના વંશજ યાદવો જણાવતા હતા.

લાગા ઊભા કરીને એકના નાક માટે આખા ગામ ઉપર દંડ નાખીને, મરણમાં આવે તેની પાસે પૈસા પડાવીને, ધાડો પડાવીને, આગ મુકાવીને, અને વણજારો કે સંઘો લૂંટાવીને તે વિજયવધમાન શહેર તેમ જ તેના પાંચસો ગામડાના લોકોને રંજાડતો હતો, ભ્રષ્ટ કરતો હતો ધમકાવતો હતો મારતો હતો અને લૂટતો હતો શહેરના માંડલિક સરગજો, રાજાના માનીતાઓ, મુખીઓ[1] કૌટુંબિકો નગરશેઠો,[2] કે બીજા પણ ગામના આગેવાનોને કોઈ કાર્ય – વ્યવહારની બાબતમાં કોઈ વિચારણાની બાબતમાં કોઈ ખાનગી વાતની બાબતમાં, કોઈ ફેસલાની બાબતમાં કે કોઈ વાદવિવાદની બાબતમાં તે સાંભળવા છતાં કહેતો કે 'મે નથી સાંભળ્યું ન સાંભળતાં છતાં કહેતો કે મેં સાંભળ્યું છે જોતા છતાં કહેતો કે મેં નથી જોયું કહેતા છતાં કહેતો કે 'મે નથી કહ્યું' લેતા છતાં કહેતો કે મેં નથી લીધું અને જાણતા છતાં કહેતો કે, નથી જાણ્યું

આ પ્રમાણે કરનારો, આ પ્રમાણે કરવાની નિકાવાળો, તથા આ પ્રમાણે કરવાની (જ) આવડતવાળો તે એકાદિ આ રીતે ઘણું પાપકર્મ તથા વેરબંધન એકઠું કર્યા કરતો હતો વખત જતાં તે એકાદિને અત્યંત પીડાકારી એવા સોળ રોગો એક સાથે લાગુ થયા જેમકે શ્વાસ, ખાંસી, જ્વર, [illegible] શૂલ, ભગંદર હરસ અજીર્ણ, આંખનું શૂળ,

૧ મૂળમાં માડંબિક છે જેની આસપાસ બે યોજન સુધી બીજું ગામ નથી તેવું ગામ મડંબ કહેવાય તેનો અધિપતિ તે માડંબિક

૨ મૂળમાં સાથવાહ'

માથાનુ શૂળ, અરુચિ, આંખ અને કાનની વેદના, ખરજ, જલોદર અને કોઢ[1] તેણે પોતાના કુટુંબીઓને બોલાવીને કહ્યું 'હે દેવાનુપ્રિયો! તમે બધા વિજયવર્ધમાન શહેરના તરભટાઓમા, ત્રણ રસ્તાઓમા, ચાચરોમા, ચોકોમા તથા શેરીએ શેરીએ એવી ઘોષણા કરાવો કે, જે કોઈ વૈદ્ય, જાણકાર કે નુસખાબાજ[2] માણસ આ સોળ રોગમાથી એક રોગને પણ મટાડશે તેને મો માગ્યુ ધન આપવામા આવશે આવી ઘોષણા તમે બે વાર, ત્રણ વાર કરાવો'

એકાદિના કુટુંબીઓએ એ પ્રમાણે વિજયવર્ધમાન શહેરમા બેત્રણવાર ઘોષણા કરાવી તે સાભળી, કેટલાય વૈદ્યો, વૈદ્યપુત્રો, જાણકારો અને નુસખાબાજો ચિકિત્સાને લગતા શસ્ત્રો, પાત્રો, શસ્ત્ર તીક્ષ્ણ કરવાની સરાણીઓ (કરિયાતા વગેરેની) સળીઓ, ગોળીઓ અને અનેક પ્રકારના ઓસડ-વેસડ લઈને આવ્યા

તેઓએ આવીને એકાદિનુ શરીર તપાસ્યુ, તથા નિદાન વિષે અંદર પૂછપૂછ કરીને, કેટલાય લેપો, ખરડો, ચીકણા પીણા, વમન અને વિરેચનના ઉપચારો, નાસો ડામો, સ્નાનો, જઠરની

---

૧ આચારાંગના છઠ્ઠા અધ્યયનમા કંઠમાળ કોઢ ક્ષય, અપસ્માર અક્ષીરોગ જડતા હીનાંગપણુ કૂબડાપણુ ઉદરરોગ મૂકપણુ શરીરનુ સૂઝી જવુ ભસ્મકરોગ કંપવા, પીઠ વાંકી વળી જવી શ્લીપદ અને મધુમેહ—એવા સોળ ગણાવ્યા છે

૨ મૂળમા વેદ્ય જ્ઞાયક અને ચિકિત્સક એવા ત્રણ શબ્દો છે, ટીકાકાર તેમનો અર્થ એમ કરે છે શાસ્ત્ર તેમજ ક્રિયા બને જાણનાર તે વૈદ્ય, શાસ્ત્ર જાણનાર તે જ્ઞાયક, અને નરી ક્રિયા જાણનાર તે ચિકિત્સક

બસ્તીઓ, આતરડાની બસ્તીઓ,[1] ક્રમ ખોનરી, ચામડી ચીરવી માથે કઠિ બાધવુ, શરીરે કઠિ ચોળવુ, શરીરે કણુક ચોપડી તેને શાક્રનુ ક પાક ખનગાવવા વગેરે ઉપાયોની સૂચના કરી તથા ઔષધ તરીકે કેટલાય પ્રકારની બો વેલો, મૂળો, કદો, પત્રો પુષ્પો, ફળો, બીજો નળીઓ, ગોળીઓ વગેરે ઓસડ વેસડ બતાવ્યા પરંતુ તેઓના એક પણ ઉપચારથી એકાદિનો એકાદ રોગ પણ શાત ન થયો ત્યારે તેઓ થાકીને મૂઝાઈને તથા અકળાઈને જ્યાથી આવ્યા હતા ત્યા પાછા ગયા

વૈદ્યાએ આશા મૂકયા બા એકાદિના પરિચારકોએ પણ તેને તજી દીધો એ દશામા માત્ર રોગની પીડાઓથી પીડાતો તે અઢાદિ છેવટ સુધી રાજ્યમા રાષ્ટ્રમા તથા અંતઃપુરની સ્રીઓમા આસક્ત રહીને તેમની જ કામના કરતો કરતો, પોતાનુ અઢીસો વર્ષનુ આયુષ્ય દેહ–મન–ઇન્દ્રિયની પીડામા જ પૂરુ કરીને મરણ પામ્યો અને રત્નપ્રભા નામની નરકભૂમિમા વધારેમા વધારે આયુષ્યવાળા[2] નારકી જીવોમા ઉત્પન્ન થયો

---

૧ તેની પછી નિરૂહ ગણ છે તે પણ એક પ્રકારની અનુવાસના (બસ્તી) છે એમ ટીકાકાર કહે છે

૨ નરકભૂમિઓ કુલ સાત છે તેમા રત્નપ્રભા પ્રથમ છે તેમા ૧૩ થાળ [illegible] રત્નપ્રભામા વધારેમા વધારે આયુષ એક સાગરોપમ વર્ષ [illegible] અને ઓછામા ઓછુ ૧૦ હજાર વર્ષનુ આયુષ છે સાગર વર્ષની સખ્યા ઉપમાથી જ અકાય [illegible] અમુક મોટા કૂવો ખાડો વાળના ઝીણા ટુકડાથી ભરવામા આવે અને તેમાથી સો વર્ષે એક ટુકડો કાઢવામા આવે એ રીતે આખો ખાડો ખાલી થતા જેટલા વર્ષ લાગે તેમને પણ કોટિ ગણા કરે ત્યારે સાગર વર્ષ થાય જુઓ આ માળાનુ સમીક્ષા તથા ઉદ્દેશ પુસ્તક નં ૧૩૨.

ત્યાંથી ચ્યવીને તે આ મૃગાગ્રામ નગરમાં વિજય રાજાની મૃગાદેવી રાણીની કૂખે પુત્ર તરીકે ઉત્પન્ન થયો. તે ગર્ભમાં આવતાં જ મૃગાદેવીના શરીરે તીવ્ર વેદના ઊપડી. તેમજ તે ગર્ભમાં રહ્યો તેટલા દિવસ મૃગાદેવી વિજય રાજાને અપ્રિય તથા અકારી થઈ પડી. એક વખત રાત્રીના પૂર્વ ભાગના અંતમાં અને અપર ભાગની શરૂઆતમાં મૃગાદેવી આ બધી કૌટુંબિક ચિંતાઓથી જાગતી જ પડી હતી, તેવામાં તેને આ પ્રમાણે વિચાર આવ્યો: 'પહેલાં હું વિજય રાજાને ઇષ્ટ, કાંત, પ્રિય, તથા મનગમતી હતી; તથા મને તે મનોહર મનમાં ચિંતવવા યોગ્ય, વિશ્વાસ કરવા યોગ્ય, તથા માનીતી ગણતા હતા. પરંતુ જ્યારથી આ ગર્ભ મારી કૂખમાં આવ્યો છે, ત્યારથી હું તેમને અનિષ્ટ, અપ્રિય તથા અકારી થઈ પડી છું. વિજયરાજા મારું નામ કે ગોત્ર સાંભળવા પણ ઇચ્છતા નથી, તો પછી મને જોવાની કે ભોગવવાની ઇચ્છા તો શાની જ કરે? માટે હું મારા આ ગર્ભને વિવિધ ઉપાયો વડે ટુકડે-ટુકડા કરી નાખી નાખું, પાડી નાખું, ઓગાળી નાખું, કે મારી નાખું.'

આમ વિચારી તેણે ગર્ભસ્રાવ કરનારાં અતિ ખારાં, અતિ કડવાં, અતિ તૂરાં વગેરે પદાર્થો ખાવા-પીવા માંડ્યાં. પરંતુ એ બધા ઉપાયો કરવા છતાં તે ગર્ભ પડ્યો નહિ. ત્યારે મૃગાદેવી થાકીને, નિરાશ થઈ પરવશપણે તે ગર્ભને મહા દુઃખે ધારણ કરવા લાગી.

પેલો છોકરો ગર્ભમાં હતો ત્યાં ને જ, તેના શરીરમાં આઠ અંદર ઝરનારી અને આઠ બહાર ઝરનારી એમ સોળ નાડીઓ ઉત્પન્ન થઈ. તે સોળમાંથી આઠ નસું પરુ ઝરતી

હતી, અને આઠ લોહી બે લોહીની અને બે પરુની નાડીઓ તેના કાનના છિદ્રોમાં હતી. તેવી જ બબ્બે આંખના છિદ્રોમાં, બબ્બે નાકના છિદ્રોમાં, અને બબ્બે નિગ તથા ગુદાના છિદ્રોમાં[1]. તે નાડીઓ સતત પરુ અને લોહી ઝર્યા કરતી હતી. વળી તે છોકરો ગર્ભમાં હતો ત્યારથી જ તેને ભસ્મક નામનો રોગ થયો. તેથી તે જે કાંઈ ખાય તે તેને તરત હજમ થઈ જતું, અને તેનું લોહી તથા પરુ બનીને બહાર નીકળતું. પછી તે લોહી અને પરુને પાછો તે છોકરો ચાટી જતો.

મૃગાદેવીને નવ મહિના પૂરા થઈ ગયા બાદ તેને આંધળો-મૂંગો-બહેરો-લૂલો તથા પક્ષાઘાતી છોકરો જન્મ્યો. છોકરાને હાથ-પગ-કાન-આંખ-નાક વગેરે ઇંદ્રિયો ન હતી, પરંતુ તેમનો આકાર માત્ર હતો. મૃગાદેવી તે લૂલા તથા આંધળા છોકરાને જોઈને ભય પામી. પછી તેણે પોતાની ધાવ માને બોલાવીને કહ્યું, "હે દેવાનુપ્રિયે ! તું આ છોકરાને લઈ જઈને ઉકરડે નાખી આવ."

પેલી ધાવ મૃગાદેવીને 'સારું' એમ કહીને પેલા છોકરાને હાથમાં ઉપાડી વિજયરાજા પાસે પહોંચી. તેને બધી વાત કહી સંભળાવીને તેણે પૂછ્યું, "હે સ્વામી ! હું આ છોકરાને ઉકરડે નાખી આવું કે નહિ, તે આપ કહો."

---

૧. મૂળમાં તો ધમનીના છિદ્રોમાં અર્થ છે. ધમની એટલે નાડી-નસ. પરંતુ અહીં કંઈક આવો અર્થ લેવો જોઈએ એમ અભયદેવે આપેલા 'कोष्ठकद्वाराणि' અર્થ ઉપરથી સૂચિત થતું લાગે છે.

આ સાંભળી વિજયરાજા સફાળો ઊઠયો અને મૃગાદેવી પાસે જઈ કહેવા લાગ્યો  હે દેવાનુપ્રિયે ! આ તારો પહેલ-વહેલો ગર્ભ છે તેને જો તુ ઉકરડે નખાવી દઈશ, તો તારી પછીની પ્રજા પણ જીવશે નહિ  માટે તુ એ છોકરાને કોઈ ભોંયરામા ગુપ્ત રીતે રાખ, અને તેને ગુપ્ત રીતે ખવરાવી-પીવરાવીને ઉછેર  જેથી તારી ભવિષ્યની પ્રજા દીર્ઘજીવી થાય '

મૃગાદેવીએ વિજયરાજાનુ કહેવુ વિનયપૂર્વક કબૂલ રાખ્યુ  ત્યારથી તે પોતાના છોકરાને ગુપ્ત રીતે ભોંયરામા ઉછેરે છે  હે ગૌતમ ! એ પ્રમાણે મૃગાપુત્ર પોતાના પૂર્વે કરેલા જૂના અતિશય પાપી તથા અશુભ કૃત્યોનુ માઠુ ફળ ભોગવી રહ્યો છે

તે સાંભળી ગૌતમે પૂછ્યુ  'હે ભગવન્ ! એ છોકરો મરણકાળે મૃત્યુ પામી અહીંથી ક્યા જશે ? અને ક્યા ઉત્પન્ન થશે ?

ભગવાને કહ્યુ  'હે ગૌતમ ! મૃગાપુત્ર ૨૬ વર્ષનુ પૂરેપૂરુ આયુષ્ય ભોગવીને મરણ પામી, આ ભારતવર્ષમા જ આવેલા વૈતાઢ્ય પર્વતની તળેટીમા સિંહના કુળમા સિંહ તરીકે જન્મશે  તે સિંહ પણ અધર્મી, દુરાચારી, સાહસિક તથા ક્રૂર હશે, અને ઘણુ પાપકર્મ ભેગુ કરશે  ત્યાથી મરીને તે ફરી રત્નપ્રભા નરકમા વધારેમા વધારે એક સાગરોપમ વર્ષ આયુષ્ય વાળા નારકોમા ઉત્પન્ન થશે  ત્યાથી ચ્યવી તે પેટે ચાલનાર સાપ થશે  ત્યાથી મરીને તે, નરકની બીજી ભૂમિમા ઉત્પન્ન થશે  ત્યા વધારેમા વધારે આયુષ્ય ત્રણ સાગરોપમ વર્ષનું હોય છે  ત્યાથી ચ્યવી તે પક્ષી થશે  ત્યાથી મરીને તે નરકની ત્રીજી ભૂમિમા ઉત્પન્ન થશે  ત્યા વધારેમા

વધારે આયુષ્ય સાત સાગરોપમ વર્ષનું હોય છે ત્યાંથી ચ્યવીને તે ફરી પાછો સિંહ થશે. ત્યાંથી નરકની ચોથી ભૂમિમાં—પછી સાપ યોનિમાં—પછી નરકની પાંચમી ભૂમિમાં—પછી સ્ત્રીયોનિમાં—પછી નરકની છઠ્ઠી ભૂમિમાં—પછી મનુષ્ય-યોનિમાં—પછી નરકની સાતમી ભૂમિમાં—એમ તે ભટકશે. પછી પાંચ ઇંદ્રિયવાળાં પશુપખીઓમાં માછલાં—કાચબા—ગ્રાહ—મગર—સુસુમાર વગેરે જળચર જીવોના કુળોની જે સાડાબાર લાખ યોનિઓ છે, તેમાં દરેકમાં તે લાખોવાર ઊપજશે તથા પછી પણ વારંવાર જન્મ્યા કરશે ત્યાંથી નીકળી તે સ્થળચર પશુપખીઓમાં ચોપગાં પેટે ચાલનારાં, તથા હાથ ઉપર ચાલનારાં[1] પ્રાણીઓમાં લાખોવાર ઊપજશે તથા પછી પણ વારંવાર જન્મ્યા કરશે ત્યાર પછી તે જ પ્રમાણે ખેચર પશુ પખીઓમાં ઉત્પન્ન થશે ત્યારબાદ તે ચાર ઇંદ્રિયોવાળા[2] જીવોમાં તે પ્રમાણે ઉત્પન્ન થશે ત્યારબાદ ત્રણ ઇંદ્રિયોવાળા[3] જીવોમાં, અને ત્યારબાદ બે ઇંદ્રિયવાળા[4] જીવોમાં ત્યાર પછી એકેંદ્રિય જીવોમાં જેવા કે કડવી વનસ્પતિઓમાં કડવા દૂધવાળી વનસ્પતિઓમાં વાયુજીવોમાં અગ્નિજીવોમાં, જળજીવોમાં, અને પૃથ્વીજીવોમાં લાખોવાર ઊપજશે તથા પછી પણ વારંવાર જન્મ્યા કરશે

---

૧ ઘો વગેરે

૨ સ્પર્શ—રસ—ઘ્રાણ—આંખ એ ચાર ઇંદ્રિયોવાળાં જેવાં કે ભમરા વીંછી મચ્છ ઇત્યાદિ

૩ સ્પર્શ—રસ—ઘ્રાણ એ ત્રણ કીડી, ઊધઈ ગોકળગાય ઇત્યાદિ

૪ સ્પર્શ અને રસ એ બે અળસિયાં પોરા જળો શંખ ઇત્યાદિ

ત્યારબાદ તે સુપ્રતિષ્ઠ નામના પુરમા ફરી[1] આખલો થશે જુવાનીમા આવતા, એકવાર તે પ્રથમ વરસાદ વેળા મહાનદી ગંગાની ભેખડ ઉપર માટી ખણતા ભેખડ સાથે તૂટી પડી દબાઈ મરશે, અને એ જ સુપ્રતિષ્ઠપુરમા એક શેઠને ઘેર પુત્ર તરીકે જન્મશે જુવાનીમા આવ્યા બાદ કોઈ લાયક સ્થવિરો[2] પાસેથી ધર્મોપદેશ સાભળી, તે ઘરબાર છોડી સાધુ થશે સાધુ અવસ્થામા તે કાળજીપૂર્વક વર્તનારો, મન-વાણી-કાયાનો સંયમ કરનારો તથા ઇંદ્રિયનિગ્રહી બ્રહ્મચારી થશે બહુ વર્ષો સુધી એ પ્રમાણે સાધુપણુ પાળીને તથા પોતાના સર્વ કર્મોનુ આલોચન[3] તથા પ્રાયશ્ચિત્ત કરીને, અંતે સમાધિ અવસ્થામા મરણ પામી તે સૌધર્મ કલ્પમા[4] દેવ તરીકે ઉત્પન્ન થશે ત્યાથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમા જે કોઈ કુળો ધનાદિથી પૂર્ણ, પ્રતાપયુક્ત, વિખ્યાત, વર-પલંગ-આસન-વાહન વગેરે સામગ્રીથી ભરપુર, સોનુ-રૂપુ-લેણદેણ-જમણવાર-દાસી-દાસ-ગાય-ભેંસ વગેરે સાધનોથી યુક્ત તથા કોઈનાથી ગાજ્યા ન જાય તેવા હશે, ત્યા પુત્ર તરીકે જન્મશે જન્મતાવેંત તેને સર્વ સંસ્કારો ઠાઠમાઠથી કરવામા આવશે, તથા પછી પણ તે અનેક આયાઓ, ધાવો વગેરે દ્વારા ઉછેરાશે

---

૧ ફરી એટલા માટે કે પહેલા પણ તે ઘણીવાર થઈ ચૂક્યા હશે

૨ વૃદ્ધ સાધુઓ

૩ ગુરુ આગળ દોષોની કબૂલાત કરી જવી તે

૪ સૌધર્મ વગેરે કલ્પો એટલે કે સ્વર્ગોની માહિતી માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા ૨૬૨

ત્યારબાદ યોગ્ય આચાર્ય પાસે તેને ૭૨ કળાઓ[1] શીખવા મૂકવામાં આવશે ભણ્યાગણ્યા બાદ તેના માતાપિતા તેને અન્ન-પાન-વસ્ત્ર-મકાન-શય્યા વગેરે સર્વ કામભોગો પૂરા પાડશે પણ તે બધા ભોગોમાં તે જરાય આસક્ત નહિ થાય પરંતુ કમળ જેમ કાદવમાં ઉત્પન્ન થવા છતાં તથા પાણીમાં ઊછરવા છતાં કાદવ કે પાણીથી ખરડાતું નથી તેમ તે પણ કામોથી ઉત્પન્ન થયો હોવા છતાં તથા ભોગોમાં ઊછર્યો હોવા છતાં કામભોગોથી ખરડાશે નહિ કે મમતા-વધારામાં બંધાશે નહિ, પરંતુ જ્ઞાનવાન તથા આચારવાન સાધુ ભગવંતો પાસેથી કેવળી ભગવાનોએ ઉપદેશેલો બોધ સાંભળી ઘરબાર છોડીને સાધુ થઈ જશે, અને કેવળજ્ઞાન-દર્શન પ્રાપ્ત કરી, તથા સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થઈ સર્વ દુઃખોનો અંત લાવશે

---

૧ તેમના વિગતવાર વર્ણન માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા ૧૯૩

## ૨

## ઉજ્ઝિતકની કથા

જૂના કાળમા વાણિજ્યગ્રામ[1] નામે નગર હતુ તે નગરમા કામધ્વજા નામની ગણિકા હેતી હતી ત સર્વ ઇદ્રિયો, લક્ષણો, ચિહ્નો તથા સૌભાગ્યાદિ ગુણોથી યુક્ત હતી તેનુ શરીર પ્રમાણયુક્ત[2] હતું તથા તેના સર્વ અગો મારી રીતે ખિલેના હોઈ, તે સર્વાંગસુંદર હતી તે બોતેરેય કળામા કુશળ હતી, પરતુ ગીત-નૃત્યાદિ ગણિકાને ઉચિત ૬૪ કળાઓમા તો તે પારગત હતી પુરુષ સાથે વિવિધ વિહારો કરવાની સર્વ પ્રક્રિયા[3] તે જાણતી હતી તેના કાન આખ-નાક-ઉભન્તવચા-મન એ નવે અગો યૌવનથી જાગૃત થયેલા

---

૧ વૈશાલી નગરીના એક ભાગને જ વાણિજ્ય ગ્રામ કહેવામા આવતો

૨. મૂળમા તો માન ઉન્માન અને પ્રમાણ એ ત્રણ છ પાણીથી ભરેલી કૂડીમા દાખલ થતા જેના પ્રવેશથી કૂડીનુ ઠર દોર પાણી (દ્રોણ) બહાર ની ળે તે માન યુક્ત કહેવાય જેનુ વજન ૪૦૦૦ તોલા (અર્ધો ભાર) થાય, તે ઉન્માનયુક્ત કહેવાય અને પોતાના આગળથી માપતા જેની ઉચાઈ ૧૦૮ આગળ થાય, તે પ્રમાણયુક્ત કહેવાય

૩ મૂળમા સુરતક્રીડાના ૬૪ વિશેષો, ૨૧ રતિગુણો અને ૩૨ પુરુષોપચારો છે

હતી તે અઢારે દેશી ભાષાઓમાં વિશારદ હતી તેનો વેષ શૃંગારરસના ધામ જેવો મોહક હતો તે સંગીતમાં પ્રીતિ વાળી તથા નૃત્ય અને નાટયમાં[૨] કુશળ હતી. ગમન હાસ્ય-ભાષણ-ચેષ્ટા-વિલાસ-લલિત વાર્તાલાપ તથા બીજા પણ પોતાને ઉચિત વ્યવહારોમાં તે નિપુણ હતી તેના હાથ પગ-નેત્ર-વદન -સ્તન-જઘન વગેરે અવયવો લાવણ્ય અને વિલાસયુક્ત હતા તેની કીર્તિપતાકા સૌથી ઊંચે ઊડતી હતી રાજાએ તેને છત્ર અને ચામર આપી સન્માનિત કરી હતી, તથા તે હંમેશા રથમાં બેસીને જ બહાર નીકળતી હતી તેની ફી એક હજાર મહોરની હતી તથા હજારો ગણિકાઓની તે અગ્રેસર, પોષક તથા સ્વામિની હતી

તે જ નગરમાં વિજયમિત્ર નામે સાર્થવાહ રહેતો હતો તે ધનધાન્યથી સંપૂર્ણ તથા મોટો સાર્થવાહોનો નાયક હતો. તેને સુભદ્રા નામની રૂપગુણસંપન્ન સ્ત્રી હતી તે બંનેને ઉજ્ઝિતક નામનો સર્વાંગસુંદર પુત્ર હતો

તે અરસામાં ભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરમાં આવી પહોંચ્યા તેમની સાથે તેમના પટ્ટશિષ્ય ગૌતમ પણ હતા તેમણે તે વખતે આઠ ટંકનો ઉપવાસ કરેલો હતો તેના પારણાનો વખત થતાં પ્રથમ તે સ્વાધ્યાય-ધ્યાન વગેરેથી પરવાર્યા પછી શારીરિક તથા માનસિક ચપળતા રહિત થઈને તેમણે પોતાની મુહપત્તી, વાસણો અને વસ્ત્રો તપાસી લીધાં,

---

૧ તેમની વિગતો માટે જુઓ આ માળાનું ધર્મકથાઓ પુસ્ત. પા ૨૧

૨ મૂળમાં ગંધર્વ અને નાટય છે ટીકાકારના જણાવ્યા મુજબ ગંધર્વ એટલે નૃત્યયુક્ત ગીત અને નાટય એટલે માત્ર નૃત્ય

તથા માફ કર્યાં ત્યારબાદ વામણો લઈને તે ભગવાન મહાવીર પાસે આવ્યા અને તેમને નમન કરીને, તેમની પાસેથી ઉચ્ચ-નીચ-મધ્યમ કુળોમા વિધિપૂર્વક ભિક્ષા માટે જવાની પરવાનગી માગી પરવાનગી મળતા, તે શારીરિક કે માનસિક ઉતાવળ છોડી દઈને અસભ્રાત ચિત્તે, તથા ધૂસરા જેટલે દૂરથી આગળની જમીન જોતા જોતા ભિક્ષા લેવા વાણિજ્ય-ગ્રામ નગરમા દાખલ થયા

ગજમાર્ગમા ફરતા ફરતા તેમણે એક જગાએ અનેક હાથી-ઘોડા-મનુષ્યો વગેરેનો સમુદાય જોયો હાથીઓને બખ્તરો બાધવામા આ યા હતા, તેમના તગ કસવામા આવ્યા હતા, તેમની બને બાજુ ઘટાઓ બાધવામા આવી હતી, તેમના કઠમા વિવિધ મણિઓ અને રત્નોની માળાઓ પહેરાવેલી હતી, બીજી રીતે પણ તેમને રગ-રોગાનથી સારી પેઠે શણગારવામા આવેલા હતા તેમના ઉપર ધ્વજાઓ અને પતાકાઓ ફરકી રહી હતી, તેમને પાચ પાચ મુગટ પહેરાવવામા આવ્યા હતા, તેમના ઉપર તેમના માવતો બેઠેલા હતા તથા વિવિધ શસ્ત્રાસ્ત્રો ગોઠવેલા હતા ઘોડાઓ પણ એ પ્રમાણે બખ્તર, શસ્ત્રાસ્ત્ર વગેરેથી સુસજ્જિત હતા તેમના મુખોમા લગામો લગાવેલી હતી, તેમની કટી ચામર તથા દર્પણોથી સુશોભિત હતી, અને તેમના ઉપર તેમના સવારો આરૂઢ થયા હતા પુરુષો પણ કવચધારી, ચાપ ચઢાવેલા ધનુષ્યયુક્ત તથા કઠમાળાઓયુક્ત હતા તેમણે તખતીઓ-વાળા પટાઓ પહેરેલા હતા

તે પુરુષોની વચ્ચે તેમણે એક દુર્ભાગી પુરુષને જોયો તેને મુસ્કેટાટ બાધવામા આવ્યો હતો, તેના નાક, કાન કાપી

નાખવામાં આવ્યા હતા તો શરીરે તેલ ચોપડવામાં આવ્યું હતું, વધ્ય માણસને પહેરાવવામાં આવતાં બે વસ્ત્ર તેને પહેરાવવામાં આવ્યાં હતાં, તેને ગળે કરેણના જેવી લાલ (કરેણના) ફૂલની માળા હતી તથા તેને શરીરે ગેરુનો રંગ ચોપડવામાં આવ્યો હતો. તે મારી પેઠે ગભરાઈ ગયો હતો, તથા પાસે આવેલા મૃત્યુથી બીતો હતો. તેના માંસના તલ તલ જેવા ટુકડા કરી, તેને પોતાને ખવરાવવામાં આવતા હતા તથા ચાબુકોના સેંકડો પ્રહાર કરવામાં આવતા હતા. તેની આસપાસ હજારો માણસો ટોળે મળ્યાં હતાં તથા દરેક ચકલામાં ફૂટેલું નગારું વગાડી તેને વિષે આ પ્રમાણે ઘોષણા કરવામાં આવતી હતી : 'હે દેવાનુપ્રિયો! આ ઉજ્ઝિતકને કોઈ રાજા કે રાજપુત્ર મારતા નથી પણ તેનાં પોતાનાં પાપ તેને મારે છે!'

તેને જોઈ, ભગવાન ગૌતમને વિચાર આવ્યો કે જરૂર આ છોકરો પોતાના પૂર્વે કરેલા જૂના કોઈ અતિશય પાપી તથા અશુભ કર્મોનું માઠું ફળ ભોગવી રહ્યો છે. ત્યારબાદ વાણિજ્યગ્રામમાં ઊંચાં-નીચાં કુળોમાં ફરી પોતાને જોઈતી ભિક્ષા એકઠી કરી, તે ભગવાન મહાવીર પાસે પાછા આવ્યા. ત્યાં આવ્યા બાદ તેમણે જવાઆવવામાં થયેલા દોષોનું તથા ભિક્ષા લેતાં લાગેલા દોષોનું ચિંતન તથા કબૂલાત ભગવાન આગળ કરી લીધાં, અને લાવેલાં અન્નપાન ભગવાનને બતાવ્યાં. ત્યારબાદ તેમણે પોતાને ઊભો થયેલો પ્રશ્ન તેમને કહી બતાવ્યો : 'હે ભગવન્! એ છોકરો પૂર્વજન્મમાં કોણ હતો, તેનું નામ શું હતું, તેનું ગોત્ર શું હતું તથા તે જન્મમાં એવું તો તેણે શું આચર્યું હતું, કે જેને કારણે આ જન્મમાં તે સાક્ષાત્ નરકની જ વેદના ભોગવે છે?

ભગવાને કહ્યુ 'હે ગૌતમ ! જૂનાકાળમા આ જ ભારતવર્ષમા હસ્તિનાપુર નામે નગર હતુ તે નગરમા સુનંદ નામે રાજા રાજ્ય કરતો હતો હસ્તિનાપુરની વચ્ચોવચ્ચ સેંકડો થાભલાઓ ઉપર ઊભો કરેલો એક ગોમડપ હતો તેમા શહેરના સનાથ કે અનાથ એવા સેંકડા ગાય–સાઢ–બળદ–પાડીઓ વગેરે પ્રાણીઓ નિર્ભયપણે તથા કશી ફિકર-ચિંતા વિના સુખે પડી રહેતા હતા ત્યા તેમને ઘાસ–પાણી પણ પુષ્કળ મળતા હતા

તે નગરમા ભીમ નામનો ચોધરી (કૂટગ્રાહ) રહેતો હતો તે ફાંસા નાખી જાનવરો પકડવાનો ધંધો કરતો હતો તે બહુ દુષ્ટ ક્રૂર તથા અધાર્મિક હતો તેને ઉત્પલા નામની સ્ત્રી હતી એક વાર તે ગર્ભિણી થઈ ત્રણ માસ પૂરા થતા તેને એવો દોહદ થયો કે, ' તે સ્ત્રીઓને ધન્ય છે જેઓ ગાય, બળદ, પાડી આખલા વગેરેના બાવલા, આચળ, વૃષણ, પૂછડા, ખૂધ ખભા, કાન આંખો, નસકોરા, જીભ, હોઠ, ગોદડી[1] વગેરે અવયવો રાંધીને, તળીને ભૂંજીને, સૂકવીને તથા મીઠુ ચડાવીને, સુરા, મધ, તાડી,[2] જાતિમદ્ય,[3] સિધુ[4], પ્રસન્ના[5] વગેરે સાથે ખાઈ–ખવરાવીને પોતાનો દોહદ પૂરો કરે છે હુ પણ તેમ કરુ તો કેવુ ! '

૧ ગળે લટકતી લાડી ચામડી

૨ મૂળ મેરક છે ટીકાકાર તેનો 'तालफलनिष्पन्नमधु ' અર્થ કરે છે

૩ જાતિ (જાઈ) નાં ફૂલ જેવા રંગનુ

૪ ગોળની રાબમાથી બનાવેલ દારૂ

૫ દ્રાક્ષાદિનો દારૂ

પરંતુ પોતાનો દોહદ પૂરો ન થવાથી તે સુકાવા લાગી તથા ફીકી પડવા લાગી તેનું મો ઉદાસ-દીન બની ગયું, તેનું મુખકમળ નીચું નમી ગયું, તેણે પોતાને ઉચિત પુષ્પ-વસ્ત્ર-ગંધ-માલ્ય-અલંકાર તથા હાર વગેરેનો ઉપયોગ કરવો છોડી દીધો, તેની કાંતિ હાથમાં મસળી નાખેલી કમળમાળાની જેમ ચીમળાઈ ગઈ, તેની આગમાર બુદ્ધિ ચાલી ગઈ તથા તે હાથ ઉપર માથું ટેકવી ચિંતાતુર બેસી રહેવા લાગી

પેલા ભીમે પોતાની સ્ત્રીની આ દશા જોઈને તેને તેમ થવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે પોતાનો દોહદ તેને કહી સંભળાવ્યો

તે સાંભળી ભીમે તેને કહ્યું, 'હે દેવાનુપ્રિયે ' તું આને માટે ચિંતા શા કરે છે ? હમણાં જ તારો દોહદ પૂરો કરું છું આ પ્રમાણે મનગમતા વચનોથી ભીમે તેને આશ્વાસન આપ્યું

ત્યારબાદ ભીમ મધરાતે ઊઠ્યો તથા બીજા કોઈને સાથે લીધા વિના, પોતાનાં આયુધાદિ સજી, ઘર બહાર નીકળ્યો અને નગરની મધ્યમાં આવેલા પેલા ગોમંડપમાં જઈ, ત્યાં બેઠેલાં ગાય વગેરે પશુઓના સપ્રમાણ અવયવો કાપી લાવ્યો પછી તેની સ્ત્રીએ તે અવયવો રાંધી-સેકીને, દારૂ મદ્ય વગેરે સાથે પોતાનો દોહદ પૂરો કર્યો ત્યારબાદ તે પોતાનો ગર્ભ સુખથી ધારણ કરવા લાગી

નવ માસ પૂરા થતાં ઉત્પલાએ એક પુત્રને જન્મ આપ્યો. તેણે જન્મતાંવેત એવી તો મોટી ભયંકર ચીસ પાડી કે નગરમાં કેટલાય ગાય-બળદ વગેરે જાનવરો નાસ

પામી આમથી તેમ દોડાદોડ કરવા લાગ્યા તેના માતપિતાએ તે ઉપરથી તેનું નામ 'ગોત્રાસ' પાડ્યું

ધીમે ધીમે તે ગોત્રાસ મોટો થયો વખત જતા તેનો બાપ ભીમો ગુજરી ગયો તેની પાછળ ગોત્રાસે રડતા રડતા સર્વ પ્રકારની ઉત્તરક્રિયા કરી

એક વખત સુનન્દ રાજાએ ગોત્રાસને જોઈ, તેને પોતાનો 'કૂટગ્રાહ'[1] બનાવ્યો તે પણ બાપ જેવો ક્રૂર તથા અધર્મી થયો વારેવારે તે મધરાતે ઘેરથી નીકળી, પેલા ગોમંડપમાં જઈ ત્યાં બેઠેલા જાનવરોના અવયવો કાપી લાવતો અને દારૂ વગેરે સાથે ખાઈને મજા કરતો

આમ પાચસો વર્ષનું પોતાનું દીર્ઘ આયુષ્ય પૂરું થતા સુધી આવા આવા દુષ્ટ કૃત્યો વડે બહુ જ પાપકર્મ ભેગું કરી, તે અંતે દુઃખે તરફડતો મરણ પામ્યો, અને બીજા નરકમાં નારકી તરીકે ઉત્પન્ન થયો ત્યાં વધારેમાં વધારે ત્રણ સાગરોપમ વર્ષનું આયુષ્ય હોય છે

પેલા વિજયમિત્ર શેઠની સ્ત્રી સુભદ્રાને મરેલાં છોકરા જ જન્મતા હતા[2] (તેના બાળકો જન્મતાવેંત મરી જતા હતાં) હવે પેલો ગોત્રાસનો જીવ બીજા નરકમાંથી આવીને વાણિજ્યગ્રામ નગરમાં વિજયમિત્ર શેઠની સુભદ્રા શેઠાણીના ગર્ભમાં આવ્યો નવ માસ પૂરા થતા શેઠાણીએ પુત્રને જન્મ આપ્યો જન્મતાવેંત તેને અપવિત્ર ઉકરડા ઉપર મૂકી દેવામાં આવ્યો, અને પછી પાછો આણવામાં આવ્યો ત્યારબાદ શેઠાણી તેને કાળજીથી ઉછેરવા લાગ્યા

---

1 ફાંદા નાખી જાનવરો પકડનાર

2. મૂળના શબ્દોમાં તે 'जातनिद्दुता' હતી

તો તે ગણિકામાં જ મોહિત તથા આસક્ત થઈ ગયો હતો, તેથી તેને બીજે કયાંય સ્મૃતિ, રતિ, કે ધૃતિ પ્રાપ્ત થઈ શકયાં નહિ. તેનું ચિત્ત તેની વૃત્તિ,[1] તેની પ્રવૃત્તિ, તેના પ્રયત્નો તેની ઇંદ્રિયો અને તેની ભાવના કામધ્વજામાં જ ગૂંથાઈ ગયેલાં હતાં. તેથી તે ચોરીછૂપીથી કામધ્વજાના ઘરમાં પેસવાની તક ગોધતો વિચરવા લાગ્યો.

એક વખત તેવી તક મળતાં તે છાનોમાનો કામધ્વજાના ઘરમાં પેસી ગયો અને તેની સાથે કામભોગ ભોગવવા લાગ્યો. એટલામાં મિત્રરાજા નાહી ધોઈ, પરનારી[2] સર્વ અલંકારોથી વિભૂષિત થઈ નોકર–ચાકરથી વીંટળાઈ, કામધ્વજાને ત્યાં આવી પહોંચ્યો. પરંતુ પેલા ઉજ્ઝિતકને કામધ્વજા સાથે વિહાર કરતો જોઈ તે એકદમ ગુસ્સે થઈ ગયો, અને કપાળે ભવાં ચડાવી[3] તેણે પોતાના નોકરોને ઉજ્ઝિતકને પકડવાનો હુકમ આપ્યો. ત્યારબાદ ધપ્પા મુક્કા તથા ઢીંચણ, કોણી વગેરેનો માર મરાવી તેનાં હાડકાં–પાંસળાં તેણે ત્યાં ને ત્યાં ભગાવી નાખ્યાં પછી તેને મુશ્કેટાટ બંધાવી, ગામમાં ફેરવી તેનો વધ કરવાનો તેણે હુકમ આપ્યો.

આ સાંભળી ગૌતમે પૂછ્યું, 'હે ભગવન્! આ ઉજ્ઝિતક અહીંથી મરીને કયાં જશે તથા કયાં ઉત્પન્ન થશે?

---

૧ લેશ્યા.

૨ દેવતાઓને બલિ અર્પી કૌતુક–મંગલ કરી ખરાબ સ્વપ્ન વગેરેના દોષનિવારણ અર્થે પ્રાયશ્ચિત્તાદિ કરી – એટલી વિગતો સમજવી.

૩ મૂળમાં કપાળે ત્રણ રેખાઓ પાડી એમ છે.

મહા૦ — હે ગૌતમ! આજે જ પોતાનું ૨૫ વર્ષનું આયુષ્ય પૂરું કરી, દિવસનો ત્રીજો ભાગ બાકી રહેશે ત્યારે શૂળીએ ચડી, તે મરણ પામશે અને રત્નપ્રભા પૃથ્વીમાં નારકી તરીકે ઉત્પન્ન થશે. ત્યાંથી ચ્યવી તે જંબુદ્વીપના ભારતવર્ષમાં આવેલા વૈતાઢ્ય પર્વતની તળેટીમાં વાનર તરીકે ઉત્પન્ન થશે. જુવાનીમાં આવતાં તે પોતાના પશુભોગોમાં અસંત આસક્ત થશે, અને પોતાના ટોળામાં જેટલા જેટલા નર બચ્ચાં ઉત્પન્ન થશે તે બધાને [હરીફબુદ્ધિથી] મારી નાખશે. એમ કરતાં કરતાં આયુષ્ય પૂરું થતાં તે જંબુદ્વીપના ભારતવર્ષમાં આવેલા ઇંદ્રપુર નગરની ગણિકાઓના કુળમાં પુત્ર તરીકે જન્મશે. તેનાં માતપિતા જન્મતાંવેંત તેની પુરુષઇંદ્રિય કાપી નાખશે, અને પછી તેને નપુંસક તરીકે ઉછેરશે. બારમે દિવસે તેનું નામ 'પ્રિયસેન નપુંસક' પાડવામાં આવશે. ઉંમરે આવતાં તથા બધી નપુંસક-કળાઓ શીખી રહેતાં તે યુવાની અને રૂપની બાબતમાં ઉત્તમ બનશે. પછી તે પ્રિયસેન તે નગરના માંડલિકો, યુવરાજો, જાગીરદારો, કુટુંબીઓ, શેઠો, વેપારીઓ વગેરેને બહુ વિદ્યાઓના પ્રયોગોથી, મંત્રો, ચૂર્ણોથી કે વશીકરણ પ્રયોગોથી[1] વશ કરીને ખૂબ પૈસા પડાવશે અને મોજ-શોખ કરશે. એ રીતે ઘણું પાપકર્મ બાંધીને ૨૧૦૦ વર્ષનું લાંબું આયુષ્ય પૂરું કરી, તે પ્રિયસેન રત્નપ્રભા પૃથ્વીમાં

૧. મૂળમાં વિગતો આ પ્રમાણે છે: હૃદયોડ્ડાયન એટલે કે હિપનોટિઝમ કરવું. નિહ્નવન એટલે કે ઠગાયા લૂટાયા છતાં સામો માણસ વાત બહાર ન પાડી શકે તેવો તેને આણી નાખવો. પ્રસ્નવણ એટલે કે સામો માણસ પલળી જઈને વશ થાય તેવી વિદ્યા તથા તેવા બીજા પણ અભિયોગિક ઉપાયો.

નારકી જીવ તરીકે ઉત્પન્ન થશે ત્યાંથી ચ્યવી તે પેટે ચાલનાર સાપ થશે એમ બધુ (પાન ૧૬) ઉપર જણાવ્યા પ્રમાણે (પાન ૧૭ સુધી) અનુભવીને અંતે તે જબુદ્રીપના ભારતવર્ષમા આવેલી ચપા નગરીમા ફરી પાડો થશે ત્યા ગુસ્સે થયેલા ગોવાળો તેને મારી નાખશે પછી તે ચપા નગરીમા નગર શેઠના ઘરમા પુત્ર તરીકે ઉત્પન્ન થશે યુવાનીમા આવતાં તે સાધુસતો પાસેથી ઉપદેશ સાભળી સાધુ થશે અને સાધુપણુ બરાબર પાળી, સૌધર્મકલ્પમા દેવ તરીકે જન્મશે ત્યાથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા ઉત્તમ કુળમા જન્મી, ફરી સાધુપણું પાળી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થઈ, તથા સર્વ દુ ખોનો અંત લાવશે

## ૩

## અભગ્નસેનની કથા

જૂના કાળમાં પુરિમતાલ નામે નગરમાં મહાબલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરના ઈશાન ખૂણામાં સરહદ ઉપર એક ઝાડી હતી. તે ઝાડીમાં 'શાલાટવી' નામનો ચોરોનો એક અડ્ડો હતો. તે અડ્ડો પર્વતના વિષમ ભાગમાં આવેલો હતો. તેની આસપાસ વાંસની ગીચ ઝાડી હતી. તૂટી પડેલી મોટી મોટી ભેખડો વડે જ તેની આસપાસ વિષમ ખાઈ બની ગઈ હતી. તેની અંદર પાણીની પૂરતી સગવડ હતી, પણ તેની આજુબાજુ ક્યાંય પાણીનું નામ-નિશાન પણ નહોતું. તેમાં નાસભાગ કરવાની બારીઓ અનેક હતી. તેની અંદર અમુક પરિચિત લોકો જ જા-આવ કરી શકતા હતા, તથા આ બધાં કારણોથી ગમે તેટલું મોટું લશ્કર તેની આસ-પાસ ધમપછાડા કર્યા કરે તો પણ તેનું કંઈ વળે તેમ નહોતું.

તે શાલાટવીમાં વિજય નામે ચોરોનો સેનાપતિ રહેતો હતો. તે બહુ અધર્મી, કુશીલ તથા અનાચારી હતો, અને અધર્મી કૃત્યો વડે જ આજીવિકા ચલાવતો હતો. અનેક લોકો તથા પ્રાણીઓને હણવા-છેદવા-ભેદવા-કાપવા વડે તેના હાથ લોહીથી ખરડાયેલા જ રહેતા હતા, તથા ચારે તરફના નગરોમાં તેની હાક વાગી ગઈ હતી. તે બહુ શૂરવીર, દૃઢ પ્રહારી, સાહસિક, શબ્દવેધી, તથા તલવાર ચલાવવામાં એક્કો

હતો. તેના હાથ નીચે બીજા પાંચસો ચોરો તે શાલાટવીમાં રહેતા હતા. તે ઉપરાંત પણ તે બીજા અનેક ચોર, પરસ્ત્રીગામી, ખીસાકાતરુ, ખાતરપાડુ, જુગારી–વ્યસની[1] તેમ જ હાથ–કાન–નાક કાપી દેશપાર કરેલા અનેક લોકોના આશ્રમ સ્થાનરૂપ હતો. તે વિજય ગામ–નગર ભાંગીને, ઢોર હાંકી જઈને, લોકોને કેદ પકડી જઈને, પોઠ–વણજારો લૂંટીને, મુસાફરોને હેરાન કરીને, કે ખાતર પાડીને પુરિમતાલ નગરના ઈશાન ખૂણા તરફના ભાગોને રંજાડતો હતો, ગભરાવતો હતો તથા ઉજાડતો હતો. અનેકોને તેણે ઘરબાર વિનાના કે ધન–ધાન્ય વિનાના કરી મૂક્યા હતા. મહાબલ રાજાની મહેસૂલ પણ તે ઘણીવાર લૂંટી લેતો હતો. તે વિજયને સ્કન્દશ્રી નામની પત્ની તથા અભગ્નસેન નામનો પુત્ર હતા.

એક વખત મહાવીર ભગવાન ફરતા ફરતા પુરિમતાલમાં આવી પહોંચ્યા. તેમને આવેલા જાણી રાજા તેમ જ નગરજનો લોકાળંધ તેમને દર્શને આવ્યા. મહાવીરે પણ તેમને સદુપદેશ આપ્યો. ત્યારબાદ સૌ વીખરાઈ ગયા. પછી ભિક્ષાનો વખત થતાં ભગવાનના પટ્ટશિષ્ય ગૌતમ પુરિમતાલ નગરમાં આવ્યા. રાજમાર્ગમાં તેમણે ઘોડેસ્વારો વગેરેની વચમાં એક પુરુષને જોયો. તેને ચાબુક વગેરેથી સખત મારવામાં આવતો હતો, તથા ફૂટવા નગારા વડે તેની જાહેરાત કરવામાં આવતી હતી. પહેલું ચકલું આવતાં રાજપુરુષોએ

---

[1] મૂળમાં ખંડપટ્ટ શબ્દ છે. તેનો શબ્દાર્થ ચીથરેહાલ થાય. જુગાર વગેરેના વ્યસનોથી જેમને પહેરવાના પણ કપડાં પૂરતાં નથી તેવા.

તે પુરુષના આઠ નાના કાકાઓને તેના દેખતા કાપી નાખ્યા, પછી તે પુરુષને સારી પેઠે માર્યો બાદ તે કાકાઓના ગાઈ ગાઈ જેટલા ટુકડા તેને ખવરાવ્યા, અને તેમનુ લોહી તેને પિવરાવ્યુ પછી બીજુ ચકલુ આવતા તેની આઠ નાની કાકીઓને કાપી નાખી પછી તેને ખૂબ મારીને, તે કાકીઓના ટુકડા ખવરાવ્યા અને તેમનુ લોહી તેને પિવરાવ્યુ એ પ્રમાણે ત્રીજા ચકલામા તેના મોટા આઠ કાકાઓને, ચોથા ચકલામા તેની મોટી આઠ કાકીઓને, પાચમા ચકલામા પુત્રોને, છઠ્ઠામા તેમની વહુઓને, સાતમામા જમાઈઓને, આઠમામા દીકરીઓને, નવમામા પૌત્રોને દશમામા પૌત્રીઓને અગિયારમામા પૌત્રીઓના પતિઓને, બારમામા પૌત્રોની વહુઓને, તેરમામા ફુઆઓને, ચૌદમામા ભાઈઓને, પદરમામાં માસાઓને, સોળમામા માસીઓને, સત્તરમામા મામીઓને, અને અઢારમામા બાકીના મિત્રો, નાતીલાઓ, સ્વજનો (મામાના પુત્રો ઇ૦), સબધીઓ (સસરા, સાળા ઇ૦) અને પરિજનો (દાસ-દાસીઓ વગેરે)ને કાપીકાપીને તેમનુ માસ તથા લોહી તેને મારી મારીને ખવરાવવા-પિવરાવવામા આવ્યા

આ બધુ જોઈને ગૌતમે વિચાર્યું કે, આ માણસે ખરેખર પૂર્વે ઘણા ભારે પાપકર્મો કર્યાં હોવા જોઈએ ઉતારે પાછા આવી, તેમણે ભગવાનને પોતાની શકા જણાવીને પૂછ્યુ 'હે ભગવાન્ ! આ પુરુષ પૂર્વ જન્મમા કોણ હતો, તથા તેણે કેવા કર્મો કર્યા હતા કે જેમનુ તેને આવુ કારમુ ફળ ભોગવવુ પડે છે?

ત્યારે ભગવાને કહ્યું કે ગૌતમ ! પહેલા આ પુરિમતાલ નગરમાં ઉદિત નામે રાજા રાજ્ય કરતો હતો તે વખતે તે નગરમાં નિર્ણય નામે ઈંડાનો વેપારી વસતો હતો તે મહા અધર્મી તથા ક્રૂર હતો તેના કેટલાય નોકરચાકરો રોજ વાંસી, કોદાળી કરંડિયા વગેરે સાધનો લઈને ગામ બહાર જતા, અને કાગડી ઘૂવડી કબૂતરી ટિટોડી, બગલી, ઢેલ, કૂકડી વગેરેના તેમજ બીજા પણ અનેક જલચર, સ્થલચર, ખેચર વગેરે પ્રાણીઓના ઈંડા ભેગા કરી લાવતા પછી પેલા નિર્ણયના ગુમાસ્તાઓ તે ઈંડાને તવાઓ કડાઈઓ, તાવડાઓ, કનાડા, અને અંગારા ઉપર તળતા, ભૂંજતા કે સેકતા અને પછી તેમને રાજમાર્ગ ઉપર આવેલા બજારમાં વેચતા, અને કમાણી કરતા નિર્ણય પોતે પણ તે બધા તળેલા-સેકેલા-બાફેલા ઈંડા ખૂબ ખાતો, અને દારૂ પી મજા કરતો એ પ્રમાણે તે નિર્ણય હજાર વર્ષનું પોતાનું આયુષ પૂરું કરી, બહુ જ પાપકર્મ બાંધીને મરણ પામ્યો, અને ત્રીજી નરકભૂમિમાં નારકી જીવ તરીકે ઉત્પન્ન થયો ત્યાં વધારેમાં વધારે આયુષ્ય સાત સાગરોપમ વર્ષનું હોય છે

ત્યાંથી આવી તે શાલાટવીમાં વિજય નામના ચોરોના સેનાપતિને ત્યાં, તેની સ્કંદશ્રી પત્નીના ગર્ભમાં પુત્ર તરીકે ઉત્પન્ન થયો ત્રણ માસ પૂરા થતાં તે સ્કંદશ્રીને એવો દોહદ ઉત્પન્ન થયો કે, 'તે માતાઓને ધન્ય છે, જેઓ પોતાના મિત્ર-નાતીલા-સ્વજન-સંબંધી-પરિજન વગેરેની સ્ત્રીઓ તેમ જ બીજી પણ સ્ત્રીઓથી વીંટળાઈને, નાહી-ધોઈ, વસ્ત્રાલંકારથી વિભૂષિત થઈ ખૂબ ખાન-પાનથી ઉજાણી કરે છે અને ત્યારબાદ પુરુષનાદિ પરવારી, પુરુષના વસ્ત્રો પહેરી, કવચ

બાવી, ધનુષ્ય ચઢાવી,[૧] ગળે હાર પહેરી, પટો બાન્ધી, જુદા જુદા શસ્ત્રાસ્ત્રો ધારણ કરી, ઢાલ ભરવી, તલવાર ખેચી, ખભે ભાથુ લટકાવી, ધનુષ્ય ઉપર બાણ ખેચી, પાશ (ગોફણ કે ફાસી) વીંઝી, જાઘ સુધી લટકાવેલા ઘટ વગાડતા વગાડતા, રણશીગાના અવાજ વચ્ચે, આનદની કિલકારીઓ, તથા સિંહનાદોથી આકાશને સમુદ્રની ગર્જનાઓની પેઠે ભરી મૂકી, આખા નગરમા બધુ જોતા જોતા પગે ચાલતી ફરે છે, અને પોતાનો દોહદ પૂરો કરે છે હુ પણ મારો દોહદ તે રીતે પૂરો કરુ તો કેવુ સારુ''

ઘણા વખત સુધી પોતાનો દોહદ પૂરો ન થવાને કારણે ત્રકદથી સુકાઈ ગઈ, તથા તેની કાતિ ફીકી પડી ગઈ પછી વિજયના જાણવામા તે વાત આવતા તેણે બધી સગવડ કરી આપીને તેનો દોહદ યથેષ્ટ પૂરો કર્યો, એટલે તે આનદથી પોતાના ગર્ભને વહન કરવા લાગી નવ માસ પૂરા થતા તેણે એક પુત્રને જન્મ આપ્યો વિજયે તે નિમિત્તે દશ રાત્રી પહોચનારો જન્મમહોત્સવ ભારે ધામધૂમથી ઊજવ્યો, અને અગિયારમે દિવસે બધા સગાવહાલાને આમત્રી, તેમને યથેષ્ટ જમાડી-તૃપ્ત કરી, તે બધાની સમક્ષ તે પુત્રનુ તેની માતાના દોહદ ઉપરથી અભગ્નસેન' એવુ નામ પાડ્યુ પછી તે અભગ્નસેન જુદાજુદા કામ માટેની પાચ જુદીજુદી ધાત્રીઓ વગેરે દ્વારા કાળજીપૂર્વક ઉછેરાતો[૨], કદરામા વધતા ચપાના

---

૧ કે ધનુષ્ય વાપરતા પહેલા પહેરવાના મોજા પહેરી કે ધનુષ્ય લટકાવવાનો પટો પહેરી

૨ જન્મમહોત્સવ, ધાત્રીવ્યવસ્થા વગેરે બાબતોના વિગતવાર વર્ણન માટે જુઓ આ માળાનુ ધર્મકથાઓ પુસ્તક પા ૧૨૧૪

વૃક્ષની જેમ મોટો થવા લાગ્યો. યોગ્ય સમય થતાં તેને સરખી ઉમરની, તથા સરખા રૂપ લાવણ્યયૌવનવાળી આઠ કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો. તે સમયે તેનાં માતપિતાએ તેને પુષ્કળ હિરણ્ય-સુવર્ણ, વાહન, દાસ દાસી વગેરે પ્રીતિદાનમાં આપ્યાં. તે પ્રીતિદાન પેઢીઓ સુધી ખૂટે તેમ નહોતું. ત્યાર બાદ અભગ્નસેન તે સ્ત્રીઓ સાથે ગાનતાન અને વિલાસમાં રહે છે તથા મનુષ્યભોગ્ય સર્વ પ્રકારનાં સુખો આનંદથી ભોગવે છે.

કાળક્રમે વિજયચોરનું મૃત્યુ થતાં બધા ચોરોએ અભગ્નસેનને જ પોતાનો સેનાપતિ ચૂંટયો. ત્યાર બાદ અભગ્નસેન પણ પોતાના પિતાની માફક ગામનગર ભાગતો, તથા લોકોને રંજાડતો ખૂનામરકી અને લૂંટફાટથી પુષ્કળ ધન ભેગું કરતો વિચરવા લાગ્યો.

એક વખત તેના ત્રાસથી નાસેલા લોકો ભેગા થઈ, તથા મોટું નજરાણું લઈ મહાબલ રાજા પાસે ગયા અને તેની આગળ અભગ્નસેનના ઉપદ્રવોની વાત કહેતાં અરજ કરવા લાગ્યા કે, હે સ્વામી! આપના બાહુઓની છાયામાં અમે નિર્ભયપણે ઉદ્વેગરહિત થઈને સુખે રમીએ તેમ કરો.

અભગ્નસેનના અત્યાચારોની વાત સાંભળી, મહાબલ રાજા ખૂબ ગુસ્સે થયો અને તેણે તરત પોતાના સેનાપતિને બોલાવ્યો અને તેને હુકમ કર્યો કે તમે તરત જ જઈ ચોરોની શાલાટવી ઘેરી લો, અને અભગ્નસેનને જીવતો પકડી મારી સામે રજૂ કરો.

સેનાપતિ આ સાંભળી, પોતાનું લશ્કર તૈયાર કરી, શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થઈ, ડંકા બજાવતો શાલાટવી તરફ

જવા નીકળ્યો આ બાજુ જાસૂસોએ રાજસેનાપતિ શાનાટવી તરફ આવવા નીકળ્યાના સમાચાર અભગનસેનને પહોંચાડી દીધા

એ સમાચાર સાંભળી, અભગનસેને પોતાના પાંચસો ચોરોને બોલાવી મંગાવ્યા અને તેમને સઘળી વાત કહી સંભળાવીને સૂચવ્યુ કે, સેનાપતિ આપણી શાનાટવીની નજીક આવી પહોંચે ત્યાર પહેલા જ અધવચ તેને રોકવો એ ઠીક પડશે પેલા ચોરોએ પણ એ યોજનાને અનુમોદન આપ્યું પછી બધા સારી પેરે ખાઈ-પી તથા દારૂ પીને, ભીના ચામડા શરીરે પહેરી, માથા મજી, તલવાર વગેરે સાથે લઈને પર્વત ઉપરથી નીકળ્યા અને એક વિષમ ઝાડીમા પડાવ નાખીને સેનાપતિના આવવાની રાહ જોતા સતાઈને ઊભા ત્યા સેનાપતિ આવતા જ બધાએ અણધાર્યો હુમલો કર્યો, અને તેના લશ્કરને વેરણ છેરણ કરી નાખી સેનાપતિને ભગાડી મૂક્યો

પેલો સેનાપતિ વીલે મોઢે તથા ઘવાયેલે શરીરે મહામન ગલત પામે આવ્યો અને કહેવા લાગ્યો કે “હે સ્વામી! ચોરસેનાપતિ અભગનસેન એવી વિષમ જગાએ ખાનપાનની સંપૂર્ણ તૈયારી સાથે પડાવ નાખીને પડેલો છે કે તેને ગમે તેવા મોટા લશ્કરથી પણ હરાવીને પકડવો સહેલો નથી”

પછી રાજાએ સામ દામ અને ભેદથી અભગનસેનને નમાવવાની યોજનાઓ વિચારવા માંડી તેણે પ્રથમ તો અભગન સેનના જે મત્રી વગેરે ખાસ પરિચયના માણસો હતા કે તેના ચેલાઓ જેવા કે અંગરક્ષક જેવા હતા, તેમજ તેના જે મિત્ર નાતીલા—સગાસબધી વગેરે હતા તે બધાને પુષ્કળ ધન સુવર્ણ રત્ન વગેરે અમૂલ્ય વસ્તુઓ આપી આપીને ફોડવા માડયા તેમજ અભગનસેનને પણ વારવાર કીમતી કે અમૂલ્ય, તથા

રાજાને યોગ્ય નજરાણાં મોકલી મોકલીને વિશ્વાસ ઉપજાવવા માંડ્યો.

ત્યાર પછી રાજાએ પુરિમતાલ નગરમાં છૂપાં બારી-બારણાં તથા ઓરડાઓ-ભોંયરાઓવાળું એક મોટું, સેંકડો થાંભલાઓવાળું સુંદર મકાન તૈયાર કરાવ્યું. તે મકાન તૈયાર થઈ ગયા બાદ તેણે પોતાના નગરમાં દસ રાતનો એક મોટો ઉત્સવ જાહેર કર્યો. તે દરમ્યાન રાજાના મહેસૂલવેરા તેમ જ કરવેરા, જકાતી-જપ્તીઓ કે દંડ-વસૂલાતોની મનાઈ કરવામાં આવી હતી. આખી પ્રજાના સર્વ પ્રકારના દેવા રાજ્ય તરફથી ભરપાઈ કરી દેવામાં આવ્યા હતા. તે ઉત્સવમાં મૃદંગો સતત વાગ્યા જ કરવાના હતા. ફૂલોની માળાઓ કરમાવાની જ નહોતી[1]. ગણિકાઓ અને નટો ખેલ કર્યા જ કરવાનાં હતા. પ્રેક્ષકો ખાલી થવાના જ નહોતા; તથા આનંદમાં ઘેલા થયેલા લોકો વડે તેની શોભા અનેરી થવાની હતી.

પછી મહાબલરાજાએ પોતાના કૌટુંબિક પુરુષોને[2] બોલાવીને કહ્યું કે, "હે દેવાનુપ્રિયો! તમે શાલાટવીમાં અભગ્નસેન પાસે જાઓ, અને તેને હાથ જોડી આ પ્રમાણે નિવેદન કરો કે, 'હે દેવાનુપ્રિય! મહાબલરાજાએ પોતાના નગરમાં આ પ્રકારનો દસ રાતનો મહાન ઉત્સવ જાહેર કર્યો છે; તો તમારા માટે પુષ્પ-વસ્ત્ર-ગંધ-માલ્ય-અલંકાર વગેરે

---

૧. અર્થાત્ સતત નવી માળાઓ આપ્યા કરવાની હતી.

૨. 'કુટુંબના' એવો અર્થ લેવાને બદલે 'તહેનાતના' એવો અર્થ લેવો જોઈએ.

સામગ્રી તેમ જ ખાનપાન અમે અહીં પહોંચતુ કરીએ કે, તમે પોતે જ નગરમા પધારશો'?"

પેલા કૌટુંબિક પુરુષો રાજાનો સદેશો લઈને લાબીલાબી મજલો ર્યા વિના સુખેથી પડાવ નાખતા તથા ભાથુ ખાતા શાલાટવીમા આવી પહોંચ્યા ત્યા જઈ તેમણે અભગ્નસેનને રાજાનો સદેશો કહી સભળાવ્યો તે સાભળી અભગ્નસેને જવાબમા કહ્યુ કે, 'હે દેવાનુપ્રિયો! હું જાતે જ નગરમા ખુશીથી આવીશ' ત્યાર બાદ તેણે પેલા કૌટુંબિક પુરુષોને સત્કારપૂર્વક વિદાય કર્યા

પછી અભગ્નસેન સ્નાનાદિ પરવારી, યોગ્ય અલકારોથી વિભૂષિત થઈ, રાજાના નગરમા આવ્યો રાજા પાસે જઈ, તેણે 'તમારો જય થાઓ' 'તમારો જય થાઓ'' એમ કહી તેનું અભિનદન કર્યું તથા ભારે કીમતી નજરાણુ ભેટ કર્યું રાજાએ પણ હર્ષપૂર્વક તે નજરાણાનો સ્વીકાર કર્યો તથા અભગ્નસેનનો સત્કાર કરી, તેને પેલા નવા બધાવેલા મહેલમા ઉતારો આપ્યો

ત્યાર બાદ રાજાએ પોતાના કૌટુંબિક પુરુષોને કહ્યુ કે, હે દેવાનુપ્રિયો! તમે તે મહેલમા પુષ્કળ ખાન પાન, દારૂ મદિરા, તથા પુષ્પ-વસ્ત્ર-ગધ-માલ્ય-અલકાર વગેરે સામગ્રી લઈ જાઓ, અને અભગ્નસેનને આપો અભગ્નસેન પણ પોતાના મિત્ર-નાતીલા-સગાસબધી વગેરે સાથે એ બધું ખાનપાન ભોગવતો આનદ કરવા લાગ્યો

પછી લાગ જોઈ, મહાબલ રાજાએ પુરિમતાલ નગરના દરવાજા એકદમ બધ કરાવી દીધા તથા અચાનક છાપો મારી અભગ્નસેનને જીવતો કેદ પકડી લીધો ત્યાર બાદ તેને

આ પ્રમાણે મારી મારીને તથા રિબાવી-રિબાવીને મારી નાખવાનો તેણે હુકમ કર્યો.

આ સાંભળી ગૌતમે પૂછ્યું : હે ભગવન્! આ અભગ્નસેન અહીંથી મરીને ક્યાં જશે?

ભગવાન : હે ગૌતમ! એ અભગ્નસેન પોતાનું સાડત્રીસ વર્ષનું આયુષ્ય પૂરું કરી, આજે શૂળી પર ચઢી દિવસના ત્રીજા ભાગનો બાકી હશે ત્યારે મૃત્યુ પામશે, અને રત્નપ્રભા પૃથ્વીમાં ઉત્પન્ન થશે. [ત્યાર બાદ મૃગાપુત્રની કથામાં વર્ણવ્યા મુજબ ફેરી લેશે] અને તે વાણારસી નગરીમાં ડુક્કર તરીકે ઉત્પન્ન થશે ત્યાં કસાઈઓને હાથે મરણ પામી તે તે જ નગરીમાં નગરશેઠને ઘેર પુત્ર તરીકે ઉત્પન્ન થશે. તે જન્મમાં તે સાધુમુનિનો પાસેથી ઉપદેશ સાંભળી સાધુ થશે અને સાધુપણું બરાબર પાળી સૌધર્મકલ્પમાં દેવ થશે. ત્યાંથી ચ્યવી તે મહાવિદેહક્ષેત્રમાં ફરી સાધુ બની અને સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થશે તથા સર્વ દુઃખોનો અંત લાવશે.

૪

## શકટની કથા

જૂના કાળમા સાભાજની નામે નગરી હતી તેમા મહાચંદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો તેને સુષેણ નામે અમાત્ય હતો. તે સામ-ભેદ-દંડ-નિગ્રહમા કુશળ હતો તે નગરીમા સુદર્શના નામની ગણિકા રહેતી હતી તે રૂપ-ગુણ યૌવનમા અનુપમ હતી તે જ નગરીમા સુભદ્ર નામે સંઘવી શેઠ રહેતો હતો તેને ભદ્રા નામની પત્ની હતી તથા શકટ નામે પુત્ર હતો

એક વખત મહાવીરસ્વામી ફરતા ફરતા તે નગરમા આવી પહોંચ્યા ભિક્ષાકાજે તેમના પટ્ટશિષ્ય ગૌતમમુનિ ભિક્ષા માટે રાજમાર્ગમા ફરતા હતા તેવામા તેમણે એક સ્ત્રી તથા એક પુરુષને મુશ્કેટાટ બાંધીને માર મારતા-મારતા વધસ્થાને લઈ જવાતા જોયા તે પુરુષનુ નાક કાપી નાખેલુ હતુ ઉતારે પાછા ફર્યા બાદ ગૌતમે મહાવીર ભગવાનને પૂછ્યુ કે, 'હે ભગવન્' તે પુરુષ કોણ છે? તથા પૂર્વજન્મમા તેણે શા પાપ કર્યાં હતા, જેથી તેની આ દશા થઈ છે?'

જવાબમા મહાવીર ભગવાને ગૌતમને નીચેની કથા કહી સભળાવી

'હે ગૌતમ' જબુદ્વીપના ભારતવર્ષમા પૂર્વે છગલપુર નામે નગર હતુ તેમા સિંહગિરિ નામે રાજા રાજ્ય કરતો

હતો તે નગરમાં પવિણુક નામનો ભરવાડ રહેતો હતો તે બહુ પૈસાદાર હતો તેના વાડામાં ગણ્યાગાંઠ્યા બકરા, ઘેટા, રોઝ આખલા, સમલા, મૃગલા, સિંહ, હરણ, મોર પાડા વગેરે જાનવરોના સેંકડોના તેમજ હજાર હજારના એમ અનેક ટોળા હતા તેના હજારો નોકરચાકરો તે બધા પ્રાણીઓની રક્ષા કરતા હતા તથા તેમને દાણોપાણી કરતા હતા બીજા કેટલાક નોકરો તે પ્રાણીઓને મારી કાપી તેમનુ માસ તૈયાર કરતા હતા અને બાકીના બીજા તેમને તવા કડા અંગાર વગેરે દ્વારા સેકતા તળતા કે ભૂજતા હતા એ રીતે સિદ્ધ થયેલુ માસ પછીથી રાજમાર્ગે વેચવામાં આવતુ હતુ પેલો ભરવાડ પણ તેમાથી જોઈતુ માસ યથેષ્ટ ખાતો હતો તથા દારૂ પીને આનંદ કરતો હતો

એ પ્રમાણે માતસો વર્ષનુ લાંબુ આયુષ્ય ભોગવી તથા ભારે પાપકર્મ બાધી તે ભરવાડ અંતે મરણ પામ્યો અને ચોથી નરકભૂમિમાં નારકી તરીકે ઉત્પન્ન થયો ત્યા વધારેમા વધારે આયુષ્ય દશ સાગરોપમ વર્ષોનુ હોય છે

હવે પેલા સુભદ્ર સાર્થવાહની ભાર્યા શેઠાણીને મરેલા છોકરા જ જન્મતા હતા યોગ્યકાળે પેલો પવિણુક ભરવાડનો જીવ ચોથા નરકમાથી ચ્યવીને સુભદ્રા શેઠાણીના ગર્ભમાં આવ્યો નવ માસ પૂરા થયા બાદ શેઠાણીએ એક પુત્રને જન્મ આપ્યો તે પુત્રને જન્મતાવેત તેના માતપિતાએ એક ગાડા નીચે છૂટો મૂકી દીધો, અને સારમા ત્યાથી ઉપાડી આણ્યો પછી તેઓ તેને કાળજીથી ઉછેરવા લાગ્યા તેનુ નામ પણ ગાડા ઉપરથી 'શકટ' પાડવામા આવ્યુ

વખત જતા સુભદ્ર શેઠ નાનાં ભરી વેપાર અર્થે લવણુ-સમુદ્રની પારના દેશોમા જવા નીકળ્યા પરંતુ રસ્તામા જ તેમના વહાણુ ડૂબી ગયા, અને શેઠ પણુ ડૂબી જઈને મરણુ પામ્યા તેમના મૃત્યુના સમાચાર સાભળતા ભદ્રા શેઠાણી પણુ મરણુ પામ્યા આ બધુ થવાથી સુભદ્ર શેઠના દેવાદારોએ પણુ પોતપોતાની રકમો દબાવી દીધી અને અંતે પોલીસોએ નાના શકટને ઘરમાથી હાકી કાઢી તેનુ ઘર પણુ પડાવી લીધુ

તે છોકરો ઉજ્ઝિતકની પેઠે જુગારખાના, દારૂના પીઠા અને વેશ્યાવાડમા ભટકવા લાગ્યો અને પરિણામે અઠંગ દારૂડિયો, અઠંગ ચોર, અઠંગ જુગારી તથા અઠંગ વ્યભિચારી બન્યો વખત જતા તે સુદર્શના ગણિકાના સબધમા આવ્યો, અને તેની સાથે માનુષી કામભોગો ભોગવતો વિહરવા લાગ્યો

એક વખત સુષેણુ અમાત્યે શકટને સુદર્શનાના ઘરમાથી હાકી કઢાવી, સુદર્શનાને પોતાની રખાત બનાવી પરંતુ શકટ તો સુદર્શનામા જ મોહિત થઈ ગયો હોવાથી, આજુ-બાજુ જ લાગ જોતો ફરવા લાગ્યો એક વખત લાગ મળતા તે સુદર્શનાના ઘરમા ઘૂસી ગયો અને તેની સાથે યથેષ્ટ આનદ કરવા લાગ્યો તેવામા સુષેણુ અમાત્ય ત્યા આવી પહોચ્યો શકટ અને સુદર્શનાને પોતાની ગેરહાજરીમા આ પ્રમાણે આનદ કરતા જોઈ, તે ખૂબ ગુસ્સે થયો તેણે તરત જ પોતાના માણસો પાસે શકટને કેદ કરાવ્યો, અને મહાચદ્ર રાજા પાસે જઈને ફરિયાદ કરી કે શકટ નામના જુવાનિયાએ મારા ઘરમા છીનાળુ કર્યું છે રાજાએ અમાત્યને કહ્યુ કે, તમે પોતે જ તેને યોગ્ય લાગે તે શિક્ષા કરો

એટલે અમાત્યે શકટ તથા સુદર્શનાને આ રીતે વિ ગાવીને મારી નખાવવાનો હુકમ કર્યો છે

આ સાભળી ગૌતમે પૂછ્યુ, 'હે ભગવન્' શકટ અહીંથી મરીને ક્યા જશે ?

ભગવાન હે ગૌતમ ' એ શકટ પોતાનુ ૫૭ વર્ષનુ આયુષ્ય પૂરુ કરી આજે જ પાછલે પહોરે એક તપાવેલી મોટી લોઢાની સ્ત્રીની મૂર્તિને આલિંગન કરી મરણ પામશે અને રત્નપ્રભા પૃથ્વીમા નારકી તરીકે ઉત્પન્ન થશે ત્યાથી ચ્યવી તે રાજગૃહ નગરમા એક ચ ડાળને ઘેર છોકરા છોકરીના જોડકામા છોકરા તરીકે ઉત્પ ન થશે તેના માતપિતા તેનુ નામ શકટ પાડશે અને છોકરીનુ નામ સુદર્શના પાડશે સુદર્શના રૂપ લાવણ્યમા અનુપમ થશે જુવાનીમા આવેલો શકટ પોતાની બહેનના જ રૂપ-લાવણ્યથી મોહિત થઈ તેની સાથે કામભોગ ભોગવવા લાગશે

એ શકટ પછી જાનવરો મારવાનો ધધો કરવા લાગશે અને એ રીતે ઘણા પાપ કર્મ એકઠુ કરી, અતે આયુષ્ય પૂરુ થતા રત્નપ્રભા પૃથ્વીમા ઉત્પ ન થશે ત્યાથી ભટકતો ભટકતો અતે તે વારાણસી નગરીમા માછલુ થઈને જન્મશે ત્યા માછીમારોને હાથ મરણ પામી, તે તે જ નગરીમા નગરશેઠને ઘેર પુત્ર તરીકે જન્મશે ત્યા મોટો થયા બાદ સાધુસ તો પાસેથી દીક્ષા લઈ તે ઉગ્ર તપ સયમાદિ આચરશે, તથા સૌધર્મકલ્પમા દેવ થશે ત્યાથી ચ્યવી તે મહાવિદેહ ક્ષેત્રમા સાધુ બની અતે સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થશે, તથા સર્વ દુ ખોનો અત લાવશે

---

૧ માત ।

## ૫

## બૃહસ્પતિદત્તની કથા

જૂના કાળમાં કૌશાંબી નગરીમાં શતાનીક નામે રાજા રાજ્ય કરતો હતો તેને મૃગાવતી નામે રાણી હતી, અને ઉદયન નામે કુમાર હતો તે ઉદયનકુમારને પદ્માવતી નામે રાજકન્યા સાથે પરણાવવામાં આવ્યો હતો

શતાનીક રાજાને સોમદત્ત નામે પુરોહિત હતો તે ઋગ્વેદ-યજુર્વેદ-સામવેદ અને અથર્વવેદમાં કુશળ હતો તેને વસુદત્તા નામે સ્ત્રી હતી, અને બૃહસ્પતિદત્ત નામે પુત્ર હતો

એક વખત ભગવાન મહાવીર ફરતા ફરતા કૌશાંબીમાં પધાર્યા ભિક્ષાકાળે તેમના પટ્ટશિષ્ય ગૌતમ કૌશાંબીમાં ફરતા હતા, ત્યારે તેમણે એક પુરુષને મુસ્કેટાટ બાંધી માર મારતા-મારતા વધસ્થાને લઈ જવાતો જોયો તે પુરુષને જોઈ તેમને વિચાર આવ્યો કે, આ પુરુષ એવાં તે કયાં મહાપાપ કર્યાં હશે, જેથી તેને આવું કરુણાજનક ફળ ભોગવવું પડે છે ઉતારે પાછા આવી, તેમણે એ પ્રશ્ન ભગવાન મહાવીરને પૂછ્યો ત્યારે તેમણે તે પુરુષની નીચેની કથા ગૌતમને કહી સંભળાવી

હે ગૌતમ! જૂના કાળમાં ભારતવર્ષમાં સર્વતોભદ્ર નામે નગર હતું તેમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તેને મહેશ્વરદત્ત નામનો પુરોહિત હતો તે ચારે

વેદોની વિદ્યામા કુશળ હતો તે મહેશ્વરદત્ત જિતશત્રુ રાજાના રાજ્યનુ બળ વધે તે માટે રોજ સવારે એક બ્રાહ્મણ છોકરાને, એક ક્ષત્રિય છોકરાને એક વૈશ્ય છોકરાને અને એક શૂદ્ર છોકરાને પકડાવી મગાવતો, અને જીવતા રહેવત તેઓની છાતી કાપીને તેમાથી માસપિંડ બહાર કઢાવતો તથા તે વડે જિતશત્રુ રાજાને માટે શાંતિહોમ કરતો વળી, આઠમ અને ચૌદશને દિવસે તો તેવા બે બે છોકરાઓના હૃદય તે હોમતો ચતુર્માસ પૂરા થાય ત્યારે તેવા ચાર-ચાર છોકરાઓના હૃદય હોમતો છ માસ પૂરા થાય ત્યારે આઠ-આઠ છોકરાઓના હૃદય હોમતો, અને આખુ વર્ષ પૂરુ થાય ત્યારે સોળ-સોળ છોકરાઓના હૃદય હોમતો જ્યારે જિતશત્રુ રાજાને બીજા કોઈ રાજા સાથે લડાઈ થવાની હોય, ત્યારે તો તે આઠસો-આઠસો છોકરા પકડાવીને આઠસો આઠસો હૃદય હોમતો, જેથી રાજા જલદી શત્રુસૈન્યનો નાશ કરી શકે કે, તેને પાછુ ભગાડી મૂકે આ પ્રમાણે કરતા કરતા ઘણું મોટુ પાપ ભેગુ કરીને તે પુરોહિત પોતાનુ ત્રણ હજાર વર્ષનુ આયુષ્ય પૂરુ થતા પાચમી નરકભૂમિમા નારકી તરીકે ઉત્પન્ન થયો ત્યા વધારેમા વધારે આયુષ્ય ૧૭ સાગરોપમ વર્ષોનુ હોય છે

ત્યાથી આવીને તે કૌશાબી નગરીમા સોમદત્ત પુરોહિતની સ્ત્રીની કૂખે પુત્ર તરીકે ઉત્પન્ન થયો તેના માતપિતાએ તેનું નામ બૃહસ્પતિદત્ત પાડ્યુ

બૃહસ્પતિદત્ત ઉદયન રાજકુમાર સાથે જ રમતો-ફરતો મોટો થવા લાગ્યો તે બને જુવાનીમા આવ્યા તે અરસામા શતાનીક રાજા મૃત્યુ પામ્યો, એટલે પ્રજાજનોએ અને દરબારીઓએ ઉદયન કુમારનો રાજા તરીકે અભિષેક કર્યો

ઉદયને બૃહસ્પતિદત્તને પોતાનો પુરોહિત બનાવ્યો તેને રાજાની પાસે અંતઃપુર સુધી સર્વત્ર જવા-આવવાની છૂટ હતી એ પ્રમાણે રાજાના અંતઃપુરમા સમયે-અસમયે જતા આવતા તે બૃહસ્પતિદત્ત રાજાની રાણી પદ્માવતી સાથે સંબંધમા આવ્યો અને તેનામા આસક્ત બની તેની સાથે યથેષ્ટ કામભોગો ભોગવવા લાગ્યો એક વખત રાજા અંતઃપુરમા આવ્યો ત્યારે તેણે તે બંનેને કામભોગ ભોગવતા જોયા આથી અત્યંત ગુસ્સે થઈ તેણે બૃહસ્પતિદત્તને પોતાના નોકરો દ્વારા કેદ પકડાવ્યો, અને આમ ક્રમોતે મારી નાખવાનો હુકમ આપ્યો

ગૌતમ—હે ભગવન્! તે પુરોહિત અહીંથી મરીને ક્યા જશે?

ભગવાન—હે ગૌતમ! તે પુરોહિત પોતાનુ ૬૪ વર્ષનુ આયુષ્ય પૂરુ કરી, આજે પાછલે પહોરે શૂળીએ ચડી મરણ પામશે, અને રત્નપ્રભાપૃથ્વીમા નારકી તરીકે ઉત્પન્ન થશે ત્યાથી અનેક યોનિઓમા ફરતા ફરતા અંતે તે હસ્તિનાપુરમા મૃગ તરીકે જન્મશે ત્યા પારધીઓ વડે હણાઈ, તે નગરશેઠને ઘેર પુત્ર તરીકે જન્મશે તે જન્મમા સાધુમતોના ઉપદેશથી સાધુ બની, તે તપસંયમાદિ આચરશે અને અંતે સૌધર્મકલ્પમા ઉત્પન્ન થશે ત્યાથી મહાવિદેહક્ષેત્રમા ઉચ્ચ કુળમા જન્મ પામી, પરિપૂર્ણ સાધુપણુ આચરી, અંતે સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે, તથા સર્વ દુઃખોનો અંત લાવશે

## ૬

# નંદિવર્ધનની કથા

જૂના કાળમા મથુરા નગરીમા શ્રીદામ નામે રાજા રાજ્ય કરતો હતો તેની રાણીનુ નામ બંધુશ્રી હતું. અને પુત્રનુ નામ નંદિવર્ધન હતું આ રાજાને સુબંધુ નામે પ્રધાન હતો તે પ્રધાનને બહુમિત્રપુત્ર નામે પુત્ર હતો તે નગરીમા ચિત્ર નામે હજામ[1] રહેતો હતો રાજાની હજામત, સ્નાન ટાપટીપ વગેરે અંગકાળજીનુ કામ તે કરતો અને તેથી તેને રાજાની પાસે અંતપુર સુધી મરજી મુજબ જવા આવવાની છૂટ હતી

એક વખત મહાવીરસ્વામી ત્યા ફરતા ફરતા આવી પહોચ્યા ભિક્ષાકાળે તેમના પટ્ટશિષ્ય ગૌતમ નગરીમા ફરતા હતા તેવામા તેમણે એક પુરુષને નીચે પ્રમાણે કમોતે મારી નખાતો જોયો પ્રથમ તેને લાલચોળ તપાવેલા લોઢાના એક સિંહાસન ઉપર બેસાડવામા આવ્યો પછી લાલચોળ તપાવેલા લોઢાના કળશો વડે ઊકળતુ તાંબુ, ઊકળતી કલાઈ, ઊકળતુ સીસું ઊકળતુ ચૂનાનુ પાણી, તેમજ ઊકળતા તેજાબો[2] તેના માથા ઉપર રેડીને તેનો રાજ્યાભિષેક કરવામા આવ્યો ત્યાર બાદ સાણસાઓ વડે લાલચોળ તપાવેલો લોઢાનો

---

૧ તેને માટે અલંકારિક શબ્દ મૂળમા છે

૨ મૂળમા ક્ષારતૈલ શબ્દ છે

હાર પકડીને તેના ગળામા પહેરાવવામા આવ્યો એ પ્રમાણે લાલચોળ તપાવેલા અર્ધહાર, પટ્ટ, મુકુટ વગેરે પણ તેને પહેરાવવામા આવ્યા

આ બધુ જોઈ ગૌતમને વિચાર આવ્યો કે, આ પુરુષે પૂર્વે એવા તો કયા કર્મો કર્યા હશે, જેથી તેને આવે કમોતે મરવુ પડે છે ઉતારે પાછા આવી, તેમણે આ પ્રશ્ન ભગવાન મહાવીરને પૂછ્યો ત્યારે તેમણે નીચેની કથા તેમને કહી સભળાવી

હે ગૌતમ! જૂનાકાળમા ભારતવર્ષમા સિંહપુર નામે નગર હતુ તેમા સિંહરથ નામે રાજા રાજ્ય કરતો હતો તેને દુર્યોધન નામે કેદખાનેદાર[1] હતો તે બહુ ક્રૂર તથા નિષ્ઠુર હતો રાજા પ્રત્યે ચોરી, છીનાળુ, ખીસા કાતરવા, રાજદ્રોહ કરવો, દેવા ઓળવવા, બાલવધ વિશ્વાસઘાત, જુગાર, ઠગાઈ, વગેરે ગુનાઓ કરનાર ગુનેગારોને શિક્ષા કરવાના બધ કર સાધનો તેની પાસે હગનામ ધ તૈયાર રહેતા, અને યથેશ્રી શિક્ષા પ્રમાણે તે એ બધા વડે ગુનેગારોને રિબાવતો જેમકે કેટલાકને છતા પાડી, લોઢાના દડ વડે તેમનુ મો ફાડી, તેમા ઊકળતુ તાબુ, ઊકળતી કલાઈ, ઊકળતુ સીસું, ઊકળતુ ચૂનાનુ પાણી, કે ઊકળતા તેજાબ રેડતો, અથવા તે બધા વડે તેમને નવરાવતો વળી કેટલાકને તે છતા સુવાડી, ઘોડા હાથી, ઊંટ, ગાય, પાડા, બકરા, ઘેટા વગેરેના મૂતર પાતો, કેટલાકને તે ઊંધા કરી ઓકાવતો, અને પછી એ ઓકેલુ પાઈને કે તેના વડે તેમને નવરાવીને રિબાવતો કેટલાકને તે હાથે બેડીઓ નાખતો,

[1] મૂળમા 'चारगपाल' गुप्तिपालक–ટીકા

કેટલાકને હેડમા જકડતો, કેટલાકને સાંકળોથી જકડતો કેટલાકના અવયવોને તે આમળીને કે વાળીને ભાંગી નાખતો, કેટલાકના શસ્ત્રાદિ વગેરેથી હાથપગ કાપી નાખતો, કે કેટલાકને શસ્ત્રાદિથી ઊભા ચીરી નાખતો કેટલાકને તે વાંસની સોટીઓથી નેતરની સોટીઓથી, આમલીની સોટીઓથી વાધરીઓથી, ચામડાની સોટીઓથી કે વડ વગેરેની મૂળીઓથી ફટકારતો કેટલાકને ચત્તા સુવાડી તેમની છાતી ઉપર મોટી શિલા મુકાવતો, તથા ઉપર લાકડાના થાંભલા ગોઠવાવીને ઉપર માણસોને કુદાવરાવતો, જેથી પેલાના હાડકાનો ચૂરો થઈ જાય કેટલાકને તે દોરડા, વરત, રેસાના દોરડા, વાળના ગૂંથેલા દોરડા, સૂતરના દોરડા વગેરે હાથે પગે બંધાવીને ઊંધે માથે કૂવામા લટકાવીને પાણી પાતો કેટલાકને તરવાર કરવત, અસ્ત્રા, અને કલંબચીર[1] વડે છેદાવતો, અને પછી ઉપરથી તેજાબ રેડતો કેટલાકને કપાળ, બોચી, કૂણી, ઢીંચણ અને એડીઓમા લોઢાના કે વાંસના ખીલા તથા વીંછુડાઓ[2] ખોસાવતો કેટલાકની હાથપગની આંગળીઓમા (નખોમા) હથોડાઓ વડે સોયો ખોસાવતો અને ડામ દેવરાવતો તથા પછી જમીન ઉપર ઘસાવતો વળી કેટલાકને શરીરે દાભ, કુશ અને ભીનુ ચામડુ ચોટાડતો, અને પછી તાપે સૂકવીને તે બધુ ચડચડ ઉખાડતો[3]

---

1 ટીકાકાર એક પ્રકારનુ શસ્ત્ર એટલો જ અર્થ આપે છે

૨. મૂળ भलअ वृश्चिककंटक — ટીકા

3 આ ઉપરાંત 'पिप्पलाण' એટલે કે નરેણી જેવી નાની છરીઓ અને 'कर्णगराण' એટલે કે લોઢાના તથા પથરાના ઉઝરડા – એ બેનો પણ મૂળમા ઉલ્લેખ છે પણ તેમનો ઉપયોગ બતાવ્યો નથી

આ પ્રમાણે કરતા કરતા ૩૧૦૦ વર્ષનું પોતાનું આયુષ્ય પૂરું કરી, બહુ પાપકર્મ એકઠું કરી, તે દુર્યોધન ફોજદાર મરણ પામ્યો અને છઠ્ઠી નરકભૂમિમા નારકી તરીકે ઉત્પન્ન થયો ત્યા વધારેમા વધારે આયુષ્ય ૨૨ સાગરોપમ વર્ષનું હોય છે

ત્યાથી ચ્યવી તે મથુરાનગરીમા શ્રીદામ રાજાની બંધુશ્રી રાણીની કૂખે પુત્ર તરીકે ઉત્પન્ન થયો બારમે દિવસે તેનું નામ નંદિવર્ધન પાડવામા આવ્યુ ધીમે ધીમે તે સાઠ વર્ષનો થયો, તો પણ તેનો પિતા જીવતો હોવાથી તેને રાજગાદી મળી નહીં પછી તેને રાજ્ય તથા અંતપુર પ્રાપ્ત કરવાની ઉતાવળ આવી તેથી તેણે પોતાના પિતા શ્રીદામ રાજાને મારી નાખવાના ઘાટ ઘડવા માડ્યા

એક વખત વિચાર કરી, તેણે શ્રીદામ રાજાના ચિત્ર નામના હજામને બોલાવ્યો અને તેને જણાવ્યુ હે દેવાનુપ્રિય ! તુ શ્રીદામ રાજા પાસે ગમે ત્યારે જઈ શકે છે, તથા તેની હજામત વગેરે નજીકના કામો કરે છે તો તેવે વખતે તુ તારો અસ્ત્રો રાજાના ગળામા ખોસી દે, તો તને હુ અર્ધું રાજ્ય આપીશ, અને પછી આપણે બંને લહેર-પાણી કરીશુ' હજામે કુમારનુ કહેવુ કબૂલ રાખ્યુ

પણ ઘેર ગયા બાદ તેને વિચાર આવ્યો કે, ન બનવાનુ બને, અને રાજા જો આ કાવતરું જાણી જાય, તો તે મારા ભૂંડા હાલ કરાવશે અને કમોતે મારી નખાવશે આથી તે ગભરાઈને તરત શ્રીદામ રાજા પાસે ગયો, અને કુમારના કાવતરાની બધી વાત તેને કહી દીધી એ ઉપરથી રાજાએ તે કુમારને પકડાવીને, તેને આ પ્રમાણે કમોતે મારી નાખવાની આજ્ઞા કરી

ગૌ૦ — હે ભગવન્ ! એ નંદિવર્ધન કુમાર અહીંથી મરીને ક્યાં જશે ?

મહાવીર — હે ગૌતમ ! તે કુમાર અહીં પોતાનું સાઠ વર્ષનું આયુષ્ય પૂરું કરી, આજે મરણ પામી, રત્નપ્રભા પૃથ્વીમાં નારકી તરીકે ઉત્પન્ન થશે. પછી લાંબો કાળ જુદી જુદી યોનિઓમાં ભટકી અંતે તે હસ્તિનાપુર નગરમાં માછલું થશે. ત્યાં માછીઓ વડે મરાઈને તે તે જ નગરમાં નગરશેઠને ત્યાં પુત્ર તરીકે ઉત્પન્ન થશે. યુવાનીમાં આવતાં સાધુઓ દ્વારા સદુપદેશ સાંભળી તે પણ સાધુ થશે અને તપ-સંયમાદિ બરાબર આચરશે. પછી તે સૌધર્મકલ્પમાં દેવ થશે. ત્યાંથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમાં ઉચ્ચ કુળમાં જન્મશે. ત્યાં પણ જુવાનીમાં આવતાં તે સાધુ થઈ સંયમાદિ બરાબર પાળશે, અને અંતે સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થઈ, સર્વ દુઃખોનો અંત લાવશે.

૭

## ઉમ્બરદત્તની કથા

જૂના કાળમા પાટલિખડ નામે નગરમા સિદ્ધાર્થ નામે રાજા રાજ્ય કરતો હતો તે નગરમા સાગરદત્ત નામનો સતવી તેની સ્રી ગગદત્તા સાથે રહેતો હતો તેને ઉમ્બરદત્ત નામે પુત્ર હતો

એક વખત ભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરમા આવી પહોચ્યા ભિક્ષાકાળે તેમના પટ્ટશિષ્ય ગૌતમ તે નગરની પૂર્વ બાજુના ભાગમા ફરતા હતા, તેવામા તેમણે એક ખસિયેલ કોઢિયા માણસને જોયો તેને જલોદર, ભગદર, હરસ, ખાસી, તેમજ દમના રોગ પણ થયેલા હતા તેનુ શરીર સૂણી ગયુ હતું, તેનુ મો, હાથ, પગ તેમજ હાથ–પગની આગળીઓ પણ સૂણી ગઈ હતી, તેના કાન અને નાક સડી ગયાં હતા તેના શરીરમાથી રસી અને પરુ નીકળ્યા કરતા હતા તેના મેકડો છેદોમા કીડા ખદબદતા હતા, તેના કાન અને નાકમાથી સેરડા નીકળ્યા કરતા હતા, તે વારવાર પરુ, લોહી અને કીડાઓના જૂમખા ઓકયા કરતો હતો તે વારવાર વેદનાથી ભરેલી કરુણ તેમજ કર્કશ ચીસો નાખ્યા કરતો હતો તેની પાછળ માખો વગેરેના ટોળા બણબણ્યા કરતા હતા તેના માથામા અનેક ધાગ પડી ગયા હતા, તેના કપડા ચીથરેહાલ હતા, તેના હાથમા એક ફૂટલુ

કૂકડું અને એક કૂટેલું શરાવલું હતું તથા તેના વડે તે ઘેર ઘેર ખાવાનું માગી ગુજારો ચલાવતો હતો.

જોઈતી ભિક્ષા મેળવીને ગૌતમ મહાવીરસ્વામી પાસે પાછા આવ્યા. ત્યાં આવીને તેમણે ભિક્ષા માગવા જતાં-આવતાં થયેલા દોષોનું તથા ભિક્ષા લેતાં લાગેલા દોષોનું ચિંતન તથા કબૂલાત કરી લીધાં અને લાવેલાં અન્નપાન મહાવીર ભગવાનને બતાવ્યાં. ત્યાર બાદ તેમની પરવાનગીથી તે આહાર તેમણે સ્વાદ માટે મોમાં મમળાવ્યા વિના જ — સાપ જેમ દરમાં પેસે તેમ — ખાઈ લીધો. અને પછી સંયમ અને તપથી આત્માને ભાવિત કરતા તે વિહરવા લાગ્યા.

બીજી વખત પણ ગૌતમ બે ઉપવાસને[1] અંતે પારણું કરવા માટે ભિક્ષા માગવા સારુ પાટલિખંડ નગરના દક્ષિણ તરફના ભાગમાં પ્રથમ પોરુષી વેળાએ[2] ફરતા હતા, ત્યારે તેમણે તે પુરુષને એ પ્રમાણે ફિરતો જોયો.

ત્રીજી વાર પણ ગૌતમ પશ્ચિમ તરફના ભાગમાં ભિક્ષા માગતા ફરતા હતા, ત્યારે તેમણે તે જ માણસને તે રીતે ફિરતો જોયો.

ચોથી વાર તે પાટલિખંડના ઉત્તર તરફના ભાગમાં ફરતા હતા ત્યારે પણ તેમણે તે જ માણસને જોયો. એ

---

[1] મૂળમાં તો છટ્ઠનો ઉલ્લેખ છે, કારણ કે દરેક ઉપવાસની પહેલાં અને પછી એક એક ટંક વધારાનો છોડવામાં આવે છે.

[2] પોરુષી એટલે દિવસ કે રાતનો ચોથો ભાગ. વિગત માટે જુઓ આ [illegible]

ઉપરથી તેમને વિચાર આવ્યો કે, આ માણસ લાંબા કાળથી આ પ્રમાણે રિબાયા કરે છે, તો તેણે પૂર્વે કોઈ ભારે અશુભ પાપકૃત્યો કર્યાં હોવાં જોઈએ તેમણે પોતાની શંકા મહાવીર-સ્વામીને કહી સંભળાવી જવાબમાં તેમણે તેને વિષે નીચેની કથા કહી સંભળાવી

હે ગૌતમ! જૂના કાળમાં ભારતવર્ષમાં વિજયપુર નામે નગર હતું, તેમાં કનકરથ નામે રાજા રાજ્ય કરતો હતો તેને ધન્વંતરિ નામે વૈદ્ય હતો તે અષ્ટાંગ આયુર્વેદ ભણેલો હતો જેમકે બાળઉછેર, કાન નાક મોં વગેરેનું વૈદું,[1] બાણ-કાંટા વગેરે ખોતરી કાઢવાનું વૈદું, શરીરનું વૈદું, વિષવૈદું, ભૂતવિદ્યા, રસાયન, અને વાજીકરણ (અર્થાત્ ધાતુપુષ્ટિ) તેને હાથે યશ હતો તેથી તેને હાથે બધાને આરોગ્ય પ્રાપ્ત થતું શસ્ત્રક્રિયા વગેરેમાં પણ તેનો હાથ હળવો તથા સુખદાઈ હતો તે વૈદ્ય રાજા રાણી, ઉપરાંત બીજા પણ દરબારીઓ, અમલદારો, વેપારીઓ, શેઠો વગેરેનું વૈદું કરતો તે ઉપરાંત જે કોઈ દુર્બલ, પીડિત, વ્યાધિત, અને રોગી એવા સનાથ કે અનાથ લોકો હોય, તેમજ શ્રમણ બ્રાહ્મણ-ભિક્ષુક-કાપાલિક કાવડિયા-કે આશા મૂકેલાઓ હોય, તે બધાનું

---

[1] મૂળમાં તો 'शालाक्य' શબ્દ છે ટીકા કર જણાવે છે કે કાન મોં વગેરેમાં ચાંદું જતું પડ્યાં હોય તે વખતે સળીનો (शलाका) પ્રયોગ કરવામાં આવે છે તેનું વૈદક તે 'શાલાક્ય' આઠેના મૂળ નામ આ પ્રમાણે છે कौमारभृत्य, शालाक्यम्, शाल्यहृत्यम्, कायचिकित्सा जांगुल्म्, भूतविद्या, रसायनम्, वाजीकरणम् ॥

પણ તે વૈદ્ય હતો કોઈને તે માછલાના માંસના ઉપચારો બતાવતો, કોઈને કાચબાના કોઈને મગરના કોઈને સુસુમારના કોઈને બકરાના, કોઈને ઘેટાના, કોઈને રોઝના કોઈને ડુક્કરના કોઈને મૃગના કોઈને સસલાના કોઈને ગાયના કોઈને પાડાના કોઈને તેતરના કોઈને બટેરાના, કોઈને લાવરીના કોઈને કબૂતરના, કોઈને કૂકડાના, કોઈને મોરના તથા એમ બીજા પણ અનેક જલચર-સ્થલચર-ખેચર પ્રાણીઓના માંસના ઉપાયો તે બતાવતો તે પોતે પણ તેવા અનેક પ્રકારના માંસ તેમજ તેમના રસ પકાવીને તળીને કે ભૂજીને દારૂ વગેરે સાથે ખાતો પીતો હતો એ પ્રમાણે ૩૨૦૦ વર્ષનું પોતાનું આયુષ્ય પૂરું કરીને તે ધન્વંતરિ વૈદ્ય મરણ પામી છઠ્ઠી નરકભૂમિમાં ઉત્પન્ન થયો ત્યાં વધારેમાં વધારે આયુષ્ય ૨૨ સાગરોપમ વર્ષનું હોય છે

હવે પેલા સાગરદત્ત શેઠની સ્ત્રી ગંગદત્તાને મરેલા છોકરા જ જન્મતા હતા એક વાર તેને ફિકર ચિંતામાં જાગતાં જાગતાં વિચાર આવ્યો કે, બહુ વર્ષો થયાં છતાં મારે પુત્ર કે પુત્રી જીવતાં નથી તે માતાઓને ધન્ય છે, તેઓ ખરેખર પુણ્યશાળી છે, કૃતાર્થ છે સુલક્ષણી છે તથા તેમનો મા તરીકેનો મનુષ્ય જન્મ સફળ થયો છે કે જેમને પોતાને પેટે જન્મેલાં ધાવવા માટે આતુર, કાલુંકાલું મધુર બોલતાં, મુગ્ધ બાળકો સ્તન આગળથી નીચે ખોળામાં સરી પડે છે તથા તેમનાં કમળ જેવા કોમળ હાથ પકડીને તેમને ફરી ખોળે લેવા જતાં તેઓ પાછાં ફરી ફરી કાલુંકાલું બોલી મધુર અવાજો કરે છે પરંતુ હું એવી અભાગણી, પાપણી છું કે, મને એવું એક પણ બાળક ઉછેરવાનું ન મળ્યું તો કાલે

સવાર થતા જ હુ સાગરદત્ત મધવીને પૂછીને ખૂમ પુષ્પ-વસ્ત્ર-ગધ-માલ્ય-અનકાર લઈને, મિત્ર-નાતીલા-પોતીકા-સ્વજન-સબધી-પરિજન વગેરેની સ્ત્રીઓને બોલાવીને નગર બહાર જ્યા ઉમરદત્ત યક્ષનુ મદિર છે ત્યા જઈશ, તથા ત્યા કીમતી વસ્તુઓ વડે તે યક્ષની પૂજા-અર્ચા કરીને તેમને પગે પડીને માનતા રાખીશ, કે જો મને છોકરો કે છોકરી થશે, તો હુ તમારી રોજની પૂજાની રકમ વધારી આપીશ, તમારે મદિરે થતા દાનની રકમમા વધારો કરીશ, અમારી કુલ આવકમાથી તમને અપાતો ભાગ વધારી આપીશ, તથા તમારા દેવભડારમા વધારો કરી આપીશ

બીજે દિવસે સાગરદત્તે પોતાનો નિશ્ચય જણાવતા સાગરદત્તે ગગદત્તાને ખુશીથી તેમ કરવાની રજા આપી પછી ગગદત્તા પોતાના સગાસબધી વગેરેની અનેક સ્ત્રીઓ સાથે ઘેરથી નીકળી, અને સરોવરમા નાહી ધોઈ, તિલક અક્ષત[1] આદિ કરી, ભીને કપડે જ પૂજાની સામગ્રી લઈને યક્ષના મદિરમા ગઈ, અને ત્યા મૂર્તિના દર્શન થતા જ તેને પગે પડી પછી પૂજણી હાથમા લઈને મૂર્તિને પૂજીને પાણીની ધારથી તેનો અભિષેક કર્યો, પછી સુગધી બારીક વસ્ત્ર વડે તેને લૂછીને પોતે આણેલા નવા વસ્ત્ર પહેરાવ્યા, તથા કીમતી પુષ્પ-વસ્ત્ર-માલ્ય-ગધ-ચૂર્ણ વગેરે વસ્તુઓ

---

૧ મૂળમા તો कौतुकमगल શબ્દ છે કૌતુકમ્ એટલે ઉતાર ઉતારવો નજર ન લાગે માટે મેસનુ ટપકુ કરવુ, તિલક કરવુ ઇત્યાદિ, અને મગલ એટલે દહી અક્ષત વગેરે માગલિક વસ્તુઓનુ દર્શન કરવુ ઇત્યાદિ

ચડાવી ત્યાર બાદ પૂજા કરીને તે પગે લાગી અને ઉપર પ્રમાણે માનતા રાખીને ઘર તરફ પાછી ફરી

ત્યાર બાદ પેલો ધન્વંતરિ વૈદ્યનો જીવ નરકમાંથી ચ્યવી, ગંગદત્તાના ગર્ભમાં પુત્ર તરીકે આવ્યો ત્રણ માસ પૂરા થતાં ગંગદત્તાને બધી ખાન પાનાદિ સામગ્રી સાથે નગર બહાર સરોવર-કિનારે ઉજાણી કરવાનો દોહદ થયો તથા શેઠની અનુમતિથી તે દોહદ તેણે ભારે ધામધૂમથી પૂરો કર્યો તે વખતે ઉંબરદત્ત યક્ષના મંદિરમાં જઈ તેની પણ તેણે ખૂબ પૂજા અર્ચા કરી ત્યારબાદ નવ માસ પૂરા થતાં તેણે પુત્રને જન્મ આપ્યો ઉંબરદત્તયક્ષની બાધા રાખવાથી તે પુત્ર જન્મ્યો હોવાથી, માતપિતાએ તેનું નામ ઉંબરદત્ત પાડ્યું

પછી તે ઉંબરદત્ત પાંચ પાંચ ધાવો તથા મેકડો દાસ-દાસીઓ વચ્ચે કાળજીથી ઉછેરાતો મોટો થવા લાગ્યો એક વખત સાગરદત્ત શેઠ વહાણ ભરી વેપાર કરવા દરિયામાર્ગે નીકળ્યા રસ્તામાં વહાણ ડૂબતાં તે મરણ પામ્યા તેમના મરવાના સમાચાર સાંભળી ગંગદત્તા શેઠાણી પણ મરણ પામ્યાં સાગરદત્ત શેઠની જે કાંઈ ઉઘરાણી હતી તે પણ ઉંબરદત્તને નાનો તથા નબાપો જાણી દેણદારો ખાવી પડ્યા તથા અંતે લેણદાર વગેરેએ તેને ઘર બહાર હાંકી કાઢ્યો ત્યારબાદ તે છોકરાને ભૂખ દુઃખથી ધીમે ધીમે એક સાથે સોળ રોગો થયા એ બધા રોગોનું દુઃખ સહન કરતો તે ઉંબરદત્ત હવે હાથમાં ફૂટલું કૂલડું-શરાવલું લઈ ભીખ માગતો ફરે છે

ગૌતમ હે ભગવન્ ! ઉંબરદત્ત મરણ પામી ક્યાં જશે ?

મહાવીર હે ગૌતમ ! ઉંબરદત્ત પોતાનું ૭૨ વર્ષનું આયુષ્ય પૂરું કરી, અહીંથી મરણ પામી રત્નપ્રભા નરકમાં

ઉત્પન્ન થશે ત્યાથી ભટકતો ભટકતો અતે તે હસ્તિનાપુરમા કૂકડો થશે જન્મના વેત જ તેને ઉજાણી કરનારાઓ મારી ખાશે. ત્યાથી મરીને તે તે જ નગરમા નગરશેઠને ત્યા પુત્ર તરીકે ઉત્પન્ન થશે યુવાનીમા આવતા સાધુઓ દ્વારા સદુપદેશ સાભળી તે પણ સાધુ થશે, અને તપ-સયમાદિ બરાબર આચરશે પછી તે સૌધર્મ કલ્પમા દેવ થશે ત્યાથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમા ઉચ્ચ કુળમા જન્મશે ત્યા પણ જુવાનીમા આવતા તે સાધુ થઈ, સયમાદિ બરાબર પાળશે, અને અતે સિદ્ધ – બુદ્ધ અને મુક્ત થઈ, સર્વ દુખોનો અત લાવશે

૮

## શૌરિકદત્તની કથા

જૂના કાળમાં શૌરિકપુર નામે નગર હતું. તેમાં શૌરિકદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરના ઈશાન ખૂણામાં માછી લોકોનો મહોલ્લો હતો. તેમાં સમુદ્રદત્ત નામે માછી રહેતો હતો. તેની સ્ત્રીનું નામ સમુદ્રદત્તા હતું, તથા પુત્રનું નામ શૌરિકદત્ત હતું.

એક વખત મહાવીરસ્વામી ફરતા ફરતા તે નગરમાં આવી પહોંચ્યા. ભિક્ષાકાળે તેમના પટ્ટશિષ્ય ગૌતમ તે નગરમાંથી જોઈતી ભિક્ષા લઈને પાછા ફરતા હતા, તેવામાં તેમણે માછીઓના મહોલ્લા પાસે આજુબાજુના એક મોટા ટોળાની વચ્ચે એક સુકલકડી, ભૂખ્યો તથા હાડપિંજર જેવો ખખળી ગયેલો માણસ જોયો. તેણે ભૂરાં કપડાં પહેર્યાં હતાં. તેના ગળામાં માછલીનો કાંટો ચોંટી ગયો હોવાથી, તે, વેદનાથી ભરેલી દયાજનક કર્કશ ચીસો નાખતો હતો, તથા વારંવાર પરુ, લોહી તથા કીડાઓના ઝૂમખાં ઓકતો હતો.

તેને જોઈને ગૌતમને વિચાર આવ્યો કે આ માણસે પૂર્વે એવાં તે શાં પાપકર્મ કર્યાં હશે, જેથી તેને અત્યારે નરકયાતના જેવું દુસ્સહ દુઃખ ભોગવવું પડે છે. પાછા ફરીને મહાવીર ભગવાનને એ વિષે પૂછતાં, તેમણે તે પુરુષ વિષે નીચેની કથા ગૌતમને કહી સંભળાવી.

હે ગૌતમ! પૂર્વે અહીં ભારતવર્ષમાં નંદિપુર નામે નગર હતું. તેમાં મિત્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને શ્રીદ નામનો રસોઇયો હતો. રોજ કેટલાય માછીઓ, વાઘરીઓ, પારધીઓ વગેરે સવારના પહોરમાં જ તે રસોઇયા પાસે જુદી જુદી જાતના નાનામોટા માછલા,[1] કાચબા, મગર, સુંસુમાર, બકરા, ઘેટા, રોઝ, ડુક્કર, મૃગ, સસલા, સાબર, પાડા, તેતર, બતક, લાવક, કબૂતર, કૂકડા, મોર વગેરે જલચર, સ્થલચર કે ખેચર પ્રાણીઓ મારીને લાવતા. બીજા પણ કેટલાય તેતર વગેરે પંખીઓ તે રસોઇયા પાસે પાંજરામાં પૂરેલા રહેતા. કેટલાય નોકરો તે પંખીઓને જીવતા જ ઉતરડીને તેની પાસે લાવતા. ત્યારબાદ તે રસોઇયો તે બધાના માંસના ઝીણાઝીણા ગોળ, લાંબા કે ટૂંકા એવા ટુકડા કરતો અને પછી તેમને બરફમાં રાખતો, કે તડકામાં કે પવનમાં પકવતો,[2] કે તેમનો છાશમાં મઠો બનાવતો, કે તેમને આમળાના રસમાં, દ્રાક્ષના રસમાં, કોઠાના રસમાં, દાડમના રસમાં કે માછલાના રસમાં નાખી જુદી જુદી વાનીઓ બનાવતો, કે તેમને તળતો, ભૂંજતો, રાંધતો કે સંભાર ભરીને તથા આથીને અનેક

---

૧ મૂળમાં માછલાના જુદા જુદા પ્રકારોના 'सण्ह, झुण, विज्झिमडि हलि, लभण, पडागातिपडाग' ઇત્યાદિ નામો છે. ટીકાકાર જણાવે છે કે તે બધા પ્રકારો વ્યવહાર ઉપરથી સમજી લેવા.

૨ મૂળમાં અહીં जम्मपक्व, धम्मपक्व, मारुयपक्व એમ પકવવાની જુદી જુદી રીતોનો ઉલ્લેખ છે. તે રીતો વ્યવહારથી સમજી લેવી એમ કહીને ટીકાકાર અટકી જાય છે. ત્યાંથી આગળ તેની 'कालणि', 'हेरमाणि' એવી બનાવટોનો ઉલ્લેખ છે. તેને વિષે પણ ટીકાકાર એમ જ કહે છે.

પ્રકારે તૈયાર કરતો. તે ઉપરાંત બીજા પણ ઘણા આસવો તે બનાવતો, તેમજ એક પ્રકારનું તીખું શાક પણ રાંધતો. ત્યારબાદ મિત્ર સાથે ભોજનશાળામાં જમવા બેસે ત્યારે તેને તે બધું પીરસતો. પોતે પણ તે બધા માંસ, આસવો અને શાકો ખૂબ ખાતો અને દારૂ પીતો. આ પ્રમાણે કરતાં કરતાં ૩૩૦૦ વર્ષનું પોતાનું આયુષ્ય પૂરું કરી તે શૌરિક રસોઇયો મરણ પામીને છઠ્ઠી નરકભૂમિમાં ઉત્પન્ન થયો.

હવે પેલા સમુદ્રદત્ત માછીની સ્ત્રી સમુદ્રદત્તાને છોકરાં જીવતાં નહોતાં. તેથી તેણે તે નગરની બહાર આવેલા શૌરિકયક્ષના મંદિરમાં જઈને તે યક્ષની માનતા રાખી. પરિણામે તેને પુત્ર થયો. તેનું નામ શૌરિકદત્ત પાડવામાં આવ્યું. તથા તે ખૂબ લાડપાલનથી ઊછરવા લાગ્યો. પછી ઉંમરે આવતાં, તથા સમુદ્રદત્ત મરણ પામતાં, તે માછીમારોનો મુખિયો બન્યો. તેના કેટલાય નોકરો સવારના પહોરમાં જ યમુના નદીમાં મછવા લઈને જતા. ત્યાં ધરાઓને ઉલેચીને, ગાળીને, કે તેમાં ઘૂમીને, તેમને ડહોળીને, કે તેમાંથી વહાવી દઈને જુદાં જુદાં સાધનો વડે[1] નાનામોટાં એમ જુદાં જુદાં અનેક પ્રકારનાં માછલાં પકડી પકડી મછવા ભરતા અને પેટ

---

૧. તે સાધનોનાં નામ મૂળમાં આ પ્રમાણે આપ્યાં છે. તેમના અર્થ વ્યવહારમાંથી જાણી લેવાનું ટીકાકાર જણાવે છે.

गंपंचुल प्रपंचुल, जृम्भा, त्रिसरा, भिसरा घिसरा, विसरा हिल्लीरी, झिल्लरी, लल्लिरी जाल (જાળ), गल (ગલ) कूटपाश, वल्कबंध (રેસાઓની જાળ), सूत्रबंध (સૂતરની જાળ), वालबंध (વાળની ગૂંથેલી જાળ)

આવી તેમને ચૂલ્વીને તેમનાં મોટા મોટા ખગા કરતા પછી બીજા નોકરો તેમને સૂકીને રાંધીને કે ભૂંજીને ગજમાર્ગે વેચતા અને કમાણી કરતા શૌરિકદત્ત પોતે પણ તે માછલાની અનેક વાનીઓ બનાવરાવી ખાતો, તથા દારૂ પીને લહેર કરતો હતો

એ પ્રમાણે જુદા જુદા માછલાની અનેક વાનીઓ ખાતા તે શૌરિકદત્તના ગળામાં એક વખત માછલાનો કાંટો ખૂચી ગયો કેમેય કર્યો તે ન નીકળ્યો, ત્યારે શૌરિકે આખા નગરમાં ઢંઢેરો પિટાવ્યો કે, જે કોઈ વૈદ્ય કે જાણકાર શૌરિકના ગળામાંથી કાંટો કાઢી આપશે, તેને તે ખૂબ ધન આપશે એ સાંભળી ઘણાય વૈદ્યો, જાણકારો વગેરે આવ્યા અને તેમણે પોતાની ચારે પ્રકારની બુદ્ધિઓનો[1] ઉપયોગ કરીને જુદી જુદી રીતે તેને ઊલટીઓ કરાવી, તેના ગળા ઉપર જુદી જુદી રીતે દબાણ કર્યું તેને મોટા મોટા કોળિયા ગળાવ્યા તેમ જ ચીપિયા -આંકડા વગેરે વડે પણ કાંટાને ખેંચી કાઢવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ કશાથી કાંઈ વળ્યું નહીં લાગ બા૦ તેની વેદનાથી રિબાઈ રિબાઈને તે શૌરિકની હાલમાં આ દશા થઈ છે

ગૌતમ હે ભગવન્! અહીંથી મરીને શૌરિક ક્યાં જશે?

ભગવાન હે ગૌતમ! પોતાનું ૭૦ વર્ષનું આયુષ્ય પૂરું કરીને તે રત્નપ્રભા નરકભૂમિમાં ઉત્પન્ન થશે પછી ત્યાંથી ભટકતો ભટકતો અંતે તે હસ્તિનાપુરમાં માછલું થશે ત્યાં

---

1 ઔત્પત્તિકી (સ્વાભાવિક, જન્મસિદ્ધ) વૈનયિકી (કેળવણીથી પ્રાપ્ત થયેલી) કર્મજા (પ્રયોગથી પ્રાપ્ત થયેલી) અને પારિણામિકી (અનુભવથી પરિપક્વ થયેલી)

માછીઓના હાથે મરાઈ, તે તે જ નગરમા નગરશેઠને ઘેર પુત્ર તરીકે ઉત્પન્ન થશે યુવાનીમા આવતા સાધુઓ દ્વારા સદુપદેશ સાભળી, તે પણ સાધુ થશે, અને તપ-સયમાદિ બરાબર આચરશે પછી તે સૌધર્મકલ્પમા દેવ થશે ત્યાથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમા ઉચ્ચકુળમા જન્મશે ત્યા પણ જુવાનીમા આવતા, તે સાધુ થઈ, સયમાદિ બરાબર પાળશે અને અંતે સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થઈ, સર્વ દુખોનો અત લાવશે

૯

## દેવદત્તાની કથા

જૂના કાળમા રોહીતક નામે નગર હતું તેમા વૈશ્રમણદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો તેને શ્રી નામની રાણી હતી તથા પુષ્યનંદિ નામે યુવરાજ હતો તે જ નગરમા દત્ત નામે ગૃહસ્થ રહેતો હતો તે ઘણો જ ધનવાન હતો તેને કૃષ્ણશ્રી નામે પત્ની તથા દેવદત્તા નામે પુત્રી હતા

એક વખત મહાવીરસ્વામી ફરતા ફરતા તે નગરમા આવી પહોચ્યા ભિક્ષાકાજે તેમના પટ્ટશિષ્ય ગૌતમ તે નગરમા ભિક્ષા માટે ફરતા હતા, તેવામા તેમણે લોકોનુ એક મોટુ ટોળુ જોયુ તે ટોળામા તેમણે મુશ્કેટાટ બાધેલી એક સ્ત્રી જોઈ તેના કાન–નાક કાપી નાખેલા હતા, તથા તેને શૂળીએ ચડાવવામા આવતી હતી તે જોઈ ગૌતમ સ્વામીને વિચાર આવ્યો કે, આ સ્ત્રીએ એવા તે શા પાપકર્મ કર્યા હશે, જેથી તેની આ દશા થઈ છે ઉતારે પાછા આવી, મહાવીરસ્વામીને તે વિષે પૂછતા તેમણે તે સ્ત્રીની નીચે મુજબ કથા કહી સંભળાવી

હે ગૌતમ ! પૂર્વે અહી ભારતવર્ષમા જ સુપ્રતિષ્ઠ નામે નગર હતુ તેમા મહાસેન નામે રાજા રાજ્ય કરતો હતો તે રાજાને હજાર રાણીઓ હતી તેમા ધારિણી પટરાણી હતી તે ધારિણીને સિંહસેન નામે કુમાર હતો

તે જ યુવરાજ પણ હતો તેને પાંચસો રાજકન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો હતો વખત જતાં મહાસેન મરણ પામ્યો, એટલે સિંહસેન રાજા બન્યો તે બહુ પ્રતાપી તથા પ્રભાવશાળી હતો

વખત જતાં સિંહસેન રાજા શ્યામા રાણીમાં જ એટલો બધો આસક્ત થઈ ગયો કે, તેના સિવાયની બીજી રાણીઓનો તેણે આદર કરવાનું કે દરકાર રાખવાનું જ છોડી દીધું આ વાત પેલી ચારસો નવ્વાણુ રાણીઓની માતાઓના જાણવામાં આવતાં, તેમણે ભેગી મળી એવો ઘાટ ઘડ્યો કે લાગ જોઈ, કોઈ પણ રીતે શ્યામાને મારી નાખવી આ વાત સંજોગવશાત્ શ્યામાના જાણવામાં આવી એટલે તે ખૂબ ગભરાઈ ગઈ તેને થયું કે, કોણ જાણે એ બધીઓ તેને કેવે કમોતે મારી નાખશે આથી તે તરત કોપગૃહમાં[1] ચાલી ગઈ, તેની મુખકાંતિ ફીકી પડી ગઈ, તથા તે લમણે હાથ દઈ ઉદ્વિગ્ન ચિત્તે આંસુ પાડતી બેઠી

સિંહસેનને આ વાતની જાણ થતાં તે તરત કોપગૃહમાં શ્યામા પાસે આવ્યો અને આમ કરવાનું કારણ પૂછવા લાગ્યો ત્યારે શ્યામાએ તેને પેલી રાણીઓની માતાઓએ કરેલા કાવતરાની વાત કરી સિંહસેને તેને સમજાવીને આશ્વાસન આપ્યું કે, હું એવું કરીશ કે જેથી તને કોઈના તરફથી કશો ભય જ નહીં રહે

ત્યારબાદ તેણે પોતાના કૌટુંબિક પુરુષોને બોલાવીને તેમને નગર બહાર એક મોટો સો થાંભલાઓવાળો

1. રાણી રિસાય ત્યારે જઈને બેસવાનો ઓરડો

મહેલ[1] બનાવવાનો હુકમ આપ્યો તેમા ઘણી છૂપી કરામતો તેણે કરાવી ત્યારબાદ યોગ્ય સમયે તે રાજાએ પોતાની પેલી ચારસો નવ્વાણુ સાસુઓને પોતાના નગરમા આમંત્રણ આપીને તેડાવી તે બધી રાજાના આમંત્રણથી ખુશ થઈ, ખૂબ વસ્ત્રાલંકાર પહેરી નગરમા આવી પહોચી રાજાએ તેમને પેલા કરામતી મહેલમા ઉતારો આપ્યો અને તેમને સર્વ પ્રકારની ખાન-પાન-નાટય-ગીત-મોજ-શોખ વગેરેની ખૂબ વસ્તુઓ મોકલી આપી તેઓ તે બધી વસ્તુઓનો ઉપભોગ કરતી આનંદ કરવા લાગી

પછી મધરાતે રાજા પોતે થોડાક માણસો લઈને તે મહેલ તરફ ગયો, અને તેના બારી-બારણા બંધ કરાવી દઈ તેને સળગાવી મૂક્યો પેલી ચારસો નવ્વાણુ સાસુઓ બળતી-ઝળતી તથા ચીસો પાડતી, અસહાયપણે તે આગમા નાશ પામી

આવા બધા કર્મો કરતા કરતા સિંહસેન રાજા પોતાનુ ૩૪૦૦ વર્ષનુ આયુષ્ય પૂરુ કરી મરણ પામ્યો અને છઠ્ઠી નરક ભૂમિમા નારકી જીવ તરીકે ઉત્પન્ન થયો ત્યા વધારેમા વધારે આયુષ્ય ૨૨ સાગર વર્ષોનુ હોય છે

ત્યાથી ચ્યુત થઈ, તે રોહીતક નગરમા દત્તસાર્થવાહની કૃષ્ણશ્રી શેઠાણીને પેટે પુત્રી તરીકે ઉત્પન્ન થયો તેના માત-પિતા તેને ખૂબ લાડ-લાડમા કાળજીપૂર્વક ઉછેરવા લાગ્યા

---

[1] મૂળમા 'कूटागार' શબ્દ છે અર્થાત્ છૂપા ભોયરા-બારી-બારણા વગેરે વાળો મહેલ, જેથી મરજી મુજબ તેમા સતાઈ શકાય કે તેને બંધ કરી રૂંધાય કે બાળી નાખી શકાય

ઉંમરમાં આવતાં તેનું રૂપ અને લાવણ્ય અપૂર્વ રીતે ફૂલી-ફાલી ઊઠ્યાં.

એક વખત તે દેવદત્તા નાહી-ધોઈ, અલંકાર પહેરી, દાસીઓ[1] સાથે અગાસીમાં સોનાના દડે રમતી હતી. તેવામાં નીચે થઈને વૈશ્રમણ રાજા નાહી-ધોઈ, અલંકાર પહેરી, ઘોડેસવાર થઈ પોતાના રસાલા સાથે જતો હતો. તેણે દેવદત્તાને અગાસીમાં રમતી જોઈ. તેનું અદ્ભુત રૂપ-લાવણ્ય દેખી તે નવાઈ પામ્યો. અને તે કોની પુત્રી છે તથા તેનું નામ શું છે એમ પોતાના હજૂરિયાઓને પૂછવા લાગ્યો. તેઓએ કહ્યું કે, તે છોકરી દત્ત સાર્થવાહની પુત્રી છે. ઘેર પાછા ફર્યા બાદ વૈશ્રમણે પોતાના ખાનગી કારભારીઓને બોલાવ્યા અને તમને જણાવ્યું કે આખું રાજ્ય પહેરામણીમાં આપવું પડે તોપણ એ દેવદત્તાને મારા પુષ્યનંદિ કુમારની રાણી તરીકે લાવો.

રાજાએ આ રીતે પોતાનું અંગત કામ સોંપ્યું હોવાથી ખુશી થયેલા તે કારભારીઓ નાહી-ધોઈ યોગ્ય વસ્ત્રાભૂષણ પહેરી દત્તને ઘેર ગયા. દત્ત તેમને આવતા જોઈ બહુ ખુશી થયો તથા સાત-આઠ પગલાં સામે જઈ તેણે તેમનો સત્કાર

---

૧. મૂળમાં ખુજ્જા શબ્દ છે. તેનો કુબ્જ સ્ત્રી એવો અર્થ પણ થાય; તેમ જ ધૂંટાની ધરનારી દાસી એવો અર્થ પણ થાય. તે દાસીઓનાં વિશેષણોની વિગત આ પ્રમાણે છે: 'અનેક દેશ તથા વિદેશની ભેગી થયેલી, ઇંગિત-ચિંતિત-પ્રાર્થિતને જાણનારી, પોતપોતાના દેશના વેષને પહેરનારી.' આ ઉપરાંત અંતઃપુરમાં રહેનારા વર્ષધર, કંચુકી અને મહત્તરકના સમૂહોથી પણ તે કન્યા વીંટળાયેલી હતી, એમ મૂળમાં જણાવેલું છે.

કર્યો ત્યારબાદ તેમને ઉત્તમ સુખાસનો ઉપર બેસારીને, તેઓ જરા ટાઢા પડ્યા એટલે તેણે પૂછ્યુ કે, આપ સૌના આવવાનુ પ્રયોજન શુ છે તે કહો

તેઓએ જવાબ આપ્યો, 'હે દેવાનુપ્રિય! અમે પુષ્યનંદિ યુવરાજ માટે તમારી કન્યા દેવદત્તાનુ માગુ કરવા આવ્યા છીએ તમને જો એ સબધ યોગ્ય લાગતો હોય, સુપાત્રે લાગતો હોય, વખાણવા જેવો લાગતો હોય, તેમ જ એકબીજાને અનુરૂપ લાગતો હોય, તો તમે દેવદત્તાને પુષ્યનંદિ યુવરાજ સાથે પરણાવો અને જે પહેરામણી જોઈતી હોય તે માગી લો'

ત્યારે દત્તે જવાબ આપ્યો 'હે દેવાનુપ્રિયો! મારી પુત્રીને પુત્રવધૂ તરીકે સ્વીકારવા વૈશ્રમણદત્ત રાજા તૈયાર થાય એ જ મારી મોટી પહેરામણી છે"

આટલુ કહી, તેણે તે વિશ્વાસુ રાજસેવકોનો પુષ્પ વસ્ત્ર-ગધ-માલ્ય અલકારાદિ વડે સત્કાર કર્યો તથા તેમને વિદાય આપી ત્યારબાદ યોગ્ય સમયે શુભ તિથિ, નિમિત્ત દિવસ, નક્ષત્ર, મુહૂર્ત વગેરે વિચારીને દત્તે ખૂબ અન્નપાન તૈયાર કરાવ્યુ અને સગાવહાલા-ઓળખીતા સૌને નોતર્યા તે સૌને યથેષ્ટ જમાડીને તથા પુષ્પ-ગધાદિ વડે સત્કાર્યા બાદ, તેણે દેવદત્તાને નવરાવી ધોવરાવીને વસ્ત્રાલકારથી સુશોભિત કરી ત્યારબાદ હજાર પુરુષો વડે ઊચકાતી પાલખીમા તેને બેસાડી, સૌ સગાવહાલા સાથે મોટા સમારોહપૂર્વક, તથા વાજતેગાજતે તે વૈશ્રમણરાજાના ઘર તરફ જવા નીકળ્યો ત્યા જઈ હાથ જોડી પોતાની કન્યા તેણે રાજાને સોપી રાજાએ પણ ખૂબ ખુશી થઈ, પુષ્કળ ખાનપાન વગેરે તૈયાર કરાવ્યુ, અને

સગાંવહાલાં-ઓળખીતા સૌને તેડાવી, તેમનો ઉચિત સત્કાર કર્યો. ત્યારબાદ પુષ્યનંદિ કુમારને તથા દેવદત્તાને પાટ ઉપર બેસાર્યાં, અને શ્વેત તથા પીળા કલશોથી તેમને સ્નાન કરાવ્યું. ત્યારબાદ તેમને પરણેતર પહેરાવ્યાં, અને પછી વિધિપૂર્વક હોમ વગેરે કરીને પુષ્યનંદિ પાસે દેવદત્તાનો હાથ પકડાવ્યો. ત્યારબાદ વાજતેગાજતે તથા ખૂબ ઋદ્ધિ-સત્કારાદિથી દેવદત્તા પાસે પુષ્યનંદિનો હાથ પકડાવ્યો. પછી દેવદત્તાનાં માતપિતા તથા સગાંવહાલાંને ખૂબ ખાનપાન તથા વસ્ત્ર-ગંધ-માલ્ય-અલંકારાદિથી સત્કારીને વિદાય આપી.

ત્યારથી પુષ્યનંદિકુમાર દેવદત્તા સાથે મહેલને ઉપલે માળે નાચ-ગાન-મોજ-મજા વગેરેથી આનંદ કરતો રહે છે. વખત જતાં વૈશ્રમણદત્ત રાજાનો દેહાંત થયો એટલે પુષ્યનંદિએ તેનો વિધિપૂર્વક અંતિમ સંસ્કાર કર્યો. ત્યારબાદ પુષ્યનંદિ રાજા થયો.

પુષ્યનંદિ રાજા ભારે માતૃભક્ત હતો. રોજ સવારમાં તે શ્રીદેવી પાસે જઈ તેમને નમસ્કાર કરતો. ત્યારબાદ શતપાક-સહસ્રપાક[1] તેલો તેમને શરીરે ચોળતો. ત્યારબાદ હાડકાં, માંસ, ચામડી અને રુંવાટાં એ ચારેને સુખ થાય તેવી રીતે તેમને મર્દન કરતો. પછી તેમને શરીરે સુગંધી લેપ કરતો. ત્યારબાદ ઊનાં, ટાઢાં, અને સુગંધી એમ ત્રણ પ્રકારનાં પાણી વડે તેમને સ્નાન કરાવતો. પછી તે જમી પરવારીને પોતાને ઠેકાણે પાછાં પહોંચી જાય, ત્યારબાદ જ પોતે નાહતો તથા ખાતો પીતો.

1 સો તેમજ હજાર વાર ઉકાળેલાં તેલ

એક વખત દેવદત્તાને રાત્રે જાગતા જાગતા વિચાર આવ્યો કે પુષ્પનંદિ રાજા ભારે માતૃભક્ત છે તેથી તે મારી સાથે સુખ વિલાસમાં પૂરતો સમય આપતા નથી, અને માતાની સેવામાં જ દિવસનો મોટો ભાગ ગાળે છે માટે કોઈ પણ પ્રકાર અગ્નિ શસ્ત્ર વિષ વગેરેમાંથી કોઈનો પણ પ્રયોગ કરી તે શ્રીદેવીનું કાસળ કાઢું, તો પછી પુષ્પનંદિ રાજા સાથે નિરાંતે યથેષ્ટ ભોગ ભોગવી શકું ત્યારથી માંડીને તે શ્રીદેવીને મારી નાખવાનો લાગ જોતી સાવધાન રહેવા લાગી

એક વખત શ્રીદેવી મદ્યપાન કરી, એકલા પથારીમાં ઘસઘસાટ ઊંઘતા હતા, તે લાગ જોઈ દેવદત્તા ચારે તરફ નજર કરતી ઓરડામાં ગઈ ત્યાંથી એક લોઢાનો સળિયો ખિલેલા કેસૂડાના ફૂલ જેવો લાલચોળ તપાવી, સાંડસાથી પકડી તે શ્રીદેવી પાસે આવી અને તેમની ગુદામાં તેને જોરથી ખોસી દીધો શ્રીદેવી પણ એક વિકટ ચીસ પાડી તરત જ મરણ પામ્યા શ્રીદેવીની ચીસ સાંભળી તેમની દાસીઓ આજુબાજુથી તરત ત્યાં દોડી આવી તો તેમણે દેવદત્તાને ત્યાંથી ભાગી નીકળતી જોઈ તેઓએ શ્રીદેવીની પાસે જઈને જોયું તો શ્રીદેવીને કમોતે મરેલા જોયા તે જોઈ તેઓ 'હાય, હાય, ગોઝારી હત્યા' એમ બૂમો પાડતી જ્યાં પુષ્પનંદિ રાજા હતો ત્યાં આવી અને તેને બધી વાત કહી સંભળાવી

તે સાંભળી રાજા માતૃશોકથી આઘાત પામી કુહાડાથી કાપેલા ચંપાના વૃક્ષની પેઠે પેઠે ધસ દઈને જમીન ઉપર તૂટી પડયો થોડા સમયબાદ સ્વસ્થ થઈ તેણે પોતાના દરબારીઓ, પ્રજાજનો વગેરે સાથે મળીને શ્રીદેવીની અંતિમ-

ક્રિયા કરી. ત્યારબાદ ક્રોધે ભરાઈ, તેણે દેવદત્તાને પકડાવીને આવે કમોતે મારી નાખવાનો હુકમ કર્યો છે.

ગૌતમ : હે ભગવન્! એ દેવદત્તા અહીંથી મરીને ક્યાં જશે, તથા ક્યાં ઉત્પન્ન થશે?

ભગવાન : હે ગૌતમ! એંશી વર્ષનું[1] પોતાનું આયુષ્ય પૂરું કરી, દેવદત્તા અહીંથી મરણ પામી રત્નપ્રભા નરકમાં ઉત્પન્ન થશે. ત્યાંથી ભટકતી ભટકતી તે અંતે ગંગાપુર નગરમાં હંસ થશે. ત્યાં પારધીઓ વડે મરાઈ તે જ નગરમાં નગરશેઠને ત્યાં પુત્ર તરીકે ઉત્પન્ન થશે. યુવાનીમાં આવતાં સાધુઓ દ્વારા સદુપદેશ સાંભળી તે સાધુ થશે, અને તપ સંયમાદિ બરાબર આચરશે. પછી તે સૌધર્મ કલ્પમાં દેવ થશે. ત્યાંથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમાં ઉચ્ચ કુળમાં જન્મશે. ત્યાં પણ જુવાનીમાં આવતાં, તે સાધુ થઈ, સંયમાદિ બરાબર પાળશે, અને અંતે સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થઈ, સર્વ દુઃખોનો અંત લાવશે.

---

1. સંખ્યા વિચિત્ર લાગે છે. એની મોટી ઉંમરે તેણે સાસુનું ખૂન કર્યું?

૧૦

## અંજૂની કથા

જૂના કાળમા વર્ધમાનપુર નામે નગર હતુ ત્યા વિજયમિત્ર નામે રાજા રાજ્ય કરતો હતો તે જ નગરમા ધનદેવ નામે તાલેવંત સઘવી રહેતો હતો તેની પત્નીનુ નામ પ્રિયંગૂ હતુ, તથા તેની પુત્રીનું નામ અંજૂ હતુ તે રૂપ–લાવણ્યમા અનુપમ હતી, તથા તેનુ શરીર સુકુમાર તથા પ્રમાણસર હતુ

એક વખત મહાવીર સ્વામી ફરતા ફરતા તે નગરમા આવી પહોચ્યા ભિક્ષાકાળે તેમના પટ્ટશિષ્ય ગૌતમ નગરમા ફરતા હતા, તેવામા વિજયમિત્ર રાજાના મહેલની અશોકવાટિકાની પાસે થઈને જતા તેમણે એક હાડપિંજર જેવી થઈ ગયેલી સ્ત્રીને વેદનાથી ભરેલી કરુણાજનક મોટી ચીસો પાડતી જોઈ ભૂખથી તેનુ શરીર સુકાઈ ગયુ હતું, તથા તેના શરીરમા માત્ર હાડકા જ ખખડતા હતા તેને જોઈ તેમને વિચાર આવ્યો કે આ સ્ત્રીએ પૂર્વે એવા તે શા પાપકર્મ કર્યાં હશે, જેથી તેને આવુ ભયંકર કષ્ટ વેઠવુ પડે છે

ઉતારે પાછા જઈને મહાવીરસ્વામીને તે બાબત પૂછતા, તેમણે તે સ્ત્રીની કથા નીચે મુજબ કહી સભળાવી

હે ગૌતમ! પૂર્વે અહીં ભારતવર્ષમા જ ઇંદ્રપુર નામે નગર હતું ત્યા ઇન્દ્રદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો તે જ નગરમા પૃથિવીશ્રી નામે ગણિકા રહેતી હતી તે ગણિકા

अच्चेइ कालो तूरन्ति राइओ न यावि भोगा पुरिसाण निच्चा ।
उविच्च भोगा पुरिसं चयन्ति दुमं जहा खीणफलं व पक्खी ॥
जइ तंसि भोगे चइउं असत्तो अज्जाइं कम्माइं करेहि रायं ।
धम्मे ठिओ सव्वपयाणुकम्पी तो होहिसि देवो इओ विउव्वी ॥

[उत्त० १३/३१-३२]

ચિત્રમુનિ કહે છે : હે રાજન્ ! કાળ ચાલ્યો જાય છે. કામભોગોમાં તારી એક પછી એક રાત્રી પૂરી થાય છે. પરંતુ માણસના ભોગો નિત્ય નથી. ફળ વિનાના ઝાડને પક્ષીઓ છોડી દે છે તેમ વખત આવતાં ભોગો પુરુષને છોડી દે છે. આમ છતાં, અત્યારે તું ભોગોને છોડવાને અશક્ત હોય તો તું ગૃહસ્થાશ્રમમાં રહીને જ આર્ય કર્મો કર; ધર્મમાં સ્થિત રહે અને સમગ્ર પ્રાણીઓ તરફ અનુકંપા રાખ. એટલાથી પણ તું મરીને કામરૂપી દેવની ઉચ્ચ ગતિ પામીશ.

१

## સુબાહુની કથા

પૂર્વે હસ્તિશીર્ષ નામે નગર હતું તેમાં અદીનશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તેને એક હજાર રાણીઓ હતી તેમાં ધારિણીદેવી પટરાણી હતી

એક વાર ધારિણી રાણી રાત્રે મચ્છરદાનીથી ઢંકાયેલા પલંગ ઉપર નરમ, સુવાળા અને સુવાસિત ઓછાડથી આચ્છાદિત બિછાનામાં અર્ધજાગૃત અવસ્થામાં સૂતી હતી તેવામાં તેણે સર્વલક્ષણસંપન્ન, રૂપાના ઢગાના જેવો સફેદ, તથા સાત હાથ ઊંચો એવો એક ગજરાજ પોતાના મુખમાં પેસતો હોય તેવું સ્વપ્ન જોયું

સ્વપ્નથી હર્ષિત થઈને રાણીએ રાજા પાસે જઈને તેની વિગતો તેને કહી સંભળાવી રાજાએ બીજે દિવસે સ્વપ્નપાઠકોને બોલાવીને તે સ્વપ્નનો અર્થ કરાવ્યો તેઓએ જણાવ્યું કે, "આ સ્વપ્નથી તમને અર્થલાભ પુત્રલાભ, રાજ્યલાભ અને ભોગસૌખ્યલાભ થશે એવું સૂચિત થાય છે પૂરા નવ માસ અને સાડાસાત દિવસ વીત્યા બાદ રાણીની કૂખે કુળદીપક પુત્રનો જન્મ થશે તે શૂરવીર થઈ, કાં તો રાજ્યનો સ્વામી થશે, અથવા આત્મોદ્ધારક સાધુ થશે"

રાજારાણીએ આ સાભળી, અત્યંત હર્ષિત થઈ તે બધા સ્વપ્નપાઠકોને ખૂબ ધન ધાન્યાદિ આપી ખુશ કર્યા ત્યારબાદ યોગ્યકાળે રાણીએ મધરાતે એક સર્વાંગસુંદર પુત્રને જન્મ આપ્યો

રાજાએ તે પ્રસગે આખા નગરમા દસ દિવસને મહોત્સવ જાહેર કર્યો કેદીઓ છોડી મૂક્યા, તથા તોળવાના સાધનોના વજન અને માપવાના સાધનોના માપ વધારી દેવરાવ્યાં તમામ પ્રજા એ દિવસો આનંદથી પસાર કરે તે માટે બધા પ્રકારના દાણ મહેસૂલ કર જપ્તીઓ ઇ દેવા વગેરેની માફી જાહેર કરવામા આવી આખા શહેરમા તે બધા દિવસો સુધી સંગીત, નૃત્ય વાદિત્ર ખેલ, નાટક, ખાનપાન વગેરે દ્વારા આનંદની હેલી મચી રહી

બારમે દિવસે કુમારનું સુબાહુ એવુ નામ વિધિપૂર્વક પાડવામા આ પછી પાચ પાચ ધાત્રીઓ વડે તથા અનેક દાસ ઓ વડે કાળજીપૂર્વક ઉછેરાતો તે કુમાર હાડમાંડમા મોટો થવા લાગ્યો

આઠ વર્ષે તેને કલાચાર્યો પાસે ૭૨ કલાઓ[૧] શીખવા મોકલવામા આવ્યો, તથા ભણી ગણી રહ્યા બાદ, જુવાનીમા આવતા તેને સમાન ઉમર રૂપલાવણ્ય યૌવનગુણ અને કુળની પાંચસો રાજકુમારીઓ સાથે પરણાવવામા આવ્યો રાજા રાણીએ સુબાહુ રાજકુમારની દરેક સ્ત્રી દીઠ જુદાજુદા સુંદર મહેલો બનાવરાવ્યા તથા તેમને પુષ્કળ સુવર્ણ આદિનો તથા દાસદાસી પ્રીતિદાનમાં આપ્યા

---

૧ તેમના નામ તથા વિગતો માટે જુઓ આ માળાનું ધર્મકથાઓ પુસ્તક, પાન ૧૯૩

ત્યારબાદ સુબાહુકુમાર પોતાની સ્ત્રીઓ સાથે ગાન તાન-વિલાસાદિથી ઉત્તમ માનુષી ભોગો ભોગવતો રહેવા લાગ્યો

એક વખત ભગવાન મહાવીર ફરતા ફરતા તે નગરમા આવી પહોચ્યા તેમને આવેલા જાણી લોકોના ટોળેટોળા તેમના દર્શને જવા નિકળ્યા

સુબાહુકુમારે પોતાના વિલાસગૃહમાથી લોકોની એ હિલચાલ જોઈ પોતાના કચુકીને પૂછ્યુ કે, આજે લોકોની આ ભારે હિલચાલ શાની મચી છે?

કચુકીએ કહ્યુ કે, 'આજે હસ્તિશીર્ષ નગરની બહાર ઇશાનખૂણામા આવેલા પુષ્પકરડક નામના ઉદ્યાનમા શ્રમણભગવાન મહાવીર પધાર્યા છે તેમના દર્શન કરવા ઉત્સુક થયેલા લોકોની આમ મેદની જામી છે'

આ સમાચાર સાભળી સુબાહુકુમાર પણ તેમના દર્શને જવા માટે ઉત્સુક થયો, અને પોતાનો ચાર ઘટાવાળો અશ્વરથ તૈયાર કરાવી ભગવાન મહાવીર જ્યા ઊતર્યા હતા તે તરફ ત્વરાથી જવા લાગ્યો

શ્રમણભગવાન મહાવીરે ત્યા આવેલા સૌને વિવિધ પ્રકારે ધર્મોપદેશ કર્યો ભગવાનનો આ પ્રકારનો ઉપદેશ સાભળીને સુબાહુકુમાર ઘણો પ્રસન્ન થયો, સતોષ પામ્યો, અને જાણે પોતાનુ અતર ઊઘડી ગયુ હોય તેવી પ્રસન્નતા અનુભવવા લાગ્યો તે ફરી ફરી ભગવાન મહાવીરને નમસ્કાર કરીને તેમની ઉપાસના કરતો તેમને કહેવા લાગ્યો 'હે ભગવન્' તમારૂ કથન મને ગમ્યુ છે, તમારા સિદ્ધાતમા મને શ્રદ્ધા પ્રીતિ-તથા રુચિ ઉત્પન્ન થયા છે પરતુ હે ભગવન્' જેમ બીજા અનેક લોકો ઘરબાર છોડી આપની પાસેથી

સાધુપણાની દીક્ષા લે છે તેમ આગથી બની શકે તેમ નથી તેથી હું તો આપની પાસેથી પાંચ અણુવ્રતો અને સાત શિક્ષાવ્રતોવાળા ગૃહસ્થધર્મની દીક્ષા લેવા ઇચ્છું છું

ભગવાને જવાબ આપ્યો "હે દેવાનુપ્રિય ! તને જેમ સુખ થાય તેમ કર

ત્યાર બાદ સુબાહુએ ભગવાન પાસે જીવન સુધી મનવચન કાયાથી [૧] સ્થૂલ હિંસા ન કરવાની તેમજ ન કરાવવાની [૨] સ્થૂલ અસત્ય ન બોલવાની તેમજ ન બોલાવવાની [૩] સ્થૂલ ચૌર્ય ન કરવાની તેમજ ન કરાવવાની [૪] સ્વદારા સંતોષવ્રત પાળવાની [૫] અને પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવાની પ્રતિજ્ઞા લીધી [૧]

ઉપરાંત તેણે [૧] પૂર્વ પશ્ચિમ આદિ બધી દિશાઓનું પરિણામ નક્કી કરી, તેની બહાર દરેક પ્રકારના અધર્મકાર્યથી નિવૃત્તિ લેવાનું 'દિગ્વિરતિવ્રત' લીધું [૨] બહુ અધર્મના સંભવવાળી ખાનપાન કપડાં વાસણકૂસણ વગેરે વસ્તુઓનો ત્યાગ કરી ઓછા અધર્મવાળી વસ્તુઓનું પણ ભોગ માટે પરિમાણ બાંધવા રૂપી 'ઉપભોગપરિભોગપરિમાણ વ્રત' લીધું, [૩] પોતાના ભોગ રૂપ પ્રયોજન માટે થતા અધર્મવ્યાપાર સિવાય બાકીના બધા અધમવ્યાપારથી નિવૃત્તિ લેવારૂપ અર્થાત્

---

૧ જે પાપ અણુવ્રતો છે કોઈપણ સંજોગોમાં કોઈ પણ પ્રકારે હિંસા ન કરવી — ન કરાવવી — કે કરનારને અનુમતિ ન આપવી, એ અહિંસાનું મહાવ્રત થયું પરંતુ ગૃહસ્થ તેવું મહાવ્રત પાળી શકે નહિ એટલે હિંસા વિષયક અમુક મર્યાદા તે સ્વીકારી લે છે તે અણુવ્રત થયું કહેવાય

કોઈ નિરર્થક પ્રવૃત્તિ ન કરવારૂપી 'અનર્થદંડવિરતિવ્રત' લીધુ, [૪] રોજ અમુક વખત સુધી અધર્મપ્રવૃત્તિનો ત્યાગ કરી, ધર્મપ્રવૃત્તિમા સ્થિર થવાનો અભ્યાસ કરવારૂપ 'સામાયિક-વ્રત' લીધુ, [૫] ઠરાવી મૂકેલી દિશાના પરિમાણની મર્યાદામા પણ વખતે વખતે પ્રયોજન પ્રમાણે ક્ષેત્રનુ પરિમાણ નક્કી કરી, તેની બહાર દરેક પ્રકારના અધર્મકાર્યથી નિવૃત્તિ સેવારૂપ 'દેશવિરતિવ્રત' લીધુ [૬] આઠમ ચૌદશ, પૂનમ કે બીજી હરકોઈ તિથિએ ઉપવાસ કરી, બધી શારીરિક ટાપટીપનો ત્યાગ કરી, ધર્મજાગરણમા તત્પર રહેવારૂપ 'પૌષધોપવાસ' વ્રત લીધુ, [૭] તથા ન્યાયથી પેદા કરેલ તેમજ ખપે તેવી જ ખાનપાનાદિ યોગ્ય વસ્તુઓનુ, ઉભયપક્ષને લાભ થાય તેવી રીતે, શુદ્ધ ભક્તિભાવપૂર્વક સુપાત્ર સાધુને દાન કરવારૂપ 'અતિથિસંવિભાગવ્રત' લીધુ [૧]

આ પ્રમાણે બાર વ્રતો ધારણ કરી સુબાહુ પોતાના રથમા બેસી ઘેર પાછો ફર્યો

તેના ગયા બાદ ભગવાનના પટ્ટશિષ્ય ગૌતમે ભગવાનને પૂછ્યુ 'હે ભગવાન્' આ સુબાહુકુમાર બધે ઇષ્ટ, કાંત, પ્રિય, મનને ગમે તેવો, મન ચિંતવ્યા કરે તેવો, સૌમ્ય, વલ્લભ, પ્રિયદર્શન, તથા સુરૂપ લાગે છે, બીજા અનેક લોકો પણ તેને તેવો જ માને છે તો હે ભગવન્ ! આ સુબાહુ-કુમારે આ પ્રકારની માનુષી સંપત્તિ કેવી રીતે પ્રાપ્ત કરી છે ?

૧ આ સાત શિક્ષાવ્રત છે સામાન્ય રીતે આ સાતમાથી ૧-૫-૩ એ ત્રણ વ્રતોને ગુણવ્રત કહે છે, અને બાકીના ચારને જ શિક્ષાવ્રત કહે છે તત્ત્વાર્થસૂત્રમા આ સાતેનો ક્રમ નીચે મુજબ આપેલો છે ૧-૫-૩-૪-૬-૨-૭

ત્યારે ભગવાને તેમને સુગાહુની કથા આ પ્રમાણે કહી સંભળાવી

હે ગૌતમ! પૂર્વે અહીં જ ભારતવર્ષમાં હસ્તિનાપુર નામે નગર હતું તેમાં સુમુખ નામે ગૃહસ્થ રહેતો હતો એક વખત ધર્મઘોષ સ્થવિર[1] પાંચસો સાધુઓ સાથે વિચરતા વિચરતા તે નગરમાં આવી પહોંચ્યા તે જાતિ, કુલ બળ, રૂપ, વિનય જ્ઞાન દર્શન અને ચારિત્રયુક્ત હતા, લજ્જાળુ, નમ્ર, ઓજસ્વી તેજસ્વી પ્રતાપી અને કીર્તિમાન હતા, ક્રોધ માન માયા લોભ નિદ્રા, ઇંદ્રિયો, સંજ્ઞા તથા પરીષહોને પાર કરનારા હતા, જીવવાની દરકાર વિનાના તથા મરણની બીક વિનાના હતા તથા જ્ઞાનાદિની બાબતમાં મહાજ્ઞાનરૂપ હતા વળી તે તપસ્વી હતા ગુણવ્રત હતા નિર્દોષ ભિક્ષાચર્યાથી જીવનારા હતા, તથા સુવ્રતી નિગ્રહપ્રધાન, નિશ્ચયપ્રધાન, ક્ષમા મુક્તિ વિદ્યા બ્રહ્મચર્ય નિયમ સત્ય પવિત્રતા તેમજ સુબુદ્ધિથી યુક્ત હતા તે બુદ્ધિમાં નેતુરૂપ સર્વ જીવોના મિત્ર તપના ફળની આકાંક્ષા વિનાના, અચપળ, સંયમરત, સાધુપણામાં લીન, તથા દોષરહિત પ્રશ્નોત્તરવાળા હતા

તે કાળે ધર્મઘોષ સ્થવિરના શિષ્ય સુદત્ત નામના સાધુ સંયમ અને તપ આચરતા તથા એકએક મહિનાના ઉપવાસ કરતા તેમની સાથે જ ફરતા હતા તે સાક્ષાત્ હાથ ઊંચા હતા તેમનો શારીરિક બાંધો ઉગ્ર તેમજ અનિમેષ‌દૃષ્ટિનું ધ્યાન સાધી શકાય તેવો હતો તેમનો વર્ણ કસોટીના પથરા ઉપર પડેલી સોનાની રેખાસમાન ગૌર હતો તે ઉગ્ર તપસ્વી હતા.

---

[1] વડીલ વૃદ્ધ સાધુ

ઘોર બ્રહ્મચારી હતા, ધ્યાનરત હતા, તથા શરીરની પરવા તેમજ ટાપટીપ વિનાના હતા પોતાના ઉપવાસનું પારણું કરવા માટે ગુરુની અનુજ્ઞાથી તે નગરમાં ભિક્ષા માગવા નીકળ્યા ફરતા ફરતા તે સુમુખને ઘેર આવી પહોંચ્યા તેમને આવતા જોઈ, સુમુખ અત્યંત પ્રસન્ન તથા સંતુષ્ટ થઈ, આસનેથી ઝટ ઊભો થયો અને પાદપીઠ ઉપરથી નીચે ઊતર્યો પછી તેણે પગમાંથી પાદુકાઓ કાઢી નાખી, ખેસને જનોઈની[1] પેઠે વીંટાળ્યો, અને સાત પગલાં સામા જઈ, ત્રણ વાર પ્રદક્ષિણા કરી તેમને નમસ્કાર કર્યા ત્યારબાદ તેમને પુષ્કળ અન્નપાનથી તૃપ્ત કરવાનો પ્રસંગ મળવાથી હર્ષિત થતો થતો તે ઘરની અંદર ગયો, અને ત્રણ પ્રકારે નિર્દોષ[2] એવું અન્નપાન મન-વાણી-કાયાની શુદ્ધતાપૂર્વક તેમને આપીને તેમનો સત્કાર કર્યો તેના એ પુણ્યકર્મથી જ તરત તેનો સંસારભ્રમણનો કાળ મર્યાદિત બની ગયો, અને તને બીજા જન્મમાં પણ મનુષ્યદેહ મળે તેમ થયું વળી તે જ વખતે તેના ઘરમાં આ પાંચ દિવ્ય વસ્તુઓ પ્રગટ થઈ ધનની વૃષ્ટિ, પાંચવર્ણના પુષ્પોની વૃષ્ટિ, ધ્વજારૂપ વસ્ત્રની વૃષ્ટિ, દેવદુંદુભિનું ગડગડવું, અને આકાશ વિષે 'અહો દાન' 'અહો દાન' એવી ઘોષણા

થોડી વારમાં નગરના લોકોમાં પણ એ વાત ફેલાઈ ગઈ, અને લોકો સુમુખને અને તેના મનુષ્યજન્મને ધન્યવાદ દેવા લાગ્યા તથા તેના પુણ્યશાળીપણાને અભિનંદવા લાગ્યા

---

૧ તેને એકશાટિક-ઉત્તરાસંગ કહે છે

૨ આપનારની, લેનારની, અને આપેલી વસ્તુની દૃષ્ટિએ શુદ્ધ

યોગ્યકાળે સુમુખ પોતાનું આયુષ પૂરું કરી, હસ્તિશીર્ષ નગરમાં અદીનશત્રુ રાજાની ધારિણીદેવીની કૂખે પુત્ર તરીકે ઉત્પન્ન થયો.[1] તે જ આ સુબાહુ. તેણે પોતાની આ માનુષી સંપત્તિ એ રીતે પ્રાપ્ત કરી છે.

તે સાંભળી ગૌતમે પૂછ્યું: 'હે ભગવન્! આ સુબાહુ કુમાર આપની પાસે સાધુ થશે કે નહીં?'

ભગવાને કહ્યું, 'હા, થશે.'

ત્યારબાદ ભગવાન મહાવીર વગેરે તે નગરમાંથી નીકળી બીજે ચાલ્યા ગયા.

પેલો સુબાહુકુમાર ભગવાનના ગયા બાદ જૈન ગૃહસ્થ (શ્રમણોપાસક)ના આચાર વિચાર વિધિપૂર્વક પાળવા લાગ્યો. તેણે જીવ શું, અજીવ શું વગેરે ધર્મસિદ્ધાંતોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું; તથા પાપ પુણ્ય એટલે શું, પાપકર્મ શાથી બંધાય છે, તે કેવી રીતે રોકી શકાય, કેવી રીતે તેને ખંખેરી નાખી શકાય, શારીરિક વગેરે ક્રિયાઓમાંથી કઈ શુભ છે, કઈ અશુભ છે, તેમજ જીવન વ્યવહારનાં વિવિધ સાધનોમાંથી કયાં સ્વીકાર્ય કે અસ્વીકાર્ય છે, એ બધાની સમજ તેણે પ્રાપ્ત કરી. કોઈ પણ કાર્યમાં તે બીજાની આશા ઉપર નિર્ભર રહેતો નહોતો, તેમજ કોઈથી તે આંજ્યો જાય તેવો નહોતો. જૈન સિદ્ધાંતમાં તે એવો ચુસ્ત બન્યો કે, દેવ વગેરે આવીને તેને ગમે તેટલો ભમાવે, તો પણ તે ભમે નહીં. તેને જૈન સિદ્ધાંતમાં વર્ણવેલ તત્ત્વો બાબત શંકા નહોતી, કે તેમાં જણાવેલા આચાર બાબત વિચિકિત્સા નહોતી. તેણે શાસ્ત્રાધ્યયન કરી તેના અર્થને

1. મૂળમાં રાણીને ગર્ભાવસ્થામાં પોતાના મુખમાં સિંહ દાખલ થયાનું સ્વપ્ન આવ્યાનો ઉલ્લેખ છે.

નિશ્ચિત કર્યો હતો જૈન સિદ્ધાંત ઉપર હાડેહાડ પ્રેમ વ્યાપેલો હોવાથી તે એમ કહેતો કે, 'એ સિદ્ધાંત જ અર્થરૂપ કે પરમાર્થરૂપ છે, બાકી બધું અનર્થરૂપ છે।'

તેની ઉદારતાને કારણે તેના રનાજાના આગળા હમેશા ઊંચા જ રહેતા, અને તેનું આગણું જ્યારેત્યારે જમી ઊઠેલાઓના એંઠવાડવાળું જ હોતું તે એવો પવિત્ર ચારિત્રવાળો હતો કે કોઈના અંતપુરમાં તે જતો તો કોઈને કશી જ શંકા આવતી નહોતી પોતે લીધેલાં-બધાં વ્રતો તે બરાબર આચરતો હતો, તથા વિવિધ તપકર્મ વડે આત્માને ર્નાસત કરતો વિહરતો હતો

આ સુબાહુકુમાર ચૌદશ આઠમ, અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે પૌષધવ્રત પાળતો તે આ પ્રમાણે [1] પૌષધવ્રત કરવાનો જે ખાસ ઓરડો હતો ત્યાં તે જતો, તેને વાળીઝૂળી સાફ કરતો, પોતાને માટે ઝાડો-પેસાબ કરવાની જગા નિયત કરી રાખતો, દાભનો સાથરો પાથરી તેના ઉપર બેસતો, અને ત્રણ દિવસનો ઉપવાસ સ્વીકારી, તથા મણિ-સુવર્ણ-માલા-લેપ-વિલેપન-શસ્ત્ર-મુસલ આદિનો ત્યાગ કરી બ્રહ્મચર્યપૂર્વક ધર્મચિંતન કરતો, અને તેટલો વખત સર્વ નિંદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરતો

એક વખત એ પ્રમાણે પૌષધવ્રત દરમ્યાન ધર્મજાગરણ કરતો તે મધ્યરાત્રીને સમયે બેઠો હતો, તેવામાં તેને આ પ્રકારનો સંકલ્પ થયો 'તે ગામ-નગર-વગેરે સ્થાનોને ધન્ય છે, કે

---

[1] તેની વિગતો માટે જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક પા ૬૯-૭૦

જ્યાં શ્રમણ ભગવાન મહાવીર વિચરે છે, તે ગામ – ગેહ – સંઘવી આદિને ધન્ય છે, જેઓ શ્રમણ ભગવાન મહાવીર પાસે ઘરબાર છાડી સાધુ થવાની દીક્ષા લે છે તે ગામ – ગેહ – સંઘવી આદિને ધન્ય છે જેઓ તેમની પાસે આણુવ્રતાદિવાળા ગૃહસ્થધર્મની દીક્ષા લે છે તે ગામ – ગેહ – સંઘવી આદિને ધન્ય છે જેઓ તેમની પાસે ધર્મોપદેશ સાંભળે છે હવે જો ભગવાન મહાવીર ફરતા ફરતા આ નગરમાં આવે તો હું તેમની પાસે ઘરબાર છાડી સાધુ થવાની દીક્ષા જરૂર લઉં

ભગવાન મહાવીર, સુબાહુકુમારનો આ પ્રકારનો સંકલ્પ જાણી એક ગામથી બીજે ગામ એમ ક્રમે ક્રમે ફરતા ફરતા હસ્તિશીર્ષ નગરમાં આવી પહોંચ્યા તેમને આવેલા જાણી નગરજનો વગેરે લોકો તેમને વંદન કરવા ગયા સુબાહુકુમાર પણ અત્યંત હર્ષિત થઈ તેમના દર્શને ગયો પછી તેમનો ઉપદેશ સાંભળી, અત્યંત પ્રસન્નતા અનુભવતો તથા તેમને ફરી ફરી નમસ્કાર કરી તેમની વારંવાર ઉપાસના કરતો તે કહેવા લાગ્યો હે ભગવન્ ! તમારું કથન મને ગમ્યું છે અને તે પ્રમાણે પુરુષાર્થપૂર્વક પ્રયત્ન કરીને હું બંધનમુક્ત થાઉં એમ ઇચ્છું છું હે દેવાનુપ્રિય ! હું મારા માતપિતાની સંમતિ લઈ આવું અને પછી તમારા સહવાસમાં રહી તમારી આજ્ઞા પ્રમાણે વર્તું !

ભગવાનને આ પ્રમાણે કહી સુબાહુકુમાર રથમાં બેસી ઉતાવળો ઉતાવળો પોતાને ઘેર આવ્યો, તથા પોતાના માતપિતાને નમસ્કાર કરી કહેવા લાગ્યો "હે માતપિતા ! આજે હું ભગવાન મહાવીરનો ઉપદેશ સાંભળી આવ્યો છું તે મને ખૂબ ગમ્યો છે તેથી તેમના ઉપદેશ પ્રમાણે વર્તવાની અને

તેમના સહવાસમા રહેવાની મને પ્રબળ ઇચ્છા છે, માટે તમે મને સાધુ થવાની રજા આપો "

કોઈ વાર નહીં સાભળેલું એવુ આ વચન સાભળતાં જ સુબાહુકુમારની માતા મૂર્છિત થઈને જમીન ઉપર ઢળી પડી પછી અનેક ઉપચારો વડે ભાનમા આવતા તે રડતી રડતી તથા શોક કરતી અને વિલાપ કરતી પોતાના પુત્રને તેના નિશ્ચયમાથી પાછો ફેરવવા માટે સમજાવવા લાગી પરંતુ સુબાહુકુમાર કેમે કર્યો ચળ્યો નહી ત્યારે છેવટે તેને લઈ તેના માતપિતા ધામધૂમથી ભગવાન મહાવીર પાસે આવ્યા અને તેમને પ્રદક્ષિણાદિ કરી બોલ્યા, " હે દેવાનુપ્રિય ! આ અમારો એકનો એક પુત્ર અમારા પ્રાણ સમો છે, તથા અમારે માટે ઉમરાના ફૂલ જેવો દુર્લભ છે આપનો ઉપદેશ સાભળ્યા બાદ હવે તે કામભોગોમા બધાવા ઇચ્છતો નથી, તથા સસારના ભયથી તેને ઉદ્વેગ થયો છે, માટે આપ તેને આપના શિષ્ય તરીકે સ્વીકારો "

મહાવીરે ત્યારબાદ સુબાહુને દીક્ષા આપી પછી તેના માતાપિતા તેને આશીર્વાદ આપી પાછા ફર્યા

સુબાહુ પણ ભગવાનનો ઉપદેશ સારી રીતે સ્વીકારી, તેમની આજ્ઞા મુજબ ચાલવા લાગ્યો તે ચાલવામા, બોલવામા, ખાનપાન લાવવામા, પોતાનો સરસામાન લેવા-મૂકવામા, મળમૂત્ર તથા મુખ, કઠ અને નાકનો મેલ વગેરે નિરુપયોગી વસ્તુઓ નાખી આવવામા સાવધાન રહેતો મન-વાણી-કાયાની ક્રિયાઓમા સાવધાન રહેતો તેમને વશ રાખતો, ઇદ્રિય-નિગ્રહ આચરતો તથા સુસયતપણે બ્રહ્મચર્ય ધારણ કરતો વિચરતો હતો તેણે ભગવાનના વૃદ્ધ શિષ્યો (સ્થવિરો) પાસે

અગિયાર અંગેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યાર બાદ ચાર ટંક ન ખાવું, આઠ ટંક ન ખાવું વગેરે વિવિધ તપકર્મ પણ તેણે વિધિપૂર્વક આચર્યું અને ઠીકઠીક આત્મશુદ્ધિ સાધી એ પ્રમાણે ઘણા વર્ષ સુધી શ્રમણપણું પાળતાં પાળતાં જ્યારે તેણે જોયું કે, હવે તેનું શરીર અતિ કૃશ થઈ જવાથી વધુ કામ આપે તેવું રહ્યું નથી, ત્યારે તેણે મરતા લગી ન ખાવાનું મારણાંતિક સંલેખના વ્રત[1] સ્વીકાર્યું તથા પવિત્ર સ્થાનમાં જઈને જંતુરહિત સ્થળે દાભનું બિછાનું બિછાવ્યું, અને આહારાદિનો ત્યાગ કર્યો પછી જીવિત કે મરણની કામના ત્યાગીને પોતાના તપના બદલામાં અમુક ફળ મળે એવું કાંઈ નિદાન (સંકલ્પ) કર્યા વિના તેણે રહેવા માંડ્યું એ પ્રમાણે ૬૦ ટંક ખાધા વિના વિતાવી તથા અંતે ઉચિત દરમ્યાન પોતે કરેલા દોષોની કબૂલાત તથા પ્રાયશ્ચિત્તાદિ કરી લઈ તે સમાધિપૂર્વક મરણ પામ્યો, અને સૌધર્મકલ્પમાં દેવ તરીકે ઉત્પન્ન થયો ત્યાંનું આયુષ્ય પૂરું થયે, ત્યાંથી ચ્યવીને ફરી તે મનુષ્યજન્મમાં આવ્યો તે જન્મમાં પણ તે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરશે અને યોગ્ય સ્થવિરો પાસે દીક્ષા લઈ સાધુ થશે ત્યાંથી મરણ પામી તે સનત્કુમાર કલ્પમાં[3] દેવ તરીકે ઉત્પન્ન થશે ત્યાંથી ફરી મનુષ્યજન્મમાં

---

૧ તેમના વર્ણન માટે જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક-ઉપોદ્ઘાત

૨ તેના વિશેષ વર્ણન માટે જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક પા ૭૫

૩ જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં૦ ૬

આવશે તેમા પણ સાધુ થઈ અતે મરણ પામી તે બ્રહ્મલોકમા ઉત્પન થશે ત્યાથી ફરી મનુષ્યજન્મ-પાધુ મહાશુક્ર-કલ્પમા દેવપણુ-પાછો મનુષ્યજન્મ-પાછુ આનત કલ્પમા દેવપણુ-પાછો મનુષ્યજન્મ-પાછુ આરણકલ્પમા દેવપણુ-પાછો મનુષ્યજન્મ-પાછુ સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર દેવલોકમા દેવપણ અને ત્યાથી મહાવિદેહક્ષેત્રમા મનુષ્યજન્મ તે જન્મમા તે સર્વ કર્મોનો ક્ષય કરી, સિદ્ધ-બુદ્ધ-અને મુકત થશે, તથા સર્વ દુખોનો અત લાવશે[1]

---

૧ જુઓ પ્રકરણને અતે ટિપ્પણ ન ૨

# ટિપ્પણ

**ટિપ્પણ નં ૧**

જૈન માન્યતા પ્રમાણે કલ્પ અથવા સ્વર્ગ ૧૨ છે સૌધર્મ ઈશાન સાનત્કુમાર માહેન્દ્ર બ્રહ્મલોક લાન્તક મહાશુક્ર સહસ્રાર આનત પ્રાણત આરણ અને અચ્યુત એ બારે સ્વર્ગોની ઉત્તરોત્તર વધતી જતી ઋદ્ધિ સ્થિતિ સુખ વગેરેની વિગતો માટે જુઓ આ માળાનું તત્ત્વાર્થસૂત્ર પુસ્તક અ ૪ સૂત્ર ૭-૧૦

એ બાર સ્વર્ગો ઉપર નવ ગ્રૈવેયક વિમાનો (દેવલોક) છે

તેમની ઉપર વિજય વૈજયંત જયંત અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ વિમાન છે એ વિમાનો સૌથી ઉત્તર — પ્રધાન હોવાથી અનુત્તર કહેવાય છે

**ટિપ્પણ નં ૨**

આ પછીના બીજા ૯ અધ્યયનો વિશેષનામો તથા સામાન્ય નજીવી વિગતોના ફેરફાર સિવાય બીજી બધી રીતે એક સરખાં જ છે તેથી મૂળસૂત્રમાં પણ તે અધ્યયનો આખાં છાપ્યાં નથી દરેક અધ્યયનની વિગતોનો ફેરફાર નીચે ટૂંકમાં આપ્યો છે

અધ્યયન ૨ ઋષભપુર નગર — ધનાવહ રાજા — સરસ્વતી દેવી — ભદ્રનંદિ કુમાર — તેની શ્રીદેવી પટરાણી સહિત પાંચસો રાણીઓ — તેના પૂર્વભવની કથા મહાવિદેહમાં પુંડરીકિણી નગરી — વિજયકુમાર — યુગબાહુ તીર્થંકરને જમાડ્યા — બાકી બધું સમાન

અધ્યયન ૩ વીરપુર નગર — વીરકૃષ્ણમિત્ર રાજા — શ્રીદેવી — સુજાતકુમાર — તેની ભદ્રશ્રી પટરાણી સહિત પાંચસો રાણીઓ — તેના પૂર્વભવની કથા ઇષુકાર નગર — ઋષભદત્ત ગૃહસ્થ — પુષ્પદત્ત સાધુને જમાડ્યા — બાકી બધું સમાન

**અધ્યાય ૪** વિ જયપુર ન ાર — વાસવદત્ત રાજા — કૃષ્ણાદેવી — સુવાસવ કુમાર — તેની ભદ્રા પટરાણી સહિત પાચસો રાણીઓ — તેના પૂર્વભવની કથા કૌશાંબી ન ારી — ધનપાલ રાજા — વૈશ્રમણભદ્ર સાધુને જમાડયા — બાકી બધુ સમાન

**અધ્યયન ૫** સૌ ાાધમ ન ારી — અપ્રતિહત રાજા — સુકૃષ્ણા દેવી — મહચન્દ્ર કુમાર — તેની અહદત્તા સ્ત્રી — જિનદાસપુત્ર — તેના પૂર્વભવની કથા મધ્યમિ ા ન ારી-મેઘરથ રાજા — સુધર્મા સાધુને જમાડયા — બાકી બધુ સમાન

**અધ્યયન ૬** પ્રિયચન્દ્ર રા ન — સુભદ્રા દેવી — વૈશ્રમણ કુમાર યુવરાજ — તેની શ્રીદેવી પટરાણી સહિત પા ચસો સ્ત્રીઓ — તેનો ધનપતિ પુત્ર — તેના પૂર્વભવની કથા મણિચયિકા ન ારી — મિત્ર રાજા — સંભૂતવિજય સાધુને જમાડ ા — બાકી બધુ સમાન

**અધ્યયન ૭** મહાપુર ન ાર — બલ રાજા — સુભદ્રા દેવી — મહાબલ કુમાર — તેની રક્તવતી પટરાણી સહિત પાચસો સ્ત્રીઓ — તેના પૂર્વભવની કથા મણિપુર નગર — નાગદત્ત ગૃહસ્થ — ઇન્દ્રદત્ત સાધુને જમાડ ા — બાકી બધુ સમાન

**અધ્યયન ૮** સુઘોષ નગર — અર્જુન રાજા — તત્ત્વવતી દેવી — ભદ્રનંદિ કુમાર — તેની શ્રીદેવી પટરાણી સહિત પાચસો સ્ત્રીઓ — તેના પૂર્વભવની કથા મહાઘોષ નગર — ધર્મઘોષ ગૃહસ્થ — ધર્મસિંહ સાધુને જમાડયા — બાકી બધુ સમાન

**અધ્યયન ૯** ચંપાનગરી — દત્ત રાજા — રક્તવતી દેવી — મહચન્દ્ર કુમાર યુવરાજ — તેની શ્રીકાન્તા પટરાણી સહિત પાચસો સ્ત્રીઓ — તેના પૂર્વભવની કથા તિગિચ્છા ન ારી — જિતશત્રુ રાજા — ધર્મવીર્ય સાધુને જમા યા — બાકી બધુ સમાન

**અધ્યયન ૧૦** સાકેત ન ાર — મિત્રનંદિ રાજા — શ્રીકાન્તા દેવી — વરદત્ત કુમાર — તેની વરસેના પટરાણી સહિત પાચસો સ્ત્રીઓ — તેના પૂર્વભવની કથા શતદ્વારનગર — વિમલવાહન રાજા — ધર્મરુચિ સાધુને જમાડ ા — બાકી બધુ સમાન

કર્મના વિવિધ હેતુઓ જાણી તેમનો ત્યાગ કરી તથા વિવિધ પ્રકારના શીલો વડે ઊર્ધ્વગતિ સાધી પ્રયત્ન કરવા છતાં આ જ જન્મમાં જ સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત ન થઈ તો તેથી કાંઈ નિરાશ થવાનું કારણ નથી. તેવા મનુષ્યો ઉત્તમ વિભૂતિવાળી દેવયોનિઓમાં જન્મ પામી આયુષ્ય પૂરું થયે ફરી મનુષ્યયોનિમાં સારાસારા કુળોમાં અવતરે છે. ત્યાં તેમને નીચેના દશ ઉત્તમ અંગો પ્રથમથી પ્રાપ્ત થાય છે: ઘર વાડી સોનું રૂપું પશુઓ-નોકરચાકર સુશીલ મિત્રો સહૃદય નાતીલાઓ ઉત્તમ ગોત્ર ઉત્તમ વર્ણ, આરોગ્ય, તીક્ષ્ણબુદ્ધિ ખાનદાનપણું યશ અને પરાક્રમ. પૂર્વજન્મના સંસ્કારો વડે પ્રથમથી જ વિશુદ્ધ આચરણવાળા તેઓ અસામાન્ય માનુષિક વિભૂતિઓ ભોગવતા છતાં તેમાં અનાસક્ત રહી શુદ્ધ બોધ પ્રાપ્ત કરે છે તથા જ્ઞાનીઓએ વર્ણવેલો સંયમપ્રધાન મોક્ષમાર્ગ સ્વીકારી તપથી કર્માંશોનો નાશ કરી શાશ્વત સિદ્ધિ પ્રાપ્ત કરે છે. [ઉત્ત૦ ૩/૧૩ ૮]

## ૧

# જાલીકુમારની કથા

જૂના કાળમાં રાજગૃહ[1] નામે નગર હતું. તેમાં શ્રેણિક[1] નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ધારિણી નામે રાણી હતી.

એક વખત ધારિણી દેવી પલંગ ઉપર નરમ બિછાનામાં સૂતી હતી, તેવામાં તેણે રાત્રીના પૂર્વભાગના અંતમાં અને અપર ભાગની શરૂઆતમાં એક સર્વલક્ષણસંપન્ન સિંહ પોતાના મુખમાં પેસતો હોય તેવું સ્વપ્ન જોયું. બીજે દિવસે રાજાએ સ્વપ્નપાઠકોને બોલાવીને એ સ્વપ્નનો અર્થ પૂછ્યો, તો તેમણે જણાવ્યું કે, આ સ્વપ્ન એવું સૂચવે છે કે રાણીની કૂખે કુળ-દીપક એવા પુત્રનો જન્મ થવાનો છે.

સ્વપ્નપાઠકોની એ વાત સાંભળી રાજા રાણી અત્યંત હર્ષિત થઈ, ગર્ભની સર્વ પ્રકારે સાવધાનીથી રક્ષા કરવા લાગ્યાં.

પૂરા નવ મહિના અને સાડાસાત દિવસ પૂરા થતાં રાણીએ મધ્યરાત્રીને સમયે એક સર્વાંગસુંદર પુત્રને જન્મ આપ્યો. રાજાએ તે પ્રસંગે આખા નગરમાં ભારે ઉત્સવ જાહેર કર્યો, તથા વિધિપૂર્વક કુમારના જન્માદિ સંસ્કાર કર્યા. બારમે દિવસે કુમારનું 'જાલીકુમાર' નામ પાડવામાં આવ્યું.

રાજાએ કુમારની રક્ષા માટે મહારાણીની દેખરેખ નીચે ધાત્રીઓ, દાસીઓ વગેરેની વ્યવસ્થા કરી. તથા જાલીકુમાર

---

૧ તેને વિષેની ઐતિહાસિક ભૌગોલિક- આદિ માહિતી માટે જુઓ માળાનું ધર્મકથાઓ પુસ્તક, પા. ૧૮૨-૫.

પણ દિવસે દિવસે પર્વતની કંદરામાં ચંપાનું વૃક્ષ વધે તેમ મોટો થવા લાગ્યો. આઠ વર્ષનો થતાં તેને શુભ દિવસે, શુભ મુહૂર્તે કલાચાર્ય પાસે ૭૨ કળાઓ શીખવા મોકલવામાં આવ્યો.

અભ્યાસ પૂરો થતાં, તથા જમાલીકુમાર ઉંમરે આવતાં[1], તેનાં માતપિતાએ તેને માટે ઉંમર-રૂપ-લાવણ્ય-યૌવન અને ગુણ-સમુદાયની બાબતમાં સરખી એવી આઠ ખાનદાન રાજકુળની રાજકન્યાઓ પસંદ કરી અને ખૂબ ધામધૂમથી તેમનું તેની સાથે લગ્ન કર્યું.

ત્યાર બાદ જમાલીકુમાર પિતાએ આપેલા અનુપમ ભોગ પદાર્થોથી યુક્ત થઈને પોતાની સ્ત્રીઓ સાથે ગાનતાન અને વિલાસમાં રહેવા લાગ્યો.

એક વાર ભગવાન મહાવીર ગામેગામ પગપાળા ફરતા રાજગૃહ નગરમાં આવી પહોંચ્યા. સૌ લોકોને તેમને દર્શને જતા જોઈ જમાલીકુમાર પણ તેમના દર્શને ગયો. ત્યાં મહાવીર-સ્વામીએ આપેલો ઉપદેશ સાંભળી તે ઘણો પ્રસન્ન થયો, સંતોષ પામ્યો, અને જાણે પોતાનું અંતર ઊઘડી ગયું હોય તેવી પ્રસન્નતા અનુભવવા લાગ્યો. તે ફરીફરીને ભગવાનને નમસ્કાર કરી કહેવા લાગ્યો: 'હે ભગવન્' આપનું કથન મને ગમ્યું છે, અને તે પ્રમાણે પુરુષાર્થપૂર્વક પ્રયત્ન કરીને બંધનમુક્ત થવા હું ઇચ્છું છું. પછી મહા પરાણે[2] પોતાના

---

૧ મૂળમાં આટલાં વિશેષણ વધારે છે: ૭૨ કળાઓમાં પંડિત; નવ અંગો જાગેલો; અઢાર દેશીભાષાઓમાં વિશારદ; સંગીતમાં પ્રીતિવાળો; ગાંધર્વ-નાટ્ય-શાસ્ત્રમાં કુશળ; બળવાન; રાત્રે પણ બીક વિના ફરનાર; સાહસિક અને ભોગસમર્થ [થતાં].

માતપિતાની અનુમતિ મેળવીને જાલીકુમારે ભગવાન પાસે સાધુપણાની દીક્ષા લીધી

દીક્ષા લીધા બાદ જાલીકુમાર મહાવીર ભગવાનની આજ્ઞા મુજબ જ ચાલતો–રહેતો–બેસતો સૂતો–ખાતો–બોલતો–તથા સર્વે જીવો પ્રત્યે દયાપૂર્વક વર્તતો હતો, અને એ બાબતમા જરા-પણ આળસ કરતો નહીં ચાલવામા–બોલવામા–ખાનપાન લાવવા-લેવામા–પોતાનો સામાન તથા પાત્રોને લેવા મૂકવામા – મળમૂત્ર-લીંટ-બળખા વગેરે મેલ નાખવામા તે સાવધાન રહેતો અને કાળજીથી વર્તતો માનસિક–વાચિક–શારીરિક ક્રિયાઓમા પણ તે સાવધાન રહેતો, મન–વચન–કાયાને વશ રાખતો, ઇંદ્રિયોને વશ રાખતો તથા સુસયતપણે બ્રહ્મચર્ય વાળ્યુ કરતો વિચરતો હતો તે ત્યાગી, સરળ, ધન્ય, ક્ષમાવાન, (સહન શીલ), જિતેંદ્રિય, શુદ્ધવ્રતી, કોઈ પ્રકારની ફળાકાક્ષા (નિ ાન) વિનાનો, સુંદર સાધુપણામા લીન અને ઉમનલીન હતો

તેણે ભગવાનના સ્થવિરો પાસેથી અગિયાર અ ગો શીખી લીધા ત્યાર બા એક વાર ભગવાન પાસે જઈ તેણે કહ્યુ 'હે ભગવન્' જો આપ અનુમતિ આપો, તો ૧ 'ગુણરત્ન સ વત્સર' નામનુ તપ ધારણ કરવા ઇચ્છુ છુ

ભગવાને કહ્યુ 'હે દેવાનુપ્રિય! તને જેમ ઠીક લાગે તેમ કર, વિલ બ ન કર

પછી જાલીએ ભગવાનની અનુમતિથી નીચે પ્રમાણે ગુણરત્ન તપ આદર્યુ પહેલા માસમા સતત ચાર ચાર ટકના ઉપવાસ કરવા અને દિવસે સૂર્યની સામે નજર માંડી, તડકો

૧ તે બધા સ વાદની વિગત માટે જુઓ આ માળાનુ ધર્મ-કથાઓ પુસ્તક પા ૨૦-૬

આવતો હોય તેવી જગામાં ઉભડક[1] બેસી રહેવું તથા રાત્રીએ હાડ પણ વસ્ત્ર ઓઢ્યા કે પહેર્યા વિના વીરાસને[2] બેસી રહેવું પછી બીજે મહિને તે જ પ્રમાણે ૭ ટંકના ઉપવાસ કરવા ત્રીજે મહિને આઠ ટંકના ચોથે મહિને દશ ટંકના એમ અનુક્રમે સોળમે માસે ચોત્રીસ ટંકના ઉપવાસ કરવા, તથા દિવસ અને રાત ધ્યાન જે રીતે બેસવાનું શાસ્ત્રમાં જણાવ્યું છે તે જ કાયમ રાખવું[3]

આ પ્રમાણે ઉદાર (આશા વિનાના) વિસ્તીર્ણ, કલ્યાણ રૂપ મંગળરૂપ, શોભાયુક્ત ઉત્તમ, ઉગ્ર અને મોટા પ્રભાવવાળા તપકર્મથી જ્ઞાની મુનિ શુષ્ક થઈ ગયા રૂખા પ્રકારે રૂક્ષ થઈ ગયા માંસરહિત થયા, તથા માત્ર હાડકાં અને ચામડાથી જ ઢંકાયેલા રહ્યા તે ચાલતા ત્યારે તેમના શરીરનાં બધાં હાડકાં ખખડતાં હતાં તેમજ શરીરની બધી નાડીઓ ઉપર તરી આવી હતી હવે તે માત્ર આત્મ બળથી જ ચાલવું-બેસવું વગેરે ક્રિયાઓ કરી શકતા હતા તે એટલા બધા દુર્બળ થઈ ગયા હતા કે, બોલી રહ્યા પછી અને બોલતાં બોલતાં તથા બોલવું કામ પડે ત્યારે પણ ગ્લાનિ પામતા હતા જેમ પાંદડાં, તલ કે તેવા સૂકા સામાનથી ભરેલી સગડીને કોઈ ખેંચે, ત્યારે જેવો અવાજ થાય, તેવો જ અવાજ તે જ્ઞાની મુનિ ચાલતા ત્યારે પણ થતો તે મુનિ

---

૧ નિતંબનો ભાગ જમીનને ન અડે તેમ

૨ અર્થાત્ સિંહાસન વિના જ સિંહાસન ઉપર બેઠા હોઈએ તેમ ઊભા રહેવું

૩ આ બધાની વિગત માટે જુઓ આ માળાનું 'ભગવતી-સાર' નામે પુસ્તક પા. ૧૮૨

તપથી પુષ્ટ હતા, જો કે માંસ અને લોહીથી ક્ષીણ હતા. તેમ છતાં રાખમાં ભારેલા અગ્નિની જેમ તપ અને તેજયુક્ત હતા.

હવે એક દિવસે રાત્રીને પાછલે પહોરે જાગતા જાગતા તથા ધર્મ વિષે વિચાર કરતા તે મુનિના મનમાં આ પ્રમાણે સંકલ્પ થયો: 'હું અનેક પ્રકારના તપકર્મથી દૂબળો થઈ ગયો છું, બોલતા બોલતાં પણ થાકી જાઉં છું, તથા ચાલું છું ત્યારે પણ સૂકાં પાંદડાં વગેરેથી ભરેલી ગાડીઓ ખખડાતી હોય તેવો અવાજ થાય છે. આવી સ્થિતિમાં પણ હજુ જ્યાં સુધી મારામાં ઊઠવાની શક્તિ, કર્મ, બળ, વીર્ય અને પુરુષાકાર-પરાક્રમ છે, ત્યાં સુધી હું મારા ધર્માચાર્ય શ્રમણભગવંત પાસે જઈ, અનશનવ્રત સ્વીકારું. આવતી કાલે જ મળસ્કું થયા પછી, રાજગૃહનગરમાં પધારેલા મહાવીર ભગવાન પાસે જઈ તેમની અનુમતિ લઈ, પાંચ મહાવ્રતો ફરી ધારણ કરી, શ્રમણ તથા શ્રમણીઓની ક્ષમા માગી ઉત્તમ સ્થવિરો સાથે વિપુલ પર્વત ઉપર ધીમે ધીમે ચડી જઈ કાળી શિલાને જોઈ-તપાસી તેના ઉપર ડાભનો સાથરો પાથરી, ખાનપાનનો ત્યાગ કરી, મારણાંતિક સંલેખના વ્રત હું સ્વીકારું તથા મૃત્યુની કામના તજી વૃક્ષની પેરે સ્થિર થાઉં.'

તે પ્રમાણે બીજે દિવસે ભગવાનની અનુમતિ મેળવી તે મુનિ વિપુલપર્વત ઉપર ગયા અને ત્યાં ડાભના સાથરા ઉપર અંતિમ વ્રત સ્વીકારીને સૂતા. એ પ્રમાણે સાઠ ટંક વીતાવી, પોતે કરેલા દોષોની કબૂલાત (આલોચના) તથા પ્રાયશ્ચિત્તાદિ કરી[1] તે મુનિ સમાધિત અવસ્થામાં મરણ પામ્યા. સાધુપણામાં

૧ આલોચના પછી પ્રતિક્રમણ કરવાનું હોય છે. પ્રતિક્રમણ એટલે શુભ આચારોમાંથી ખસી, અશુભ આચારોમાં જે ક્રમણ-

તેમણે કુલ ૧૧ વર્ષ ગાળ્યાં હતાં. તેમને મરણ પામેલા જાણી પેલા સ્થવિરોએ તેમના પરિનિર્વાણ નિમિત્તે ધ્યાન કર્યું તથા તેમનાં વસ્ત્રો-પાત્રો લઈ તેઓ શ્રીમહાવીર ભગવાન પાસે આવ્યા અને સ્કંદમુનિના મરણની વાત તેમને નિવેદિત કરીને તેમનાં વસ્ત્રપાત્રો તેમની આગળ રજૂ કર્યાં.

તે વખતે ગૌતમસ્વામીએ ભગવાનને વંદન કરીને પૂછ્યું: હે ભગવન્! [illegible] સ્વભાવે જ વિનયી, શાંત, ઓછા ક્રોધ માન માયા લોભવાળા, અત્યંત નિરભિમાની, ગુરુની ઓથે રહેનારા, કોઈને સંતાપ ન આપનારા તથા ગુરુભક્ત હતા. તે હવે મરણ પામીને ક્યાં ગયા છે, તથા ક્યાં ઉત્પન્ન થયા છે?

ભગવાને જવાબ આપ્યો: હે ગૌતમ! તે જાણી ચંદ્ર તેમજ સૌધર્મ કલ્પથી (સ્વર્ગ) માંડીને આરણ અને અચ્યુત કલ્પ, તથા નવ ગ્રૈવેયક વિમાનો (દેવલોકો)ની પણ પાર આવેલા વિજય નામના અનુત્તર વિમાનમાં[1] દેવ તરીકે ઉત્પન્ન થયો છે.

ગૌતમ: હે ભગવન્! ત્યાં તેમનું આયુષ્ય કેટલું હશે?

મહાવીર: હે ગૌતમ! બત્રીસ સાગરોપમ વર્ષો.

ગૌતમ: હે ભગવન્! તે ત્યાંથી ચ્યુત થઈને ક્યાં જશે?

મહાવીર: હે ગૌતમ! મહાવિદેહક્ષેત્રમાં જન્મી સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થશે.

---

ગમન કર્યું હોય તેમાંથી 'પ્રતિ' એટલે પાછા શુભ આચારો તરફ આવવું તે. તેમાં પોતે કરેલી અશુભ પ્રવૃત્તિની નિંદાદ્વારા નિવૃત્તિ તથા દોષોનો શોધ અને ભવિષ્યના દોષોનો ત્યાગ—એ બધી વસ્તુઓ સમાઈ હોય છે.

[1] જુઓ આગળ પાન ૧૧૫.

## ટિપ્પણ

આના જેવી જ કથા પછીના ૮ અધ્યાયોમા પણ સમજી લેવી તે ૯ કથાના નામ અનુક્રમે મયાલિ ઉવયાલી પુરિસસેણ વારિસેણ દીહદંત લટ્ઠદંત વેહલ્લ, વેહાયસ અને અભયકુમાર છે તે કથાઓમા થોડીઘણી વિગતોમા ફેર છે તે નીચે પ્રમાણે

પ્રથમ ૭ જણની માતાનુ નામ ધારિણી ગણવુ, વેહલ્લ અને વેહાયસને ચેલ્લણાના પુત્રો કહેવા પહેલા ચારનો સાધુપણાનો કાળ માત્ર ૧૬ વર્ષ ગણવો પછીના ત્રણનો ૧૨ વર્ષનો ગણવો અને છેલ્લા બેનો પાચ વર્ષનો ગણવો પહેલા ચાર મરીને અનુક્રમે વૈજયંત જયંત, અપરાજિય અને સવ્વટ્ઠસિદ્ધ નામના અનુત્તર દેવલોકમા ઉત્પન્ન થાય, દીહદંત સવ્વટ્ઠસિદ્ધમા અને બાકીના અનુક્રમે અપરાજિય જયંત, વૈજયંત અને વિજયમા અર્થાત્ અભયકુમાર વિજયમા બાકીનુ બધુ સમાન અભયકુમારની બાબતમા રાજગૃહનગર શ્રેણિક રાજા અને નંદા રાણી ગણવા બાકીનુ ઉપર મુજબ

[દશ કથાનો પહેલો વર્ગ સમાપ્ત]

બીજા વર્ગની તેર કથાઓના નામ નીચે મુજબ ગણવા દીહસેણ મહાસેણ લટ્ઠદંત ગૂઢદંત, સુદ્ધદંત હલ્લ દુમ દુમસેણ મહાદુમસેણ, સીહ સીહસેણ મહાસીહસેણ અને પુણ્ણસેણ

બધી કથાઓ જાલીના જેવી જ સમજવી રાજગૃહ નગર શ્રેણિક પિતા ધારિણી માતા તેરેનો સાધુપણાનો કાળ ૧૬ વર્ષ અનુક્રમે પ્રથમ બે વિજયમા, પછીના બે વૈજયંતમા પછીના બે જયંતમા પછીના બે અપરાજિયમા, અને મહાદુમસેણથી બાકીના પાચ સવ્વટ્ઠસિદ્ધમા ઉત્પન્ન થાય

[તેર કથાનો બીજો વર્ગ સમાપ્ત]

તેમણે કુલ ૧૬ વર્ષ ગાળ્યાં હતાં તેમને મરણ પામેલા જાણી પેલા સ્થવિરોએ તેમના પરિનિર્વાણ નિમિત્તે ધ્યાન કર્યું, તથા તેમનાં વસ્ત્રો-પાત્રો લઈ તેઓ શ્રીમહાવીર ભગવાન પાસે આવ્યા, અને જાલીમુનિના મરણની વાત તેમને નિવેદિત કરીને તેમનાં વસ્ત્રપાત્રો તેમની આગળ રજૂ કર્યાં

તે વખતે ગૌતમસ્વામીએ ભગવાનને વંદન કરીને પૂછ્યું હે ભગવન્! જાલીસાધુ સ્વભાવે ભદ્ર, વિનયી, શાંત, ઓછા ક્રોધ-માન-માયા-લોભવાળા, અત્યંત નિરભિમાની, ગુરુની પાસે રહેનારા, કોઈને સંતાપ ન આપનારા તથા ગુરુભક્ત હતા તે હવે મરણ પામીને ક્યાં ગયા છે તથા ક્યાં ઉત્પન્ન થયા છે?

ભગવાને જવાબ આપ્યો હે ગૌતમ! તે જાલી ચંદ્રલોક, તેમજ સૌધર્મ કલ્પથી (સ્વર્ગ) માંડીને આરણ અને અચ્યુત કલ્પ, તથા નવ ગ્રૈવેયક વિમાનો (દેવલોકો)ની પણ પાર આવેલા વિજય નામના અનુત્તર વિમાનમાં[1] દેવ તરીકે ઉત્પન્ન થયા છે

ગૌતમ હે ભગવન્! ત્યાં તેમનું આયુષ્ય કેટલું હશે?

મહાવીર હે ગૌતમ! બત્રીસ સાગરોપમ વર્ષો

ગૌતમ હે ભગવન્! તે ત્યાંથી ચ્યુત થઈને ક્યાં જશે?

મહાવીર હે ગૌતમ! મહાવિદેહક્ષેત્રમાં જન્મી સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થશે

---

ગમન કર્યું હોય તેમાંથી 'પ્રતિ' એટલે પાછા શુભ આચારો તરફ આવવું તે તેમાં પોતે કરેલી અશુભ પ્રવૃત્તિની નિંદાદ્વારા નિવૃત્તિ નવા દોષોનો રોધ અને ભવિષ્યના દોષોનો ત્યાગ-એટલી વસ્તુઓ સમાઈ હોય છે

1. જુઓ આ ગ્રંથ પાન ૧૧૬.

## ટિપ્પણ

આના જેવી જ કથા પછીના ૮ અધ્યયનોમા પણ સમજી લેવી તે દરેકના નામ અનુક્રમે મયાલિ ઉવયાલી, પુરિસસેણ વારિસેણ દીહદંત, લટ્ઠદંત વેહલ્લ, વેહાયસ અને અભયકુમાર છે તે કથાઓમા થોડાઘણી વિગતોમા ફેર છે તે નીચે પ્રમાણે

પ્રથમ ૭ જણની માતાનુ નામ ધારિણી જાણવુ વેહલ્લ અને વેહાયસને ચેલણાના પુત્રો કહેવા પહેલા ચારનો સાધુપણાનો કુલ કાળ ૧૬ વર્ષ જાણવો, પછીના ત્રણનો ૧૨ વર્ષનો ગણવો અને છેલ્લા બેનો પાંચ વર્ષનો ગણવો પહેલા ચાર મરીને અનુક્રમે વૈજયંત જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર દેવલોકમા ઉત્પન્ન થાય, દીહદંત સર્વાર્થસિદ્ધમા અને બાકીના અનુક્રમે અપરાજિત જયંત, વૈજયંત અને વિજયમા અર્થાત્ અભયકુમાર વિજયમા બાકીનુ બધુ સમાન અભયકુમારની બાબતમા રાજગૃહનગર શ્રેણિક રાજા અને નંદાદેવી ગણવા બાકીનુ ઉપર મુજબ

[ દશ કથાનો પહેલો વર્ગ સમાપ્ત ]

બીજા વર્ગની તેર કથાઓના નામ નીચે મુજબ ગણવા દીહસેણ મહાસેણ લટ્ઠદંત ગૂઢદંત, સુદ્ધદંત હલ્લ દુમ દુમસેણ મહાદુમસેણ, સીહ સીહસેણ, મહાસીહસેણ અને પુણ્ણસેણ

બધી કથાઓ જાલીના જેવી જ સમજવી રાજગૃહ નગર શ્રેણિક પિતા ધારિણી માતા તેરેનો સાધુપણાનો કાળ ૧૬ વર્ષ અનુક્રમે પ્રથમ બે વિજયમા, પછીના બે વૈજયંતમા પછીના બે જયંતમા પછીના બે અપરાજિતમા, અને મહાદુમસેણથી બાકીના પાંચ સર્વાર્થસિદ્ધમા ઉત્પન્ન થાય

[ તેર કથાનો બીજો વર્ગ સમાપ્ત ]

## ૨

## ધન્યની કથા

પૂર્વે કાકંદી[1] નામે નગરીમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. તેમાં ભદ્રા નામે ધનવંત શેઠાણી રહેતી હતી. તેને ધન્ય નામે પુત્ર હતો. તેને મોટું લાડ-પાડમાં કાળ-માંથી ઉછેરવામાં આવ્યો હતો તથા જુવાનીમાં આવતાં તેને ખાનદાન કુળની તથા સમૃદ્ધ ઘરની ૩૨ કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો હતો. ભદ્રા શેઠાણીએ તે દરેક સ્ત્રી દીઠ એક એક મહેલ પુષ્કળ સાધનસંપત્તિથી સજાવીને તૈયાર કરાવ્યો હતો. અને પહેરામણીમાં તે દરેકને પુષ્કળ પ્રીતિદાન આપ્યું હતું. ધન્ય પોતાની યુવાન અને સ્વરૂપવતી સ્ત્રીઓ સાથે અનેક પ્રકારના નાટ્ય-ગીત-નૃત્ય વગેરેથી આનંદ કરતો તથા ઋતુ અનુસાર ભોગો ભોગવતો વિહરતો હતો.

એક વખત મહાવીર ભગવાન તે નગરીમાં પધાર્યા. તેમના દર્શને જતા અનેક લોકોને જોઈ ધન્ય પણ સ્નાનાદિથી પવિત્ર થઈ તેમના દર્શને ગયો અને તેમને વંદનાદિ કરી તેમનો ધર્મોપદેશ સાંભળવા લાગ્યો.

---

૧ બિહારમાં ગોરખપુર લાઈન ઉપર આવતા નોનવાર સ્ટેશનથી દોઢ માઇલ ઉપર આવેલું આજનું ખુખુંદો. જુઓ આ માળાનું ધર્મકથાઓ પુસ્તક પા. ૨૨૭

ભગવાનનો ધર્મોપદેશ સાભળ્યા બાદ સતુષ્ટ થઈ, ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા કરી, તથા નમસ્કાર કરી તેણે કહ્યુ, ' હે ભગવન્ ! હુ આપના પ્રવચન ઉપર શ્રદ્ધા કરુ છુ, વિશ્વાસ કરુ છુ તથા રુચિ કરુ છુ હે ભગવન્ ! હુ આપના ઉપદેશ પ્રમાણે વર્તવાને તૈયાર છુ પરતુ હે દેવાનુપ્રિય ' મારી માતાની રજા માગીને હુ આપની પાસે દીક્ષિત થઈ સાધુપણુ સ્વીકારીશ "

પછી તે પોતાને ઘેર ગયો, અને પોતાના નિશ્ચયની વાત પોતાની માતાને કરી તે સાભળી તેની માતા એકદમ પરસેવાથી ભીના શરીરવાળી થઈ ગઈ, તેના અગો શોક ભારથી કપવા લાગ્યા, તે નિસ્તેજ તથા શોભા વિનાની થઈ ગઈ, તેના આભૂષણો ઢીલા થઈ ગયા તેનુ ઉત્તરીય વસ્ત્ર સરી ગયુ, અને વીખરાયેલા કેશપાશ સહિત, મૂર્છિત થઈને તે કુહાડાથી કપાયેલી ચપકલતાની પેઠે કે ઉત્સવ પૂરો થતા શોભાહીન બની જતા ઇદ્રધ્વજની પેઠે નીચે ગબડી પડી પછી મહા પ્રયત્ને કઈક સ્વસ્થ થતા તે આક્રદ કરવા લાગી હે પુત્ર ! તુ મારો ઇષ્ટ, કાત અને પ્રિય છે, આભરણની પેઠે જેવો, અને જીવિતના ઉત્સવ જેવો આનદજનક છે, ઉબરાના પુષ્પની પેઠે તારા નામનુ શ્રવણ પણ દુર્લભ છે, તો તારુ દર્શન તો દુર્લભ હોય તેમા નવાઈ નથી તારો વિયોગ મારાથી એક ક્ષણ પણ સહન નહી થઈ શકે માટે હુ જીવુ છુ ત્યા લગી તુ ઘેર જ રહે પછી કુલવશતતુની વૃદ્ધિ કરીને વૃદ્ધાવસ્થામા તુ સાધુ થજે

ત્યારે ધન્યે કહ્યુ "હે માતા ! આ મનુષ્યભવ અનેક જન્મ-જરા-મરણ-રોગ વગેરે શારીરિક અને માનસિક દુ ખોની

અત્યંત વેદનાથી અને સેંકડો સંકટોથી પીડિત છે, અધ્રુવ છે, તથા સંધ્યાના રંગ જેવો, પાણીના પરપોટા જેવો, દાભની સળી ઉપર રહેલા જલબિંદુ જેવો, સ્વપ્નદર્શન જેવો, અને વીજળીના ચમકારા જેવો ચંચળ છે. સડવું-પડવું-અને નાશ પામવો એ તેનો ધર્મ છે. પહેલા કે પછી તેનો અવશ્ય ત્યાગ કરવાનો છે. તો હે માતા! કોણ જાણે છે કે, કોણ પ્રથમ જશે અને કોણ પછી જશે? માટે હું તો તારી અનુમતિથી હમણાં જ ભગવાન પાસે પ્રવ્રજ્યા લેવા ઇચ્છું છું."

માતા : "હે પુત્ર! તારું શરીર ઉત્તમ રૂપ લક્ષણ વ્યંજન (મસા-તલ વગેરે) અને ગુણોથી યુક્ત છે તથા ઉત્તમ બળ વીર્ય અને સત્ત્વવાળું છે. તું વિજ્ઞાનમાં નિપુણ છે, સૌભાગ્ય ગુણથી શ્રેષ્ઠ છે, કુલીન છે, અતિ સમર્થ છે, અનેક પ્રકારના વ્યાધિ અને રોગથી રહિત છે, તથા ઉદાત્ત અને મનોહર છે. માટે હે પુત્ર! જ્યાં સુધી તારા શરીરમાં રૂપ યૌવનાદિ ગુણો છે ત્યાં સુધી તું તેનો ઉપભોગ કર. પછી મારા મરણ બાદ કુલતંતુની વૃદ્ધિ કરી, વૃદ્ધાવસ્થામાં તું સાધુ થજે."

ધન્ય : "હે માતા! આ શરીર દુઃખનું ઘર છે, અનેક વ્યાધિઓનું સ્થાન છે, અસ્થિ-સ્નાયુ-નાડીના સમૂહનું બનેલું છે, માટીના વાસણ જેવું દુર્બલ છે, અશુચિથી ભરેલું છે, તેની સારવાર નિરંતર કરવી પડે છે, તથા જીર્ણ ઘરની પેઠે સડવું-પડવું-નાશ પામવો એ તેના સહજ ધર્મો છે. વળી એ શરીર પહેલાં કે પછી અવશ્ય છોડવાનું જ છે. તો હે માતા! કોણ જાણે છે કે કોણ પહેલાં જશે અને કોણ પછી જશે?

મારે હું તો તારી અનુમતિથી હમણા જ ભગવાન પાસે પ્રવ્રજ્યા લેવા ઇચ્છુ છુ "

ભદ્રા "હે પુત્ર! તારે ૩૨ સ્ત્રીઓ છે તે વિશાળ કુળમા ઉત્પન્ન થયેલી છે, રૂપ લાવણ્ય-યૌવનથી યુક્ત છે વળી તે સમાન કુળમાથી આણેલી, કલાકુશળ અને સર્વકાળ લાલનપાલનને યોગ્ય છે વળી તે માર્દવયુક્ત નિપુણ અને વિનયોપચારમા પંડિત તથા વિચક્ષણ છે સુંદર, મિત અને મધુર બોલવામા, તેમ જ હાસ્ય કટાક્ષ-ગતિ વિલાસ અને સ્થિતિમા વિશારદ છે, ઉત્તમ કુળ અને શીલથી સુશોભિત છે વિશુદ્ધ કુલરૂપ વંશતંતુની વૃદ્ધિ કરવામા સમર્થ યૌવનવાળી છે મનને અનુકૂળ અને હૃદયને ઇષ્ટ છે ગુણો વડે પ્રિય અને ઉત્તમ છે તેમજ હમેશા ભાવયુક્ત, અને સર્વ અંગમા સુંદર છે માટે હે પુત્ર! તું એ સ્ત્રીઓ સાથે માનુષી કામ ભોગો ભોગવ ત્યારબાદ ભુક્તભોગી થઈ, વિષયોની ઉત્સુકતા દૂર થયા બાદ, મારા મૃત્યુ પછી દીક્ષા લેજે'

ધન્ય 'હે માતા! માનુષી કામભોગો અપવિત્ર અને અશાશ્વત છે, વાત પિત્ત-શ્લેષ્મ, વીર્ય અને લોહીને ઝરનારાળા છે, વિષ્ટા-મૂત્ર શ્લેષ્મ-નાસિકામલ વમન પિત્ત પરુ-વીર્ય અને શોણિતથી ઉત્પન્ન થયેલા છે વળી તે ગંદા તથા ખરાબ મૂત્ર અને દુર્ગંધી વિષ્ટાથી ભરપૂર છે, મડદા જેવી ગંધવાળા ઉચ્છ્વાસથી અને અશુભ નિશ્વાસથી ઉદ્વેગ ઉત્પન્ન કરનારા છે, બીભત્સ, હલકા અને કલમલ (અશુભ દ્રવ્ય)ના સ્થાનરૂપ હોવાથી દુઃખરૂપ અને સર્વ મનુષ્યોને સાધારણ છે, અત્યંત શારીરિક અને માનસિક દુઃખ વડે સાધ્ય છે અજ્ઞાની જનથી સેવાયેલા છે સાધુ પુરુષો વડે હમેશા નિંદાયા છે અનંત

સંસારની વૃદ્ધિ કરનાર છે, પરિણામે કટુફળયુક્ત છે, જાળના ધાનના પૂળાની પેઠે મૂકી ન દઈએ તો દુઃખરૂપ પરિણામવાળા અને મોક્ષમાર્ગમાં વિઘ્નરૂપ છે."

બા.: 'હે પુત્ર! આર્ય (પિતામહ), પ્રાર્ય (પ્રપિતામહ) અને પિતાના પર્યાયથી આવેલું અપાર ધન તારી સામે મોજૂદ છે તે તારે સાત પેઢી સુધી પુષ્કળ દાન દેવાને પુષ્કળ ભોગવવાને અને પુષ્કળ વહેંચવાને પૂરતું છે. માટે તેના વડે પ્રથમ માનુષી કામભોગો ભોગવ અને પછી સુખના અનુભવ કરી ત્યાગ માર્ગની દીક્ષા લેજે.'

પુ.: 'હે માતા! એ હિરણ્ય વગેરે પદાર્થો અગ્નિ, ચોર, રાજા, મૃત્યુ, દાયાદ (ભાગીદાર) વગેરેના ભયથી યુક્ત છે, વળી તે અધ્રુવ, અનિત્ય અને અશાશ્વત છે. કોણ જાણે કે કોણ પહેલા જશે અને કોણ પછી જશે? માટે હું તો તત્કાળ પ્રવ્રજ્યા લેવા ઇચ્છું છું.'

આ પ્રમાણે જ્યારે વિષયને અનુકૂળ ઉક્તિઓથી તેને સમજાવી ન શકાયો ત્યારે વિષયને પ્રતિકૂળ અને સંયમ પ્રતિ ભય અને ઉદ્વેગ ઉત્પન્ન કરનારી ઉક્તિઓથી તેની માતાએ તેને સમજાવવા માંડ્યો: 'હે પુત્ર! એ જિનમાર્ગ ખરેખર સત્ય, અદ્વિતીય, ન્યાયયુક્ત, શુદ્ધ, શલ્યોને કાપનાર, સિદ્ધિના માર્ગરૂપ, મુક્તિના માર્ગરૂપ, અને નિર્વાણના માર્ગરૂપ છે, તેમજ અસત્યરહિત તથા નિરંતર સર્વદુઃખના નાશનું કારણ છે. એ માર્ગમાં પ્રયત્ન કરનાર જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ અવશ્ય નિર્વાણ પ્રાપ્ત કરે છે તથા સર્વ દુઃખોનો નાશ કરે છે. પરંતુ તે માર્ગ સર્પની પેઠે એકાંત-નિશ્ચિત દૃષ્ટિવાળો, અસ્ત્રાની પેઠે એકાંત ધારવાળો, લોઢાના જવ ચાવવાની પેઠે દુષ્કર અને

રેતીના કોળિયા જેવો નિસ્વાદ છે, વળી તે ગગાને સામે પ્રવાહે જવાની પેઠે અને બે હાથથી સમુદ્રને તરવાની પેઠે મુશ્કેલ છે, તથા મોટી શિલા ઊચકવા બરાબર છે નાધુને ભિક્ષા માગવી પડે છે, અને ભિક્ષામા પોતાને માટે તૈયાર ન કરેલુ એવુ વધ્યુ ઘટ્યુ સ્વીકારવુ પડે છે વળી મહેમાન માટે તૈયાર કરેલો આહાર, રાજપિંડ, તેમજ મૂળ, કદ, ફલ, બીજ અને હરિયાળીનુ ભોજન ખાવુ કે પીવુ પણ તેને કલ્પતુ નથી હે પુત્ર ! તુ સુખમા ઊછરેલો છે દુઃખ તે કદી વેઠ્યુ નથી તેમજ ટાઢ તડકો ભૂખ તરસ-ચોરજંગલી જાનવર ડાસ મચ્છર વગેરેના ઉપદ્રવોને તથા વાત પિત્તાદિથી થતા રોગોને અને તેમના દુઃખોને તેમજ તેવા બીજા સકટો અને વિઘ્નોને સહવાને તુ સમર્થ નથી"

ધન્ય "હે માતા ! ખરેખર જિનોનો માર્ગ મદ શક્તિવાળા કાયર તથા હલકા પુરુષોને તેમજ આ લોકમા આસક્ત અને પરલોકથી પરાઙ્મુખ એવા વિષયી લોકોને માટે દુષ્કર છે પણ ધીર, નિશ્ચિત અને પ્રયત્નવાન પુરુષને તેનુ અનુપાલન જરાપણ દુષ્કર નથી"

આમ જ્યારે ધન્યને કોઈ પણ રીતે સમજાવી ન શકાયો ત્યારે વગર ઇચ્છાએ ભદ્રાએ તેને દીક્ષા લેવાની અનુમતિ આપી તથા તેના નિષ્ક્રમણાભિષેકની તૈયારીઓ કરવા માડી

પછી ભદ્રાએ જિતશત્રુ રાજા પાસે જઈને કહ્યુ

"હે દેવાનુપ્રિય ! મારો એકનો એક પુત્ર અર્હતની પાસે દીક્ષા લેવા તૈયાર થયો છે મારે તેનો આ છેલ્લો સત્કાર

કરવાનો છે તો તેને માટે ચામર, છત્ર, અને મુગટ આપવાની મહેરબાની કરો.

તે સાંભળી જિતશત્રુએ કહ્યું "હે દેવાનુપ્રિયે! તું નિશ્ચિંત રહે. હું પોતે જ તેનો નિષ્ક્રમણમહોત્સવ કરીશ.

પછી જિતશત્રુ રાજા ચતુરંગ સેના સાથે હસ્તીરાજ ઉપર બેસી ધન્યને ઘેર આવ્યા અને ધન્યને કહેવા લાગ્યા.

હે દેવાનુપ્રિય! તું ભોગોનો ત્યાગ શા માટે કરે છે? મારી છાયામાં રહીને તું નિરાંતે ભોગો ભોગવ અને જે કંઈ તકલીફ હોય, તે તું મને કહી દે. હું તે બધાનું નિવારણ કરી આપીશ.

ધન્યે જવાબમાં કહ્યું "હે દેવાનુપ્રિય! જો તમે મારા જીવિતનો નાશ કરનાર મૃત્યુને રોકી શકતા હો, તથા શરીરના સૌંદર્યનો વિનાશ કરનારી વૃદ્ધાવસ્થાને અટકાવી શકતા હો, તો હું જરૂર તમારી છાયામાં રહીને આ કામભોગોને ભોગવ્યા કરું."

જિતશત્રુ બોલ્યા "હે દેવાનુપ્રિય! મૃત્યુ કોઈથી રોકી શકાય તેવું નથી. દેવ અને દાનવ પણ તેને રોકી શકતા નથી. જ્યાં સુધી ચિત્તમાં કષાયોના સંસ્કારો છે ત્યાંસુધી મૃત્યુનો ભય રહેવાનો જ."

ત્યારે ધન્યે કહ્યું "હે દેવાનુપ્રિય! હું મૃત્યુભય ઇચ્છતો નથી. તેથી જ તેને વધારનારા વિષયોના સંસ્કારોનો પણ હું ત્યાગ કરવા ઇચ્છું છું."

આ સાંભળી જિતશત્રુ રાજાએ આખી નગરીમાં ઘોષણા કરાવી કે જે લોકો મૃત્યુભયનો નાશ ઇચ્છતા હોય અને તે માટે વિષયકષાયોનો ત્યાગ કરવા કટીબદ્ધ થવા તૈયાર હોય,

પણ માત્ર મિત્ર, જ્ઞાતિ, ક સબવી માણસોના યોગક્ષેમની ચિંતાથી જ અટકી રહ્યા હોય, તેઓએ ખુશીથી ધન્યની પેઠે પ્રવ્રજ્યા લેવા તૈયાર થવુ કારણ કે, તેમના સ બધીઓના વર્તમાન યોગક્ષેમનો હુ નિર્વાહ કરીશ'

આ ઘોષણાથી બીજા પણ અનેક વિચારક યુવાનો ધન્ય સાથે ભગવાન મહાવીર પાસે ગયા ત્યા ગયા બાદ જિતશત્રુ રાજાએ ધન્ય વગેરે યુવાનોને આગળ કરીને ભગવાનને કહ્યુ 'હે દેવાનુપ્રિય' આ ધન્ય તેની માતાનો એકનો એક છે, તેના અતિ સ્નેહનુ પાત્ર છે, અને તેના બીજા હૃદય જેવો છે પણ તમારુ પ્રવચન સાભળ્યા બાદ તેની વૃત્તિ વિષયવિલાસાદિથી ઊઠી ગઈ છે તે તમારી સાથે રહીને અહિસાદિની પાચ પ્રતિજ્ઞા સ્વીકારવા ઇચ્છે છે, તે માટે તેની માતાએ તેને આપની પાસે મોકલ્યો છે તો હુ તેની માતાની વતી આપને આ શિષ્યભિક્ષા સ્વીકારવા વિનતી કરુ છુ'

તે વખતે બીજા બધા યુવાનો માટે પણ તેમના માતાપિતાએ આપેલી અનુમતિ જિતશત્રુએ ભગવાન પાસે પ્રગટ કરી અર્હતે તે બધાને પણ શિષ્ય તરીકે સ્વીકાર્યા

પછી ધન્ય વગેરે યુવાનોએ ઈશાનખૂણામા જઈ, પોતાના કપડાલત્તા ઉતાર્યા પોતાના દીકરાએ ઉતારેલા કપડા લેતી અને સ્નેહથી આસુ સારતી ભદ્રાશેઠાણીએ તેને કહ્યુ 'બેટા' આ માર્ગમા યત્ન કરજે, પરાક્રમ કરજે, કદી પ્રમાદ ન કરીશ'

પછી ધન્ય અર્હતભગવાનના આદેશ પ્રમાણે હમેશા સયમથી વર્તવા લાગ્યો તેણે અર્હતના સ્થવિરો પાસે સામાયિક વગેરે ચૌદ પૂર્વોનુ અધ્યયન કર્યુ, તથા ઇન્દ્રિયદમન અને તપની અવિશેષ સાધના કરી

ધન્યે જે દિવસે પ્રવ્રજ્યા લીધી, તે જ દિવસે તેણે ભગવાન પાસે જઈને કહ્યું 'હે ભગવન્' આપ પરવાનગી આપો, તો હું છઠ્ઠ્ છઠ્ઠ ટકના ઉપવાસ મરણ સુધી કરવા ઇચ્છું છું છઠ્ઠા ટકને પારણે પણ હું ભાત વગેરે લૂખું અનાજ જ એક ટંક ખાઈશ[1] તે પણ એઠા હાથે આપેલું હશે તો જ લઈશ[2] ઊતરી જઈને નાખી દેવા જેવું નહીં થઈ ગયું હોય તો જ લઈશ તેમજ અન્ય શ્રમણ-બ્રાહ્મણ-અતિથિ-કૃપણ-યાચક[3] વગેરેને જેની જરૂર ન હોય તેવું હશે તો જ લઈશ'

ભગવાનની પરવાનગી મળ્યા બાદ ધન્ય સાધુએ તે પ્રકારનું તપ આચરવા માંડ્યું પારણાને દિવસે તે સ્વાધ્યાય વગેરેથી પરવારી ભગવાનની રજા લઈ નગરીમાં જતો અને પોતાના નિયમ મુજબની ભિક્ષા ત્વરા વિના કાળજીપૂર્વક માગતો પરંતુ કોઈ વાર તેને અન્ન મળતું તો પેય ન મળતું અને કોઈ વાર તેને પેય મળતું, તો અન્ન ન મળતું તો પણ તે તો દીનતા વૈમનસ્ય, ખેદ, કે ત્વરા અનુભવ્યા વિના પોતાની સમાધિમાં ખલેલ પહોંચવા દીધા વિના, તથા પ્રાપ્ત અપ્રાપ્ત યોગોમાં ઉદ્યમપરાયણ રહી જે કંઈ મળે તે સ્વીકારી લેતો અને પોતાના ગુરુને બતાવ્યા બાદ તેમની પરવાનગીથી, તે ભિક્ષામાં કોઈ પ્રકારની આસક્તિ કે મોહ રાખ્યા વિના જ, જેમ સર્પ પોતાના દરમાં આજુબાજુની જમીનને સ્પર્શ કર્યા

---

૧ તેને આયંબિલ-આંબેલ કહે છે

૨ અર્થાત્ મને આપવા માટે હાથ એઠા કરી ફરી ધોવા ન પડે તેવી રીતે આપેલું

૩ મૂળ 'वनीपक'-યાચકવિશેષ-ટીકા

વિના પ્રવેશ કરે છે, તેમ મોમા સ્વા માટે મમળાવ્યા વિના જ રાગરહિતપણે ખાઈ લેતો

ત્યાર બાદ ભગવાન મહાવીર કાકદી નગરીમાંથી નીકળી બીજે ક્યા ચાલતા થયા ધન્ય સાધુએ પછી ભગવાનના સ્થવિરો પાસે સામાયિક વગેરે અગિયાર અંગોનુ અધ્યયન કર્યું, અને સંયમ તથા તપથી પોતાના આત્માને વાસિત કરતા વિહરવા માડયુ [1] તે ધન્ય સાધુ તેમના ઉદાર, વિપુલ, કલ્યાણરૂપ, મંગલરૂપ ઉત્તમ, ઉદાત્ત, અને મોટા પ્રભાવવાળા તપકર્મથી સુકાઈ ગયા, માસરહિત થઈ ગયા, તથા માત્ર હાડચામરૂપ જ બન્યા

તપને કારણે તે ધન્ય સાધુના પગનુ રૂપલાવણ્ય આ પ્રકારનુ થઈ ગયુ હતું જાણે કે, કોઈ વૃક્ષની સુકાઈને તતડી ગયેલી છાલ ન હોય ! કે લાકડાની પાવડી ન હોય ! કે, જીર્ણ થઈ ગયેલા જોડા ન હોય ! તે રીતે તેમના પગ સૂકા તથા માસ વિનાના થઈ ગયા હતા હાડકા, ચામડી અને શિરાઓ વડે જ તે પગ છે એમ જાણી શકાતુ હતુ બાકી તેમા લોહી, માસ તો હતું જ નહી

તેમના પગની આગળીઓની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, મગ અડદ અને કળથીની શીગોને કાચી જ તોડીને ગરમીમા નાખી હોય, અને તે સુકાઈ-તતડીને જેવી ચીમળાઈ જાય, તેવી તેમની પગની આગળીઓ દેખાતી હતી

---

૧ તે તપમા રેકદક સાધુના વર્ણનમા (શ્રીભગવતી-સાર પા ૧૭૮-૧૮૩) આવતા મુખ્યત્વે ઠાબાલાબા ઉપવાસ રૂપી તપનો જ સમાવેશ થાય છે

તેમની જાંઘોની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, કાગડાની, ઢેલની[1] કે કંકપક્ષીની જાંઘો ન હોય, તેવી તેમની જાંઘો માંસ અને લોહી વિનાની દેખાતી હતી

તેમના ઢીંચણની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, મોર ઢેલ કે કાલિપક્ષીના[2] સાંધા ન હોય તેવા તેમના ઢીંચણ પણ લોહી-માંસ વિનાના દેખાતા હતા

તેમના સાથળની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, બોરડી, શલ્યકી અને શાલ્મલીના નવા કુણગાને ગરમીમાં નાખ્યા હોય અને સેકાઈ-ચીમળાઈને તે જેવા થઈ જાય, તેવા તેમના સાથળ થઈ ગયા હતા

તેમની કેડના બે હાડકાની શોભા આ પ્રકારની બની હતી જાણે કે ઊંટ, ઘરડો બળદ કે પાડાની ખરીઓ હોય, તેવાં તેમની કેડના હાડકા દેખાતા હતા

તેમના પેટની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, ચામડાની મશક સુકાઈ ગઈ હોય ચણા સેકવાનું કથાડુ હોય, તેમજ (નીચે ઝૂકતા દેખાતા હૃદયપિંડો કારણે) ઝાડની ડાળીના આગળનું ઝૂમખું લબડતું હોય તેવું તેમનું પેટ દેખાતું હતુ

તેમની પાંસળીઓની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, તાસકોની હાર એક ઉપર એક ગોઠવી હોય કે

---

[1] મૂળ 'ઢેણિયાલિયા' શબ્દ છે તેનો 'તીડ' અર્થ પણ ટીકાકાર સૂચવે ■

[2] તેનો અર્થ કાકજંઘા નામની વનસ્પતિ પણ થાય છે –ટીકા

પ્યાલાઓ એક ઉપર એક ગોઠવ્યા હોય, કે, લાકડાની કથરોટો[1] એક ઉપર એક ગોઠવી હોય, તેમ તેમની પાસળીઓની હાર દેખાતી હતી

તેમના કરોડરજ્જુની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, ગોળીઓ, લખોટીઓ કે છાપરાની નાળોની એક ઉપર એક એમ ગોઠવેલી હાર હોય તેના તેમના કરોડના મણકા દેખાતા હતા

તેમના છાતીના હાડકાની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, લાકડાની ચીપટ હોય, કે વાસ અથવા તાડના પખાની ચીપટ હોય તેવુ તેમનુ છાતીનુ હાડકુ દેખાતુ હતુ

તેમના બાહુની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, સમડાની શીગ હોય, અગથિયાની શીગ હોય કે, 'પહાયા ની શીગ હોય, તેવા તેમના બાહુ દેખાતા હતા

તેમના હાથની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, સૂકુ છાણ હોય કે વડનુ પાન હોય, કે ખાખરાનુ પાન હોય, તેમ તેમના હાથ (ના પજા) દેખાતા હતા

તેમના હાથની આગળીઓની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, મગ—અડદ—કે કળથીની સીગોને કાચી તોડીને ગરમીમા નાખી હોય, અને તે સુકાઈ—તરડાઈને જેવી ચીમળાઈ જાય, તેવી તેમની હાથની આગળીઓ થઈ હતી

તેમની ડોકની શોભા આ પ્રકારની બની હતી જાણે કે કરવડાની ડોક હોય, કે તુબીપાનની ડોક હોય, કે [illegible]બૂની ડોક હોય, તેવી તેમની ડોક દેખાતી હતી

---

1 'આથવી

તેમની હડપચીની શોભા આ પ્રકારની બની હતી જાણે કે તુંબડીનું સૂકું ફળ હોય [1]હકુવી નું સૂકું ફળ હોય કે આંબાનો સૂકો ગોટલો હોય, તેવી તેમની હડપચી દેખાતી હતી

તેમના હોઠની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, સૂકી જળો હોય, કે સૂકા કફની ગોળી હોય કે અળતાની ગોળી હોય [1] તેવા તેમના હોઠ દેખાતા હતા

તેમની જીભની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, વડનું પાન, ખાખરાનું પાન, કે સાગનું પાન હોય તેવી તેમની જીભ દેખાતી હતી

તેમની નાસિકાની શોભા આ પ્રકારની બની હતી જાણે કે કેરીની પેશી આંબાડાની પેશી કે બિજોરાની પેશી તડકામાં નાખી હોય અને તે સુકાઈને જેવી ચીમળાઈ જાય, તેવી તેમની નાસિકા બની ગઈ હતી

તેમની આંખોની શોભા આ પ્રકારની બની હતી જાણે કે, વીણાના છિદ્ર હોય કે [1]વદ્ધીસગ વાદ્યના છિદ્ર હોય, કે સવારના તારા હોય, તેવી તેમની આંખો દેખાતી હતી

તેમના કાનની શોભા આ પ્રકારની બની હતી જાણે કે મૂળાની છાલ હોય કે ચીભડાની છાલ હોય, કે કારેલાની છાલ હોય તેવા તેમના કાન દેખાતા હતા

તેમના માથાની શોભા આ પ્રકારની બની હતી જાણે કે કાચું તુંબડું, કાચું એલાનું કે કાચું સિહાનું તોડીને

---

૧ એ વસ્તુઓ સુકાતાં કોકડું વળી જાય છે તથા વિવર્ણ થઈ જાય છે—ટીકા

ગરમીમા નાખ્યુ હોય, અને તે સુકાઈને, તનડીને જેવુ ચીમળાઈ જાય તેવુ તેમનુ માથુ સૂકુ તથા લૂખુ, દેખાતુ હતુ હાડકા ચામડી અને શિરાઓને લીધે જ તે માથુ છે એમ દેખાતુ હતુ બાકી તેમા માસ કે લોહી તો હતા જ નહી[1]

તેમના પગ, જાઘ અને સાથળ સુકાઈ ગયા હતા તેમનુ પેટ મેડોળ, પડખા આગળ ઊચુ થયેલુ કેડ આગળ કાચમાની પીઠ જેવુ દેખાતુ, તથા અગ્રે ચોટી ગયેલુ દેખાતુ હતુ તેમની પાસળીઓ ઉપર ઉપસી આવી હતી તેમના કરોડ ગુના હાડકા માળાના મણકાની પેઠે ગણી શકાતા હતા, તેમની છાતીનો ભાગ ગગાના મોજાની હાર જેવો દેખાતો હતો તેમના બાહુ સુકાઈ ગયેના સાપ જેવા દેખાતા હતા, તેમના હાથના આગલા ભાગ ઘોડાની લગામના ઢીલા થઈ ગયેલા ચોકડાની જેમ લબડતા હતા તેમના માથાનો ડો કપવાયુ થયો હોય તેમ ડોલ્યા કરતો હતો તેમનુ વદન કમન કરમાઈ ગયુ હતુ તેમનુ મો ઘડાની પેઠે ઊડડેનુ રહેતુ હતુ અને તેમની આખો ઊડી ઊતરી ગઈ હતી

એક વખત મહાવીર ભગવાન ફરતા ફરતા રાજગૃહ નગરમા આવી પહોચ્યા તે વખતે નગરજનો, શ્રેણિક રાજા વગેરે તેમના દર્શને આવ્યા શ્રેણિક રાજાએ ભગવાન પાસેથી ધર્મોપદેશ સાભળીને તેમને વદન તથા નમસ્કાર કર્યા અને કહ્યુ, 'હે ભગવન્! તમારા આ ઇન્દ્રભૂતિ વગેરે ચૌદહજાર

---

1 આવુ જ વર્ણન ઉપરના બીજા અવયવોની બાબતમા પણ સમજવુ માત્ર પેટ કાન જીભ અને હોઠની બાબતમા હાડકા નથી હોતા માત્ર ચામડી અને શિરાઓ લેવી

શ્રમણ-સાધુઓમાં ધન્ય સાધુ જ મહા દુષ્કર સાધના કરનાર, તથા કર્મોનો ભારે ક્ષય કરનાર છે ને ?'

ભગવાન મહાવીરે ધન્ય સાધુનું બધું જીવનચરિત્ર તે રાજાને કહી સંભળાવ્યું, તથા કહ્યું કે ખરેખર ધન્ય સાધુ જ મારા ચૌદ હજાર સાધુઓમાં મહા દુષ્કર સાધના કરનાર, તથા કર્મોનો ભારે ક્ષય કરનાર છે

ત્યારબાદ શ્રેણિક રાજાએ ધન્ય સાધુને પણ પ્રદક્ષિણા-નમસ્કારાદિ કરીને કહ્યું હે દેવાનુપ્રિય! તમને ધન્ય છે! તમે ભારે પુણ્યશાળી છો! તમે કૃતાર્થ છો તથા તમે તમારા મનુષ્યજન્મનું ફળ પૂરેપૂરું પ્રાપ્ત કર્યું છે! એમ કહી તેમને તથા મહાવીર ભગવાનને ફરી વંદન-નમસ્કાર કરી તે પોતાને ઘેર પાછા ફર્યા

વખત જતાં ધન્ય સાધુનું શરીર હાડ જ હાડ થઈ ગયું ત્યારે તેમણે જાતી સાધુની પેઠે વિચાર કરી, ભગવાનની અનુમતિથી વિપુલ પર્વત ઉપર જઈ મારણાંતિક સંલેખના વ્રત સ્વીકાર્યું અને એક મહિનાના ઉપવાસ વડે દેહત્યાગ સાધ્યો તેમનો સાધુપણાનો કુલ સમય ૯ માસ જેટલો હતો. પછી તે સર્વાર્થસિદ્ધ નામના અનુત્તર દેવલોકમાં ઉત્પન્ન થયા ત્યાં તેમનું આયુષ્ય ૩૩ સાગરોપમ વર્ષનું હતું ત્યાંથી ચ્યવી મહાવિદેહક્ષેત્રમાં જન્મી, તે સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થશે

# ટિપ્પણ

ત્રીજા વર્ગમા ધન્યની પેઠે ભદ્રા શેઠાણીનો સુનક્ષત્ર પુત્ર સમજીને એની જ રીતે કથા કહેવી તેમના સાધુપણાનો કાળ બહુ વર્ષ જાણવો

ત્રીજાવર્ગની બાકીની આઠ કથાઓ પણ સુનક્ષત્રની પેઠે જ સમજવી તેમના નામ ઇસિદાસ, પેલ્લઅ રામપુત્ત ચન્દિમ પિટ્ઠિમા પેઢાલપુત્ત પોટ્ઠિલ અને વેહલ્લ સમજવા પહેલા બેને રાજગૃહના જાણવા બીજા બેને સાકેતના ત્રીજા બેને વાણિજ્યગ્રામના સાતમાને હસ્તિનાપુરનો અને આઠમાને રાજગૃહનો કહેવો પહેલા સાતની માતા ભદ્રા સમજવી, પહેલા સાતની સ્ત્રીઓ ૩૨ સમજવી તેમને જિતશત્રુ રાજા મહાવીર પાસે લઈ જાય પરંતુ છેલ્લા વેહલ્લની બાબતમા તેનો પિતા તેને લઈ જાય વેહલ્લનો સાધુપણાનો કાળ ૬ માસનો સમજવો બાકીના સાતનો બહુ વર્ષ બધાનો છેવટનો ઉપવાસ મહિનાનો સમજવો બધા સર્વાર્થસિદ્ધ અનુત્તર દેવલોકમા ઉત્પન્ન થાય અને મહાવિદેહમા સિદ્ધ-બુદ્ધ-અને મુક્ત થાય

## સ્તુતિ

મહાવીર ભગવાન ધર્મના આદિકર્તા છે તીર્થંકર છે, અન્યના ઉપદેશ વિના સ્વયં તત્ત્વબોધ પામેલા છે પુરુષોમાં શ્રેષ્ઠ છે સકલ લોકમાં શ્રેષ્ઠ છે સમગ્ર જગતના નાથ, પ્રદીપ રૂપ પ્રકાશક અભયદાન દેનારા, જ્ઞાનરૂપી નેત્ર આપનાર માર્ગપ્રદર્શક કેવલજ્ઞાની શઠતારહિત રાગદ્વેષને જીતનાર જિન સકલ તત્ત્વના જ્ઞાતા, જાતે બુદ્ધ અને મુક્ત હોઈ અન્યને બોધ તેમ જ મુક્તિ અપાવનારા સર્વજ્ઞ, અને સર્વદર્શી છે તથા શિવ–અચલ–રોગરહિત–અનંત–અક્ષય–અવ્યાબાધરહિત–અને પુનરાવૃત્તિરહિત એવા સિદ્ધગતિ નામના સ્થાનને પ્રાપ્ત થયેલા છે તેમણે અનુત્તરોપપાતિકદશા નામનું નવમું અંગ આ પ્રમાણે કહેલું છે

આ અંગમાં એક જ ખંડ છે પણ ત્રણ વર્ગો છે તે ત્રણ નિયમ થઈ ઉપદેશ કરવાના છે

जहा महातलायस्स सन्निरुद्धे जलागमे ।
उस्सिंचणाए तवणाए कमेण सोसणा भवे ॥
एवं तु संजयस्सावि पावकम्मनिरासवे ।
भवकोडिसंचियं कम्मं तवसा निज्जरिज्जइ ॥

જેમ કોઈ મોટા તળાવને સૂકવી નાખવું હોય તો પ્રથમ તેમાં નવું પાણી દાખલ થવાના માર્ગો બંધ કરી અંદરનું પાણી ઉલેચીને સૂકવી નાખવું જોઈએ, તેમ સાધક ભિક્ષુએ પણ પ્રથમ નવાં પાપ કર્મ દાખલ થવાનાં આસ્રવોરૂપી દ્વારો બંધ કરી પછી કરોડો જન્મથી એકઠાં થયેલાં કર્મને તપ વડે દૂર કરવું જોઈએ '

[ઉત્ત૦ ૩૦/૫૬]

१

# ગૌતમકુમારની કથા

જૂના કાળમા દ્વારવતી (દ્વારિકા) નામે નગરી હતી તેનો વિસ્તાર નવ યોજનનો હતો, અને તેની લબાઈ બાર યોજન જેટલી હતી તેને ધનપતિ કુબેરની યોજના અનુસાર બાધવામા આવી હતી તેનો કોટ સોનાનો હતો તેના કાગરા જુદાજુદા પાચ રગના મણિઓના બનાવેલા હતા તે અલકાપુરી જેવી સુરમ્ય હતી, તે આનદ આમોદ અને ક્રીડાઉત્સવોથી હમેશા ગાજતી રહેતી હતી, તથા પ્રત્યક્ષ દેવલોક હોય તેવી મનોહર હતી

તે નગરીના ઈશાનખૂણામા રૈવતક[1] નામે પર્વત હતો તથા તેના ઉપર નદનવન નામે ઉદ્યાન હતુ

તે નગરીમા કૃષ્ણ વાસુદેવ રાજા રાજ્ય કરતા હતા તે કૃષ્ણ સમુદ્રવિજય વગેરે દશ દશાર્હો ઉપર[2], બલદેવ વગેરે પાચ મહાવીરો ઉપર, પ્રદ્યુમ્ન વગેરે સાડાત્રણ કરોડ કુમારો ઉપર, સાબ વગેરે સાઠહજાર સાહસિક વીરો ઉપર મહસેન

---

૧ તેને આજે ગિરનાર કહે છે

૨ ટીકાકાર અભયદેવ તેમના દશ નામ આ પ્રમાણે આપે છે સમુદ્રવિજય અક્ષોભ્ય સ્તિમિત સાગર, હિમવાન, અચલ ધરણ પૂરણ અભિચન્દ્ર વસુદેવ

વગેરે છપ્પન હજાર બળવીરો ઉપર, વીરસેન વગેરે એકવીસ હજાર વીરો ઉપર, ઉગ્રસેન વગેરે સોળહજાર રાજાઓ ઉપર, રુક્મિણી વગેરે સોળહજાર રાણીઓ ઉપર, અનંગસેના વગેરે હજારો ગણિકાઓ ઉપર, તથા બીજા પણ અનેક માંડલિકો, યુવરાજો, શેઠો, વેપારીઓ વગેરે ઉપર અર્થાત્ અધા ભરતખંડ ઉપર રાજ્ય કરતા વિચરતા હતા.

તે નગરીમાં અંધકવૃષ્ણિ નામે રાજા રહેતો હતો. તેને ધારિણી નામે રાણી હતી. તેને એક વખત સ્વપ્નમાં એવું દેખાયું કે જાણે એક સિંહ આકાશમાંથી ઊતરી, તેના મુખમાં પ્રવેશ કરે છે. આવું સ્વપ્ન જોઈ, તે જાગી ઊઠી. પછી રાજાને જગાડી એ સ્વપ્નની વાત તેણે તેને કહી. રાજાએ આનંદિત થઈને તેને કહ્યું કે એ સ્વપ્ન કોઈ તેજસ્વી પુત્રનો જન્મ સૂચવે છે.

બીજે દિવસે રાજાએ સ્વપ્નપાઠકોને બોલાવી, તેમને રાણીના સ્વપ્નનું ફળ નિશ્ચિત કરીને કહેવા જણાવ્યું. તેમણે કહ્યું: 'હે દેવાનુપ્રિય! આ સ્વપ્ન એવું સૂચવે છે કે રાણીને નવ માસ અને સાડાસાત દિવસ વીત્યા બાદ કુલધ્વજ સમાન પુત્ર થશે. તે કાં તો રાજ્યનો પતિ થશે અથવા ભાવિતાત્મા સાધુ થશે.'

વખત જતાં રાણીએ ઉત્તમ પુત્રરત્નને જન્મ આપ્યો. તે વખતે પ્રજાજનોએ દશ દિવસ ધામધૂમથી જન્મમહોત્સવ કર્યો. રાજાએ બારમે દિવસે સગાસંબંધીઓને બોલાવી તેમની સમક્ષ પુત્રનું નામ ગૌતમ પાડ્યું.

ગૌતમકુમાર વિદ્યાકળા ભણીને મોટો થયા બાદ તેને આઠ કન્યાઓ સાથે પરણાવવામાં આવ્યો. તે વખતે તેના

માતાપિતાએ ઉત્તમ પ્રકારનું પ્રીતિદાન આપ્યું, અને તેને આઠ મહેલો તથા તેમની બરાબર મધ્યમાં સેંકડો થાંભલાવાળું એક ભવન બંધાવી આપ્યું. તેમાં તે કુમાર અપૂર્વ ભોગો ભોગવતો વિહરવા લાગ્યો.

એક વખત તીર્થંકર અરિષ્ટનેમિ ફરતા ફરતા તે નગરમાં આવી પહોંચ્યા. તે વખતે તેમના દર્શને સૌ પ્રજાજનો ટોળે મળીને ગયા.[1] તેમને જતા જોઈ ગૌતમકુમાર પણ ત્યાં ગયો, અને ભગવાનનો ધર્મોપદેશ સાંભળી, અત્યંત હર્ષિત થઈ, તેમની પાસે દીક્ષા લઈ સાધુ થવા, માતપિતાની પરવાનગી માગવા લાગ્યો.

અનેક પ્રશ્નોત્તર, તથા મનામણી–ડરામણી વગેરે બાદ તેના માતપિતાએ દુઃખિત ચિત્તે તેને સાધુ થવાની પરવાનગી આપી. પછી ભગવાને તેને પ્રવ્રજ્યા આપી. ગૌતમમુનિ પણ તેમનો ઉપદેશ સારી રીતે સ્વીકારી, તેમની આજ્ઞા મુજબ વર્તવા લાગ્યા. તે ચાલવા–બોલવા–માગવા–લેવા–મૂકવા–નાખવા વગેરેમાં બહુ સાવધાન રહેતા. વળી તે મન–વાણી–કાયાની ક્રિયામાં સાવધાન હતા, તેમને વશ રાખનાર હતા, ઇંદ્રિયનિગ્રહી હતા, સુસંયત બ્રહ્મચારી હતા, તથા ત્યાગી, સરળ, ધન્ય, ક્ષમાશીલ, જિતેંદ્રિય, શુદ્ધવ્રતી, નિરાકાંક્ષી, ઉત્સુકતાદિના સંયમમાં જ ચિત્તવૃત્તિવાળા, સુંદર સાધુપણામાં રત, તથા દમનશીલ હતા. એ પ્રમાણે નિર્ગ્રંથ શાસ્ત્ર અનુસાર તે વિચરતા હતા.

---

1. મૂળમાં ચાર પ્રકારના દેવો પણ આવ્યા, એમ છે. દેવોના ચાર પ્રકારો માટે જુઓ આ માળાનું 'તત્ત્વાર્થસૂત્ર', પુરવણી અ૦ ૪ સૂ. ૧ ૫ ઇ૦

તે ગૌતમમુનિએ, ભગવાનના વૃદ્ધ શિષ્યો પાસે સામાયિક આદિ ૭ આવશ્યક ક્રિયાઓનો વિધિ શીખી લીધો તે જેમકે, ૧ સામાયિક એટલે સમતા ધારણ કરી સર્વ પ્રકારનું દુર્ધ્યાન તજીને ધર્મધ્યાન કરવું તે ૨ ચતુર્વિંશતિસ્તવ, એટલે કે ચોવીસ તીર્થંકરોનાં નામ લઈને સ્તુતિ કરવી તે ૩ વન્દન, એટલે કે વન્દનયોગ્ય ધર્માચાર્યોનું વિધિપૂર્વક નમન કરી, તેમની આગળ પોતે દિવસ દરમ્યાન કરેલા દોષો કહી બતાવવા તે ૪ પ્રતિક્રમણ એટલે કે શુભ આચારોમાંથી ખસી અશુભ આચારોમાં જે ગમન કર્યું હોય, તેમાંથી પાછા શુભ આચારો તરફ આવવું તે ૫ કાયોત્સર્ગ, એટલે કે સ્થિર શરીરે ધ્યાન કરવું તે અને ૬ પ્રત્યાખ્યાન એટલે કે અમુક ન કરવાનો નિયમ લેવો તે[1]

ત્યાર બાદ તેમણે અગિયાર અંગોનું[2] જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું

અરિષ્ટનેમિ પછી દ્વારકાથી બહાર ચાલી નીકળ્યા એક વખત ગૌતમ અરિષ્ટનેમિ પાસે આવ્યા અને કહેવા લાગ્યા 'હે ભગવન્! આપ પરવાનગી આપો તો હું પ્રતિમાવ્રત આચરવા ઇચ્છું છું

પછી ભગવાનની રજા મળતાં, તેમણે બારે પ્રતિમાઓ વિધિપૂર્વક આરાધી તેમનો વિધિ આ પ્રમાણે છે ગચ્છથી

---

૧ આ અર્થો મૂળના નથી.

૨. અગિયાર અંગોમાંના એક અંગમાંની કથામાં જ આવો ઉલ્લેખ આવવો વિચિત્ર લાગે છે તેનાથી એટલું જ સિદ્ધ થાય છે કે, અત્યારે મળતાં અંગોમાં પાછળથી સારી પેઠે સુધારા-વધારા થયેલા છે

બહાર એકલા રહી, એક મહિના સુધી અન્ન અને પાણીની એક 'દત્તિ' વડે જ જીવવું, તે પહેલી પ્રતિમા ['દત્તિ' એટલે દાન દેનાર જ્યારે અન્ન કે પાણી પીરસે ત્યારે એક ફેરે એક ધારમાં જ જેટલું આવે તેટલું જ ખાઈ ને જીવવું તે] બીજી પ્રતિમામાં બે માસ સુધી અન્ન અને પાણીની બે 'દત્તિ લેવાની હોય છે એ પ્રમાણે ત્રીજી ચોથી પાંચમી, છઠ્ઠી અને સાતમી પ્રતિમામાં અનુક્રમે ત્રણ, ચાર, પાંચ, છ, અને સાત દત્તિઓ અનુક્રમે ત્રણ, ચાર, પાંચ છ, અને સાત માસ સુધી લેવાની હોય છે આઠમી પ્રતિમામાં સાત રાત્રીદિવસ પાણી પીધા વિના એકાંતરા ઉપવાસ કરવાના હોય છે, અને પારણામાં આયંબિલ[1] કરવાનું હોય છે ગામની બહાર રહેવાનું હોય છે, ચત્તા કે પડખે સૂવાનું હોય છે તથા ઉભડક બેસીને જે કોઈ કષ્ટ પડે તે સહન કરવાનું હોય છે ૯ મી પ્રતિમામાં તેટલા જ રાત્રીદિવસ તે પ્રમાણે જ ઉભડક રહેવાનું હોય છે, તથા વાંકા લાકડાની પેઠે સૂવાનું હોય છે ૧૦ મી પ્રતિમામાં પણ તેટલા જ રાત્રીદિવસ તે પ્રમાણે જ ગોદોહાસન અને વીરાસનમાં રહેવાનું તથા સંકોચાઈને બેસવાનું હોય છે ૧૧ મી પ્રતિમામાં પાણી વિનાનો છ ટંકનો ઉપવાસ કરવાનો હોય છે અને એક રાત્રીદિવસ ગામ બહાર હાથ લંબાવીને રહેવાનું હોય છે ૧૨ મી પ્રતિમામાં આઠ ટંકનો ઉપવાસ કરી, એક રાત્રી નદી વગેરેને કાંઠે ભેખડ ઉપર આંખો પટપટાવ્યા વિના રહેવાનું હોય છે

---

૧ એટલે કે ઘી, દૂધ વગેરે રસ વિનાનું ભાત વગેરે અન્ન એક વાર ખાવું અને ગરમ પાણી પીવું તે

ગૌતમ મુનિએ આ બારે પ્રતિમાઓ સૂત્ર અનુસાર, આચાર અનુસાર, માર્ગ અનુસાર, સત્યતાપૂર્વક, અને સારી રીતે સ્પર્શી પાળી, શોભાવી અને સમાપ્ત કરી.[1]

ત્યાર પછી ગૌતમ મુનિએ ભગવાન પાસેથી 'ગુણરત્ન-સંવત્સર' નામનું તપ સ્વીકારવાની પરવાનગી માગી અને તે તપ પણ આગળ (પા. ૯૯ ઉપર) જણાવ્યા પ્રમાણે બરાબર પાળ્યું.

પરંતુ તે તપ આચર્યા બાદ તે અત્યંત દુર્બળ થઈ ગયા, અને તેમને વિચાર આવ્યો કે, 'હું અનેક પ્રકારના તપકર્મથી દૂબળો થઈ ગયો છું અને બોલતાં બોલતાં પણ થાકી જાઉં છું તથા ચાલું છું ત્યારે પણ સૂકાં પાંદડાં વગેરેથી ભરેલી સગડીઓ દસડાતી હોય તેવો અવાજ થાય છે. આવી સ્થિતિમાં પણ જ્યાં સુધી હજુ મારામાં ઊઠવાની શક્તિ છે, ત્યાં સુધી મારા ધર્માચાર્ય ભગવાન અરિષ્ટનેમિ પાસે જઈને મરણાંત ઉપવાસ સ્વીકારું અને શત્રુંજય પર્વત ઉપર જઈ સંલેખના વ્રતથી દેહત્યાગ કરું.'

એ પ્રમાણે કરી ભગવાનની પરવાનગી મેળવ્યા બાદ ગૌતમ મુનિ શત્રુંજય પર્વત ઉપર થોડા ઉત્તમ સ્થવિરો સાથે ચડ્યા, અને કાળી શિલાનો ભાગ જોઈ-તપાસી, પાસે મળ-મૂત્રનાં સ્થાનો પણ સંભાળી લઈ શિલા ઉપર દાભનો સંથારો પાથરી, પૂર્વ દિશામાં મુખ રાખી પદ્માસને બેસી, દશે નખ સહિત

---

[1] આ પ્રતિમાઓ આચરવાની શાસ્ત્રગત પૂર્વતૈયારી વગેરે વિગતો માટે જુઓ આ માળાનું શ્રીભગવતી-સાર પુસ્તક પા. ૧૮૦ ૧ અથવા શ્રીહરિભદ્રસૂરિકૃત શ્રીપંચાશ. ૧૮ ગા૦ ૧ થી ૨૦

બને હાથ ભેગા કરી તથા માથા સાથે અડકાડી, આ પ્રમાણે બોલ્યા

'અરિહંત ભગવંતો, સિદ્ધો વગેરેને નમસ્કાર! દૂર રહેલા ભગવાન અરિષ્ટનેમિને હું અહીં રહ્યો રહ્યો વંદન કરું છું, અને ત્યાં રહેલા ભગવાન અરિષ્ટનેમિ અહીં રહેલા મને જુઓ. મે પહેલાં પણ ભગવાન પાસે અહિંસા વગેરેના નિયમો મરતા સુધી પાળવાનું કહીને સ્વીકાર્યા હતા, અત્યારે પણ તેમની પાસે તે બધા નિયમો લઉં છું, તથા સર્વ પ્રકારની ખાવાની વસ્તુનો, સર્વ પ્રકારની પીવાની વસ્તુનો, સર્વ પ્રકારના મેવા મીઠાઈનો, અને સર્વપ્રકારના મસાલા-મુખવાસો એમ ચારે જાતના આહારનો જીવું ત્યાં સુધી ત્યાગ કરું છું. વળી દુઃખ દેવાને અયોગ્ય, ઇષ્ટ કાંત, અને પ્રિય એવું જે મારું શરીર છે, તેને પણ હું મારા છેલ્લા શ્વાસોચ્છ્વાસે ત્યાગી દઈશ.'

આ પ્રમાણે ખાનપાનનો ત્યાગ કરી, ગૌતમ મુનિએ ઝાડની પેઠે સ્થિર થઈ, મૃત્યુની આકાંક્ષા વિના રહેવા માંડ્યું.

તે પ્રમાણે સાઠ ટંકો ખાધાપીધા વિનાના જતાં તે ગૌતમ મુનિ પ્રાણરહિત થયા, અને સર્વકર્મોનો ક્ષય કરી, સિદ્ધ-બુદ્ધ-તથા મુક્ત થયા. તેમના સાધુપણાનો કુલ કાળ બાર વર્ષનો હતો.

# ટિપ્પણ

## ૧

આ સૂત્રના પહેલા વર્ગમાં આવી બીજી નવ કથાઓ સમજવી તેમના નામ સમુદ્ર સાગર ગભીર, સ્તિમિત અચલ કાંપિલ્ય અક્ષોભ પ્રસેનજિત્ અને વિષ્ણુ

## ૨

બીજા વર્ગમા પણ અક્ષોભ સાગર સમુદ્ર હિમવત્, અચલ ધરણ પૂરણ અને અભિચન્દ્ર એ આઠ કથાઓ એ પ્રમાણે જ કહેવી તેમના સાધુપણાનો કાળ ૧૬ વર્ષનો સમજવો

## ૩

ત્રીજા વર્ગમા તેર કથાઓ છે અણીયસ (અનીકયશ) અણંતસેણ (અનંતસેન) અજિયસેણ (અજિતસેન) અણિહયરિઊ (નિહતારિ) દેવસેણ (દેવસેન) સત્તુસેણ (શત્રુસેન) સારણ ગજ, સુમુખ દુર્મુખ કૂપક દારુક અનાદૃષ્ટિ

તેમાંથી અણીયસની કથા આ પ્રમાણે સમજવી ભદ્દિલપુર નગર જિતશત્રુરાજા નાગ નામનો ગૃહસ્થ, તેની સુલસા ભાર્યા અને અણીયસ પુત્ર તેને ૩૨ સ્ત્રીઓ અરિષ્ટનેમિ પાસે પ્રવ્રજ્યા લે ૧૪ પૂર્વ ભણે વીસ વર્ષ સાધુપણું પાળે અને શત્રુંજય ઉપર દેહ છોડે બાકી બધુ સમાન

પછીની પાંચ કથાઓ પણ એ પ્રમાણે જ સમજવી

સાતમી કથામા દ્વારવતી નગરી વસુદેવ રાજા, ધારિણી દેવી, સ્વપ્નમા સિંહ સારણ કુમાર ૫૦ સ્ત્રીઓ ૧૪ પૂર્વોનું અધ્યયન બાકી બધુ ગૌતમની કથાની માફક

ત્યાર પછીની ગજસુકુમારની આઠમી કથા આગળ સવિસ્તર આપી છે

## ૨

# ગજસુકુમારની કથા

એક વખત તીર્થંકર અરિષ્ટનેમિ ફરતા ફરતા દ્વારકામાં આવી પહોંચ્યા તે વખતે તેમની સાથે છ સાધુઓ હતા તે છયે સાધુઓ એક જ માને પેટે એક સાથે જન્મેલા છ ભાઈઓ હતા તેઓની આકૃતિ બરાબર સરખી જ હતી, તેમનો વર્ણ તથા ઉમર પણ એકસરખા જ હતા તેઓ નીલકમળ, પાડાનું શીંગડું, અને અતસીના ફૂલ સરખા (શ્યામ) વર્ણના હતા, તેમને કાને ધતૂરાના ફૂલ સમાન આકારના કુંડળ[1] હતા, તેઓ કુબેરના પુત્ર[2] નલ–કુબ્બરની પેઠે શોભતા હતા

તેમણે જે દિવસે દીક્ષા લીધી હતી, તે દિવસથી જ અરિષ્ટનેમિ ભગવાનની પરવાનગીથી નિરંતર છઠ છઠના ઉપવાસ કર્યા કરવાનો તેમણે નિયમ લીધો હતો દ્વારકામાં આવ્યા બાદ, પોતાના ઉપવાસના પારણાનો સમય થતાં તેમણે ભગવાન

---

૧ ટીકાકાર આ વિશેષણના અર્થની બાબતમાં સાશંક છે કારણ કે સાધુને માટે કંઈ બીજું ખાસ આભરણ ન હોય બીજાઓ તો 'દગકુસુમ જેવા ભદ્ર અર્થાત્ સુકુમાર' એવો પાઠ લઈને આ મુશ્કેલી ટાળે છે પરંતુ એમ લાગે છે કે જન્મથી જ તેમને આવા કુંડળ શરીરસંબદ્ધ જ પ્રાપ્ત થયા હતા મહાભારતમાં કર્ણ વગેરેની બાબતમાં આવા ઉલ્લેખો આવે છે

૨ ટીકાકાર નલકુબ્બરને વૈશ્રમણ (કુબેર)ના પુત્ર કહે છે જો કે સાથે જણાવે છે કે દેવોને તો વસ્તુતાએ પુત્ર હોતા નથી, પણ લોકરૂઢિ પ્રમાણે આ અર્થ કર્યો છે

ટેકરીમાં ભિક્ષા માગવા નીકળ્યા છીએ એટલે કદાચ તમને લાગ્યુ હશે કે, એ જ જણા વારંવાર એક જ ઘેર ભિક્ષા માગવા આવે છે।"

આટલુ કહી તેઓ પોતાને રસ્તે ચાલતા થયા ત્યાર બાદ દેવકીરાણીને આ પ્રમાણે વિચાર આવ્યો "પોલાસપુરમાં હું નાની હતી ત્યારે કુમારશ્રમણ અતિમુક્તકે[1] મને કહ્યુ હતુ કે તને એક જ સમાન વર્ણના તથા આકૃતિના નલ-કુબેર જેવા આઠ પુત્રો થશે, આખા ભરતખંડમાં બીજી કોઈ માને તેવા પુત્રો નહીં થાય પરંતુ આ તો પ્રત્યક્ષ જ એમનું વચન જૂઠું પડતુ લાગે છે ભરતખંડમાં બીજી સ્ત્રીઓ પણ તેવી છે, કે જેમને એક સાથે જન્મેલા, નલકુબેર જેવા પુત્રો છે માટે આજે અરિષ્ટનેમિ ભગવાન પાસે જઈને આ વાતનો ખુલાસો પૂછી આવું

આવો વિચાર કરીને ઉત્તમ વાહનમાં[2] બેસી વધાવી, તેમાં બેસી ભગવાન પાસે ગઈ ત્યાં તો ભગવાને પોતે

[1] તે કંસનો નાનો ભાઈ થતો હતો તે નાનપણથી જ સાધુ થઈ ગયો હતો દેવકીનો સાતમો પુત્ર કંસને મારશે એવુ પણ તેણે જ ભાખ્યુ હતુ

[2] વાહનના વિશેષણ જલ્દી ચાલવાવાળા પ્રશસ્ત અને સદૃશ રૂપવાળા, સમાન ખરી અને પુચ્છવાળા સમાન શિંગડાવાળા, સોનાના આભરણોથી યુક્ત ચાલવામાં ઉત્તમ પાની ઘંટડીઓથી યુક્ત સુવર્ણમય સૂતરની નાથ વડે બાંધેલા નીલકમલના શિરપેચવાળા બે ઉત્તમ બળદોથી યુક્ત, અનેક પ્રકારની મણિમય ઘંટડીઓના સમૂહથી વ્યાપ્ત, ઉત્તમ કાષ્ઠમય ધૂસરું અને જોતરની બે દોરીઓ ઉત્તમ રીતે જેમાં ગોઠવેલી છે તેવો, પ્રવર લક્ષણયુક્ત ધાર્મિક યાને શ્રેષ્ઠ રથ

જ તેના મનની વાત જાણી ગઈ, તો જવાબ આપ્યો, કે 'હે દેવાનુપ્રિયે! તું ધારે છે તેમ જ છે. તે છ તારા જ પુત્રો છે, બીજી કોઈને તેવા પુત્રો નથી. પરંતુ વાત એમ બની છે કે, ભદ્દિલપુર નગરમાં નાગ નામે ગૃહસ્થ રહેતો હતો. તેની સુલસા નામની ભાર્યા. બાળપણમાં જ કોઈ નિમિત્તશાસ્ત્ર જાણનાર જોશીએ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે 'આ છોકરી મરેલાં બાળકોને જ જન્મ આપશે.' એ સાંભળીને નાનપણથી જ સુલસાએ હરિણૈગમેષિ[1] દેવની ભક્તિ કરવા માંડી હતી. તેણે તે દેવની એક મૂર્તિ કરાવી હતી તથા રોજ સવારમાં નાહી પરવારી ભીને કપડે જ મોંઘાં ફૂલો વડે તે તેનું પૂજન કરતી તથા તેના ચરણે વંદી પગે લાગતી. ત્યાર બાદ તે આહાર-નીહાર પરવારતી કે કપડાં બદલતી. સુલસાની આ નમ્રતાભરી ભક્તિ-પૂજા-શુશ્રૂષાથી તે દેવ ઘણો પ્રસન્ન થયો. તેથી તેણે તને (દેવકીને) તેમ જ સુલસાને એક સાથે ઋતુધર્મવાળી કરી અને તમને બંનેને એક સાથે જ ગર્ભ રહ્યા. સુલસાએ જે મરેલા પુત્રોને જન્મ આપ્યો તે લઈને હરિણૈગમેષિ દેવે તારી પાસે મૂકી દીધા અને તેં જે જીવતા પુત્રોને જન્મ આપ્યો તે લઈને તેણે સુલસાની પાસે મૂકી દીધા. એટલે એ છયે તારા પુત્રો છે, સુલસાના નથી."

આ સાંભળી હર્ષિત તથા સંતુષ્ટ થઈ, ભગવાનને નમસ્કાર કરી દેવકી જ્યાં પેલા છ સાધુઓ હતા ત્યાં ગઈ, અને તેમને વંદન-નમસ્કાર કર્યા.

---

૧ દેવેન્દ્ર શક્રની પાયદળ સેનાનો અધિપતિ. મહાવીરનો ગર્ભ પણ તેણે જ બ્રાહ્મણીના પેટમાંથી ખસેડી ક્ષત્રિયાણીના પેટમાં મૂક્યો હતો. જુઓ આ માળાનું 'આચારધર્મ' પુસ્તક પા. ૧૬૮.

તે વખતે એકીટસે તેમને નીરખતા નીરખતા તેના સ્તનમાંથી દૂધની ધારા છૂટી તેનાં લોચન પ્રેમાશ્રુથી ભીંજાઈ ગયાં તેનું શરીર હર્ષથી પ્રફુલ્લ થતાં તેનો કંચુક વિસ્તીર્ણ થયો તેના બાજુબંધ તૂટી ગયા, અને વર્ષાની ધારા પડતાં કદંબનું ફૂલ બની જાય તેમ તેનાં રૂંવાટાં ઊભાં થઈ ગયાં લાંબો વખત તેમને નીરખ્યા બાદ, તે તેમને તેમજ અરિષ્ટનેમિ ભગવાનને નમસ્કાર કરી, પોતાના વાહનમાં બેસી પોતાને ઘેર પાછી આવી, અને સીધી પોતાની પથારીમાં જઈને પડી

બહુ જ ઓછું આવવાથી, ત્યાં આળોટતાં આળોટતાં તે વિચારવા લાગી કે, મને નલકૂબર જેવા સાત સાત પુત્ર થયા પણ એકેનું બચપણ મે અનુભવ્યું નહીં[1] આ કૃષ્ણ વાસુદેવ પણ છ-છ મહિને એક વાર મને નમસ્કાર કરવા મારી પાસે આવે છે તે સ્ત્રીઓને ધન્ય છે તે સ્ત્રીઓ ખરેખર પુણ્યશાળી છે, કૃતાર્થ છે, સુલક્ષણી છે, તથા તેમનો આ તરીકેનો મનુષ્યજન્મ સફળ થયો છે, કે જેમને પોતાને પેટે જન્મેલા, ધાવવા માટે આતુર, તથા કાલુંકાલું મધુર બોલતા, મુગ્ધ બાળકો સ્તન આગળથી નીચે ખોળામાં સરી પડે છે, તથા તેમના કમળ જેવા કોમળ હાથ પકડીને તેમને ફરી ખોળે લેવા જતાં તેઓ પાછા ફરીફરી કાલુંકાલું બોલી મધુર અવાજો કરે છે પણ હું એવી અભાગી પાપણી છું, કે મને એવું એક પણ બાળક ઉછેરવાનું ન મળ્યું' હતાશ થઈને જમીન તરફ નજર કરી, હાથ ઉપર માથું મૂકી, તે આવું આવું વારંવાર ચિંતવવા લાગી

---

1 કૃષ્ણને પણ કંસના હાથમાંથી બચાવવાને જન્મતાંવેંત ગોકુળમાં નંદને ત્યાં ખસેડી દેવામાં આવ્યા હતા

આ તરફ કૃષ્ણ વાસુદેવ નાહી ધોઈ, અલંકારાદિથી વિભૂષિત થઈ, દેવકીરાણીને પગે લાગવા માટે આવ્યા. તે વખતે દેવકીની ઉદાસ દશા દેખી તે તેમના પગ પકડી તેમને પૂછવા લાગ્યા: 'હે મા! પહેલાં તો તમે મને દેખી બહુ રાજી થતાં હતાં, પણ આજે હું આ શું જોઉં છું? તમે કેમ ઉદાસ જેવાં દેખાઓ છો?'

ત્યારે દેવકીએ તેમને પોતાની વાત વિગતવાર કહી સંભળાવી. એટલે કૃષ્ણે તરત જ તેમને કહ્યું: 'હે મા! તમે હવે એ વિષેની ચિંતા કરવી છોડી દો. મને નાનો ભાઈ થાય તે માટે હું બનતી કોશિશ તરત જ કરીશ.' ત્યાર બાદ દેવકીમાતાને પ્રિય લાગે તેવાં વચનો વડે આશ્વાસન આપી કૃષ્ણ ત્યાંથી નીકળી પોતાની પૌષધશાળામાં ગયા અને હરિણૈગમેષિ દેવને બોલાવવા માટે ખુદ બ્રહ્મચર્ય ધારણ કરી આઠ ટંકના ઉપવાસનું વ્રત સ્વીકાર્યું; તથા શરીર ઉપરનાં આભૂષણો, માળા, વિલેપન અને શસ્ત્રમુશળાદિનો ત્યાગ કરી પોતે એકલા ત્રણ દિવસ દર્ભની પથારી ઉપર તીવ્ર સંકલ્પ કરતા બેઠા.

તપની પૂર્ણાહુતિ સાથે કૃષ્ણના અઠ્ઠમ પૂરું થવા ટાણે પ્રેરાયેલા જ હરિણૈગમેષિનું આસન ચલિત થયું અને પોતાને કૃષ્ણ યાદ કરે છે તેવું જાણતાં જ, તે ઉતાવળી ગતિથી માર્ગમાં આવતા અસંખ્ય દ્વીપો અને સમુદ્રો ઓળંગતો ઓળંગતો કૃષ્ણની પૌષધશાળામાં આવી પહોંચ્યો. આવતાં વેંત જ તેણે કૃષ્ણને, પોતાને યાદ કરવાનું કારણ પૂછ્યું. કૃષ્ણે કહ્યું: 'હે દેવાનુપ્રિય! મારી માતાને પેટે મારો નાનો ભાઈ જન્મે એવી મારી ઇચ્છા છે.'

હરિણેગમેષિએ કહ્યું 'હે દેવાનુપ્રિય ! દેવલોકમાંથી ચ્યવીને એક જીવ તારા બાળક તરીકે ઉત્પન્ન થશે. યુવાવસ્થામાં આવતાં તે અરિષ્ટનેમિ પાસે દીક્ષા લઈને સાધુ થશે.' આટલું કહી, તે પોતાને સ્થાને પાછો ચાલ્યો ગયો.

ત્યારબાદ એક વખત દેવકીએ સ્વપ્નમાં એક સિંહને પોતાના મુખમાં પેસતો જોયો. પછી નવ મહિને દેવકીએ હાથીના તાળવા જેવા લાલ રંગના સુકુમાર તથા સઘાની આંખે વળગે તેવા પુત્રને જન્મ આપ્યો. તેનો રંગ જપાના ફૂલ જેવો, લાલ બંધુજીવકના ફૂલ જેવો, અળતા જેવો, પારિજાતકના ફૂલ જેવો, તથા ઊગતા સૂર્ય જેવો લાલ હતો. તેનો વર્ણ હાથીના તાળવા સમાન હોવાથી તેનું નામ ગજસુકુમાર રાખવામાં આવ્યું.

બારે લાડ-પાન તથા લાડ-પાડમાં ઊછરતો તે ગજસુકુમાર ધીમે ધીમે મોટો થવા લાગ્યો તથા વિદ્યા-કળા ભણી યુવાવસ્થામાં આવી પહોંચ્યો.

તે વખતે દ્વારકા નગરીમાં સોમિલ નામે બ્રાહ્મણ રહેતો હતો. તે ઋગ્વેદાદિ વિદ્યાઓમાં પારંગત હતો. તેને સોમશ્રી નામે ભાર્યા હતી, અને સોમા નામની સુંદર, સુરૂપ, તથા લાવણ્યયુક્ત પુત્રી હતી.

એક વખત સોમા પોતાની સખીઓ સાથે રાજમાર્ગ ઉપર, સોનાના દડા વડે રમતી હતી. તે જ વખતે અરિષ્ટનેમિ પધાર્યા હોવાથી કૃષ્ણ ગજસુકુમારને સાથે લઈ, હાથી ઉપર બેસી, અરિષ્ટનેમિના દર્શને જતા હતા. તેમની ઉપર કોરંટ પુષ્પની માળાઓ યુક્ત છત્ર ધારણ કરવામાં આવ્યું હતું, તથા ઉત્તમ શ્વેત ચામરો તેમની આજુબાજુ ઢોળવામાં આવતા હતા.

હરિણેગમેષિએ કહ્યું 'હે દેવાનુપ્રિય! દેવલોકમાંથી ચ્યવીને એક જીવ તારા ભાઈ તરીકે ઉત્પન્ન થશે. યુવાવસ્થામાં આવતાં તે અરિષ્ટનેમિ પાસે દીક્ષા લઈને સાધુ થશે.' આટલું કહી, તે પોતાને સ્થાને પાછો ચાલ્યો ગયો.

ત્યારબાદ એક વખત દેવકીએ સ્વપ્નમાં એક સિંહને પોતાના મુખમાં પેસતો જોયો. પછી નવ મહિને દેવકીએ હાથીના તાળવા જેવા લાલ રંગના સુકુમાર તથા બધાની આંખે વળગે તેવા પુત્રને જન્મ આપ્યો. તેનો રંગ જપાના ફૂલ જેવો, લાલ બંધુજીવકના ફૂલ જેવો, અળતા જેવો, પારિજાતકના ફૂલ જેવો, તથા ઊગતા સૂર્ય જેવો લાલ હતો. તેનો વર્ણ હાથીના તાળવા સમાન હોવાથી તેનું નામ ગજ-સુકુમાર રાખવામાં આવ્યું.

બારે માસ તથા લાડપાડમાં ઊછરતો તે ગજસુકુમાર ધીમે ધીમે મોટો થવા લાગ્યો તથા વિદ્યા-કળા ભણી યુવાવસ્થામાં આવી પહોંચ્યો.

તે વખતે દ્વારકા નગરીમાં સોમિલ નામે બ્રાહ્મણ રહેતો હતો. તે ઋગ્વેદાદિ વિદ્યાઓનો પારંગત હતો. તેને સામશ્રી નામે ભાર્યા હતી, અને સોમા નામની સુંદર, સુરૂપ તથા લાવણ્યયુક્ત પુત્રી હતી.

એક વખત સોમા પોતાની દાસીઓ સાથે રાજમાર્ગ ઉપર, સોનાના દડા વડે રમતી હતી. તે જ વખતે અરિષ્ટનેમિ પધાર્યા હોવાથી કૃષ્ણ ગજસુકુમારને સાથે લઈ, હાથી ઉપર બેસી, અરિષ્ટનેમિના દર્શને જતા હતા. તેમની ઉપર કોરંટ પુષ્પની માળાઓ યુક્ત છત્ર ધારણ કરવામાં આવ્યું હતું, તથા ઉત્તમ શ્વેત ચામરો તેમની આજુબાજુ ઢોળવામાં આવતા હતા.

જતા જતા કૃષ્ણની નજર પેલી સોમા ઉપર પડી. તેના રૂપ-લાવણ્યથી તે ચકિત થઈ ગયા. તેમણે તરત પોતાના હજૂરિયાઓને બોલાવીને કહ્યું, "તમે આ કન્યાના પિતા પાસેથી એ કન્યા માગી લઈ, તેને કન્યાઓના અંતઃપુરમાં લઈ જાઓ. પછી તેને ગજસુકુમાર સાથે પરણાવીશું." પેલાઓએ પણ તરત તે આજ્ઞાનો અમલ કરી દીધો.

પછી કૃષ્ણ વગેરે અરિષ્ટનેમિ પાસે જઈ પહોંચ્યા અને તેમને વંદન કરી ધર્મોપદેશ સાંભળવા લાગ્યા. ત્યાર બાદ કૃષ્ણ તો ઘેર પાછા ફર્યા, પણ ગજસુકુમારે તો ભગવાનને નમસ્કાર કરી તેમની પાસે સાધુ થવાનો પોતે કરેલો નિશ્ચય નિવેદિત કર્યો.

ત્યાર બાદ ભગવાનની રજાથી તે પોતાના માતપિતા પાસે સાધુ થવાની રજા માગવા આવ્યા.

તેમના માતપિતાએ તેમને અનુકૂળ પ્રતિકૂળ એવી ઘણી ઘણી દલીલોથી[1] સાધુ ન થવાને સમજાવ્યા. કૃષ્ણે પણ એ વાત જાણી ગજસુકુમાર પાસે આવી દ્વારિકાની રાજગાદીએ તેમનો જ અભિષેક કરવાનું જણાવ્યું. પણ ગજસુકુમાર એકના બે ન થયા. ત્યારે છેવટે તેમના માતપિતાએ તેમને કહ્યું, "હે પુત્ર! બીજું તો કાંઈ નહિ, પણ અમે તારી એક દિવસની રાજ્યલક્ષ્મી નજરે જોઈ લેવા ઇચ્છીએ છીએ."

ગજસુકુમારે માતપિતાની તે આજ્ઞાનો સ્વીકાર કર્યો. પછી મોટી ધામધૂમથી ગજસુકુમારનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. ત્યાર બાદ તેમના માતપિતાએ તેમને પૂછ્યું

---

1. એ બધી દલીલો માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક પા. ૨૦ થી ૨૩.

'હે પુત્ર! અમે તને શું આપીએ? તારા હૃદયની શી ઇચ્છા છે?'

ત્યારે ગજસુકુમારે કહ્યું 'હે માતપિતા! મને બજાર-માંથી એક રજોહરણ અને પાત્ર એ બે વસ્તુઓ મંગાવી આપો, અને મારા કેશ કાપનારો માટે એક કાશ્યપ (હજામ)ને બોલાવો.'

તેમના માતપિતાએ તે પ્રમાણે તરત જ કર્યું. ગજ-સુકુમાર ગુ ગજા તરીકેનું આ 'છેલ્લું દર્શન છે' એમ સમજીને તેમની માતાએ રોતા રોતા તેમના કેશ વણી માનવૃત્તિથી ધર્યા લીધા અને સુગંધી પાણીથી ધોઈ, ગોશીર્ષ-ચંદનના રગડોથી, ધોળા કપડામાં બાંધી, રત્નના દાબડામાં બંધ કરીને એક પેટીમાં મૂક્યા અને તે પેટી ગજસુકુમારની હંમેશની યાદગીરી માટે પોતાના ઓશિકા નીચે રાખી

ત્યાર બાદ ગજસુકુમાર સ્નાન કરી, નાસિકાના નિશ્વાસથી પણ ઊડી જાય તેવું હંસલક્ષણું[1] વસ્ત્ર તેમજ યોગ્ય આભૂષણો પહેરી, શિબિકામાં બેસી, માતપિતા, કુટુંબ, અને પુરજનોના સમુદાય સાથે ભગવાન અરિષ્ટનેમિ પાસે આવી પહોંચ્યા રસ્તામાં માગધો વગેરેએ જયજયકાર શબ્દ સાથે તેમને નીચે પ્રમાણે આશીર્વાદ આપ્યો

'નહિ જિતાયેલી ઇંદ્રિયોને જીતજો શ્રમણ ધર્મને શોભાવજો ધૈર્યરૂપી કચ્છ બાંધી તપથી રાગદ્વેષરૂપી મલ્લનો હણજો, ઉત્તમ ધ્યાનથી કર્મોને મસળી નાખજો અને નિર્ભય થી દુઃખ-કષ્ટોની સેનાનો નાશ કરજો! તમારો માર્ગ વિઘ્નરહિત થાઓ!'

---

1 હંસની ભાતવાળું કે હંસ જેવું વાળું

ભગવાનની અનુજ્ઞા મળતા ગજસુકુમાર મહાકાલ સ્મશાનમા ગયા, અને ત્યા યોગ્ય સ્થાન જોઈ-તપાસી મહાપ્રતિમા વ્રત સ્વીકારી, મોં થોડુ નીચે રાખી હાથ લટકતા રાખી, આખ મટ-મટાવ્યા વિના એક જ પદાર્થ ઉપર નજર માંડી, શરીરને જરા આગળના ભાગમા નમતુ મૂકી, સર્વ ઇંદ્રિયોને વશમા રાખી, બને પગ એકઠા રાખી ઊભા રહ્યા

ત દિવસે સોમિલ બ્રાહ્મણ સમિધ વીણવા નગરીની બહાર નીકળી ગયો હતો સમિધ, દર્ભ, કુશ, તથા ચૂટેલા પાન એકઠા કરી, સધ્યાકાળે મહાકાલ સ્મશાન આગળ થઈ ને તે જતો હતો તે વખતે અધારુ થઈ ગયુ હતુ, અને લોકોનો અવરજવર બધ થઈ ગયો હતો તે વખતે અચાનક તેની નજરે ગજસુકુમાર મુનિ પડ્યા તેમને દેખતા જ તેને પોતાનુ વેર યા આ યુ અને એકદમ ગુસ્સે થઈ જઈ, તેણે વિચાર્યુ, 'ગજસુકુમાર આ ન ઇચ્છવા લાયક વસ્તુની ઇચ્છા કરતો'

પ્રકારનુ હોય, તેની બુદ્ધિ પણ વિશેષ પ્રકારની હોય તેણે ભગ વા દશ પૂર્વ જેટલો અભ્યાસ કરેલો હોવો જોઈએ તથા ઓછામા ઓછા નવમા પૂર્વની ત્રીજી વસ્તુ સુધી તો તેનો અભ્યાસ હોવો જ જોઈએ ઉપરાત દરેક પ્રતિમા અનુક્રમે લેવાની હોય છે તથા તે દરેકની પૂર્વતૈયારી પણ અમુક કાળ પહેલેથી કરવાની હોય છે પરતુ અહીં તો અરિષ્ટનેમિ પ્રભુએ પોતે રજા આપી હોવાથી એ બધા વિધિ નિયમો પડતા મુકાયા છે —સં

૧ એ બધી ગાળોની વિગત આ પ્રમાણે છે

અનિષ્ટ વસ્તુની ઇચ્છા કરનાર—મરણનો ઇચ્છુક નઠારા પરિણામવાળા લક્ષણોવાળો, હીણી પુણ્ય ચૌદશને દિવસે જન્મેલ (અર્થાત્ અત્યત ભાગ્યવતને જન્મસમયે જ તે ચૌદશ પૂર્ણ હોય છે)

અનંત તથા અનુત્તમ, એવું ઉત્તમ કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત થયું ત્યાર બાદ તે સિદ્ધ-બુદ્ધ અને મુક્ત થયા અને સર્વ દુઃખોનો અંત તેમણે પ્રાપ્ત કર્યો પાસે ઊભેલા દેવોએ તેમના ઉપર દિવ્ય સુગંધી જળનો વરસાદ વરસાવ્યો, પાંચ વર્ણના ફૂલ વેર્યાં, વસ્ત્રોને ધ્વજા તરીકે ફરકાવ્યા, વાજિંત્રોના નાદ સહિત દિવ્ય ગાન ગાયા, અને એ રીતે ગજસુકુમારના નત-પાવનને વધાવી લીધું

સવાર થતા કૃષ્ણ વાસુદેવ સ્નાનાદિ પરવારી, હાથી ઉપર બેસી, સૈનિકોના રસાલા સાથે, અરિષ્ટનેમિના દર્શને ચાલ્યા રસ્તામા તેમણે એક વૃદ્ધ કમજોર માણસને રસ્તા ઉપરના ઈંટોના મોટા ઢગલામાથી એક એક ઈંટ ઊંચકીને ઘરમા લઈ જતો જોયો તો જોઈ તેના ઉપર અનુકંપા લાવી, કૃષ્ણે જાતે એક ઈંટ ઉપાડી તેના ઘરમા મૂકી આપી તેમને તેમ કરતા જોઈ તેમની સાથેના અનેક પુરુષોએ થોડી જ વારમા આખો ઢગલો તેના ઘરમા ખસેડી આપ્યો

ત્યારબાદ કૃષ્ણ અરિષ્ટનેમિ પાસે ગયા, અને તેમને વંદન-નમસ્કારાદિ કર્યા બાદ, ગજસુકુમારને ત્યા ન જોતા પૂછવા લાગ્યા 'ભગવન્' મારા નાના ભાઈ ગજસુકુમાર અહીં કેમ નથી દેખાતા?'

ત્યારે અરિષ્ટનેમિએ કહ્યું 'હે કૃષ્ણ' ગજસુકુમારે પોતાનું કામ પૂરું કર્યું '

કૃષ્ણે પૂછ્યું 'તેમણે પોતાનું કામ કેવી રીતે પૂરું કર્યું?

ત્યારે અરિષ્ટનેમિએ ગજસુકુમારના દેહાતની વાત પહેલેથી માંડીને કહી સંભળાવી

પછી કૃષ્ણે પૂછ્યું 'હે ભગવન્' મારા ભાઈને કર્મોને મારી નાખનાર એ પુરુષનું નામ શું છે?'

ભગવાને કહ્યું 'હે કૃષ્ણ' તું તે પુરુષ પ્રત્યે વૈરવૃત્તિ ન કરીશ ગણ્યું કે તેણે તો વસ્તુતાએ ગજસુકુમારને મ કરી છે"

કૃષ્ણ પૂછ્યું હે ભગવન્' તેણે મારા ભાઈને કેવી રીતે મદ કરી છે?

ભગવાન કહ્યું હે કૃષ્ણ' તું અત્યારે મારા દર્શને આવતો હતો તેવામાં રસ્તામાં પેલા ઈંટો ઊંચકનારને જે રીતે જેવી મદદ કરી છે, તેવી જ રીતે પેલા પુરુષે પણ ગજસુકુમારનાં અનેક જન્મના સંચિત કર્મોને તેમના વખત પડવા ખખેરી નાખવામાં ગજસુકુમાર મુનિને સારી પેઠે મદદ કરી છે

ત્યાર બા કૃષ્ણે અરિષ્ટનેમિને પૂછ્યું, ભગવન્' એ પુરુષનું એંધાણ શું છે?

ત્યારે અરિષ્ટનેમિએ કહ્યું અત્યારે તને દ્વારકા નગરીમાં પેસતો દેખતા જ ત્યાં ઊભેલો જે માણસ જમીન ઉપર તૂટી પડી મરણ પામે તે માણસને તું તારા ભાઈનો ઘાતક જાણજે

ત્યાર બા કૃષ્ણ વાસુદેવ અરિષ્ટનેમિને વંદનાદિ કરી, હાથી ઉપર બેસી દ્વારકા તરફ પાછા ફર્યા

આ તરફ સોમિલ બ્રાહ્મણે મસાણના પહોરમાં જ વિચાર આવ્યો કે, કૃષ્ણ વાસુદેવ અરિષ્ટનેમિના દર્શને ગયા છે, અરિષ્ટનેમિ મારો અપરાધ જરૂર જાણી ગયા હશે અને કૃષ્ણને તે વિષે વાત કરશે એટલે પાછા ફરતા જ કૃષ્ણ મને જરૂર કમોતે મરાવી નાખશે માટે લાવ હું ભાગી જાઉં

# ટિપ્પણ

ત્રીજા વર્ગની નવમી કથામાં દ્વારકાનગરી બળદેવ રાજા ધારિણી રાણી સિંહનું સ્વપ્ન સુમુખ કુમાર—પચાસ કન્યાઓ ૧૪ પૂર્વોનું અધ્યયન વીસ વર્ષ સાધુપણું શત્રુંજય ઉપર મુક્તિ—બાકીનું બધું ગૌતમની કથા મુજબ

તે જ પ્રમાણે ૧૦મી અને ૧૧મી કથા પણ સમજવી માત્ર કુમારોના નામ અનુક્રમે દુર્મુખ અને કૂપક સમજવા ૧૨મી કથા પણ એ જ પ્રમાણે પણ કુમારનું નામ દારુક અને માતપિતાનુ નામ વાસુદેવ તથા ધારિણી તે જ પ્રમાણે ૧૩મી કથા પણ સમજવી કુમારનું નામ અનાદિષ્ટિ

૪

ચોથા વર્ગમાં દશ કથાઓ સમજવી કુમારોના નામ નીચે પ્રમાણે

જાલિ મયાલિ ઉપજાલિ પુરુષસેન વારિષેણ પ્રદ્યુમ્ન સાંબ અનિરુદ્ધ સત્યનેમિ અને દૃઢનેમિ

જાલિની કથા દ્વારિકા નગરી વસુદેવ રાજા ધારિણી રાણી જાલિકુમાર ૫૦ કન્યા બાર અંગોનું અધ્યયન ૧૬ વર્ષ સાધુપણું—બાકી બધુ ગૌતમ મુજબ—શત્રુંજય ઉપર મુક્તિ

એ પ્રમાણે મયાલિ ઉપજાલિ પુરુષસેન અને વારિષેણનુ સમજવુ

પ્રદ્યુમ્નનુ પણ તેમ જ સમજવુ પણ પિતાનુ નામ કૃષ્ણ અને માતાનુ નામ રુક્મિણી

તે જ પ્રમાણે સાંબનુ પણ સમજવુ પણ માતાનુ નામ જાંબવતી

એ જ પ્રમાણે અનિરુદ્ધનું પણ પરંતુ પિતાનું નામ પ્રદ્યુમ્ન અને માતાનુ નામ વૈદર્ભી

તેવુ જ સત્યનેમિનુ પણ પરંતુ પિતાનું નામ સમુદ્રવિજય અને માતાનુ નામ શિવા

તે જ પ્રમાણે દૃઢનેમિનું પણ

## ૩

# પદ્માવતીની કથા

દ્વારકા નગરીમાં કૃષ્ણવાસુદેવ રાજ્ય કરતા હતા તે વખતની વાત છે તેમને પદ્માવતી નામે રાણી હતી

એક વખત અરિષ્ટનેમિ ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા તેમને આવ્યા જાણી કૃષ્ણવાસુદેવ તેમના દર્શને ગયા પદ્માવતી રાણી પણ તેમને આવ્યા જાણી ખૂબ હર્ષિત થઈ તેમને દર્શને ગઈ ત્યારે ભગ૰ અરિષ્ટનેમિએ કૃષ્ણને તથા પદ્માવતી વગેરેને ધર્મોપદેશ આપ્યો

બધા વીખરાઈ ગયા બાદ, કૃષ્ણે અરિષ્ટનેમિને વંદનાદિ કરી પૂછ્યું 'હે ભગવન્! આ દેવપુરી જેવી દ્વારકા નગરીનો નાશ શાનાથી થશે?'

ભગવાને જવાબ આપ્યો 'હે કૃષ્ણ! આ દેવપુરી જેવી નગરીનો નાશ સુરા અગ્નિ અને દ્વૈપાયન[1] વડે થશે'

---

1 પરાશર મુનિને યમુનાના દ્વીપમાં કોઈ નીચ કુળની કન્યાના સેવનથી થયેલો પુત્ર સાંબ વગેરે યાદવકુમારોએ દારૂથી મસ્ત થઈને દ્વૈપાયન મુનિને મરણતોલ માર માર્યો તેથી મરતી વેળા દ્વારકાના યાદવોને બાળી નાખનાર તરીકે જન્મવાનો તેણે સંકલ્પ કર્યો પછી તે અગ્નિકુમાર દેવોમાં દેવ તરીકે ઉત્પન્ન થયો, તે દેવે પછી દ્વારકાને યાદવો સાથે બાળી નાખી માત્ર કૃષ્ણ-બલરામ બે જ જીવતા નીકળી શક્યા, એવી કથા છે. ત્રિષષ્ટિ૰ શલાકા૰ પર્વ ૮ સર્ગ ૧૧

આ સાભળી કૃષ્ણને બહુ ઓછુ આવ્યુ તેમને વિચાર આવ્યો કે જાલિ, મયાલિ, પુરુષસેન, વારિષેણ, પ્રદ્યુમ્ન વગેરે કુમારોને ધન્ય છે કે, તેઓએ ધન-સંપત્તિ, અંતઃપુર વગેરે સર્વસ્વ તજીને અરિષ્ટનેમિ પાસે સાધુપણાની દીક્ષા લઈ લીધી હુ જ એવો અભાગી-પાપી છુ કે, રાજ્ય, અંતઃપુર વગેરે સાનુષી કામભોગોમા આસક્ત રહીને ભગવાન અરિષ્ટનેમિ પાસે પ્રવ્રજ્યા લેતો નથી

પછી ભગવાને કૃષ્ણના મનમા ચાલતો વિચાર જાણી લઈ કૃષ્ણને કહ્યુ એવુ કદી થયુ નથી તથા એવુ કદી બનવાનુ નથી કે વાસુદેવો ધનસંપત્તિનો ત્યાગ કરીને સાધુપણાની દીક્ષા લે

કૃષ્ણ ભગવાનને પૂછ્યુ "એમ કેમ?"

ભગવાને કહ્યુ હે કૃષ્ણ! સર્વે વાસુદેવોએ[1] પૂર્વજન્મમા મરતી વેળા પોતાના સઘળા સામર્થ્ય થી અમુક પ્રકારનો સંકલ્પ[2] કરી દીધો હોય છે તેથી તેઓ આ જન્મમા બીજુ કશુ કરી શકતા નથી

---

૧ ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો ૯ પ્રતિવાસુદેવો તથા ૯ બળદેવો મળી ૬૩ શલાકાપુરુષો અર્થાત્ મહાપુરુષો કાળચક્રના દરેક ભાગ દરમ્યાન જન્મે છે

૨ ગજસુકુમારના પૂર્વ જન્મમા કૃષ્ણ પોતાની માતાને ધાવવા અવકાશમા હતા તેમની માતાએ તેમને જન્મતાવેંત દાસી પાસે નખાવી દીધા હતા પણ દાસી પાસેથી તેમના પિતા તથા ભાઈએ તેમને ગુપ્ત રીતે સાચવી ઉછેર્યા હતા એક વખત ગજસુકુમાર માતાના ખોળામા આવતા તેણે તેમને મારી-કૂટી ઘરની ખાળમા નાખી દીધા તેમની માતાને તેમના પ્રત્યે આ જન્મમા આવુ વેર થવાનુ કારણ એ હતુ કે પૂર્વજન્મમા તે સાપણ હતી

પછી કૃષ્ણે ભગવાનને પૂછ્યુ "હે ભગવન્! હુ અહીંથી મરી ગયા બાદ ક્યા જઈશ અને ક્યા ઉત્પન્ન થઈશ?"

ભગવાને જવાબ આપ્યો અગ્નિકુમાર દેવ બનેલો દ્વૈપાયન જ્યારે ક્રોધથી દ્વારકા નગરી બાળી નાખશે, ત્યારે પોતાના માતપિતાને એ અગ્નિમા જ બળતા છોડી,[1] તુ તથા બળરામ દક્ષિણ સમુદ્રને કિનારે પાડુ રાજાના પુત્ર યુધિષ્ઠિર વગેરે પાચ પાડવો પાસે પાડુમથુરા[2] ચાલ્યા જશો ત્યા કૌસબ વનમા વડના ઝાડ નીચે તુ પીતાબર ઓઢી શિલા ઉપર સૂતો સૂતો

---

તે વખતે દારૂ ભરીને આવતા યાદવોએ તેના હાડકા ભાંગી નાખ્યા હતા. આ અવાજ સાભળવા ખાતર જ તેને હેઠા નીચે પછાડી નાખી હતી પાછી ગહસ્તે સાધુપણું સ્વીકાર્યુ અને પોતાના તપના પ્રભાવથી બીજા જન્મમા પોતે વિશ્વ નાશ થાય એવો સકલ્પ કર્યો હતો —ત્રિષષ્ટિશલાકા૦ ભા ૮ સ ૧

૧ કૃષ્ણ તથા બળરામે માતપિતાને બચાવવા ઘણા પ્રયત્ન કર્યા હતા પણ દેવના પ્રભાવ આગળ તેમનુ કાઈ વળ્યુ નહોતુ

૨ પાવનુ મથુરા ? કથા એવી છે કે, પદ્મનાભ રાજાએ દ્રૌપદીનુ હરણ કર્યુ હતુ ત્યારે કૃષ્ણ સહિત પાડવો સમુદ્ર ઓળગી પદ્મનાભને હરાવી દ્રૌપદી પાછી લઈને આવતા હતા તે વખતે કૃષ્ણના બળની પરીક્ષા કરવા પાડવોએ ગગાનદી નાવમા બેસી પાર કરી લીધી અને કૃષ્ણ માટે નાવ પાછી ન મોકલી આથી કૃષ્ણને તરતા તરતા સામે પાર આવવુ પડ્યુ અને તેમા તે બહુ હેરાન થયા આ કારણે કૃષ્ણે પાડવોને દેશપાર કર્યા પછી કુતીની સમજાવટથી કૃષ્ણે તેમને દક્ષિણસમુદ્રના તટ ઉપર પાડુમથુરા નગરી વસાવીને રહેવાની પરવાનગી આપી હતી જુઓ આ માળાનુ ધર્મકથાઓ પુસ્તક ભા ૧૪૧-૩

આગમન કરનારા હશે, ત્યારે (તારો ભાઈ) જરાકુમાર[1] ધનુષ્ય ઉપર બાણ ચડાવી (તાકીને બાણ મારી) તારા ઉપર છોડશે. તે બાણ તારા પગમાં વાગવાથી જ તું મરણ પામશે, અને વાલુકાપ્રભા નામની ત્રીજી નરકભૂમિમાં નારકી તરીકે ઉત્પન્ન થશે.

પોતાની આવી અવગતિ સાંભળી કૃષ્ણ ઘણા ઉદાસ થઈ ગયા. ત્યારે અરિષ્ટનેમિએ તેમને કહ્યું, 'હે કૃષ્ણ! તારે ઉદાસ થવાની જરૂર નથી. તું નરકમાંથી નીકળી, આવતી ઉત્સર્પિણીમાં[2] પુંડ્ર દેશમાં આવેલા શતદ્વાર નગરમાં તું અમમ નામનો બારમો તીર્થંકર થઈશ; ત્યાં કેવળજ્ઞાની તરીકે ઘણો કાળ વિહાર કરી અંતે તું સિદ્ધ-બુદ્ધ-મુક્ત થઈશ.'

આ સાંભળી કૃષ્ણ વાસુદેવ એકદમ હર્ષિત થઈ ગયા, અને તાળી પાડી જોરથી કૂદી ઊઠ્યા, નાચી[3] ઊઠ્યા તથા સિંહ-ગર્જના કરવા લાગ્યા. ત્યાર બાદ ભગવાનને નમસ્કાર કરી તે ઘેર પાછા ફર્યા.

---

૧ પોતાને હાથે કૃષ્ણનું મૃત્યુ થવાનું છે એ જાણી તે બિચારો પહેલેથી જ દ્વારકા છોડી ચાલી નીકળ્યો હતો. પણ ભાગ્યવશાત્ અંતે કૃષ્ણ તેની પાસે જ જઈ પહોંચ્યા.

૨ જૈનો કાળચક્રના બે ભાગ પાડે છે: (૧) ચડતો — અર્થાત્ જેમાં સૌ સારાં વાનાં થતાં જાય છે તેવો — ઉત્સર્પિણી કાળ અને (૨) નીચે પડતો અર્થાત્ જેમાં સૌ બગડતું જાય છે તેવો અવસર્પિણી કાળ. ૧૦ x ( [illegible] x કરોડ ) સાગર વર્ષોની એક ઉત્સર્પિણી થાય અને તેટલાં જ વર્ષોની એક અવસર્પિણી થાય. જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૫૨.

૩ મૂળમાં 'ત્રિપદી' છે. ટીકાકાર એમ જણાવે છે કે મલ્લ રંગભૂમિ ઉપર જે ત્રણ પેંતરા ભરે છે તે ત્રિપદી.

ઘેર જઈ, સિંહાસન ઉપર પૂર્વ તરફ મો રાખીને બેઠા બાદ તેમણે પોતાના હજૂરિયાઓને બોલાવ્યા અને તેમને કહ્યું 'હે દેવાનુપ્રિયો! તમે દ્વારકા નગરીમાં ચારે બાજુ ઢંઢેરો પીટો કે દ્વારકા નગરીનો આગમાં વિનાશ થવાનો છે માટે જે કોઈ પુરુષ કે સ્ત્રી, કુમાર કે કુમારી અરિષ્ટનેમિ ભગવાન પાસે દીક્ષા લઈ સાધુ થવા ઇચ્છતું હશે, તે દરેકને કૃષ્ણ-વાસુદેવની રજા છે. અત્યારે દીક્ષા લીધા બાદ પસ્તાઈને કોઈ ફરી સંસારી થવા ઇચ્છશે, તો તેને પોતાના પહેલાનો ધંધો કરવાની છૂટ રહેશે. સાધુ થવા ઇચ્છતા દરેકનો ભારે ધામધૂમપૂર્વક નિષ્ક્રમણવિધિ કરવામાં આવશે.'

એ ઢંઢેરો સાંભળી પદ્માવતી રાણી અત્યંત હર્ષિત થઈ અરિષ્ટનેમિ પાસે ગઈ, અને દીક્ષા લેવાનો પોતે કરેલો નિરધાર સંભળાવી આવી. ત્યાર બાદ પાછી આવી જ્યાં કૃષ્ણ હતા ત્યાં ગઈ અને તેમની પાસે દીક્ષા લેવાની પરવાનગી માગવા લાગી.

કૃષ્ણે તેને પરવાનગી આપી તથા પોતાના હજૂરિયાઓને બોલાવી પદ્માવતી રાણીનો ભારે ધામધૂમથી નિષ્ક્રમણાભિષેક કરવા માટે પૂરતી તૈયારીઓ કરવાની આજ્ઞા આપી.

ત્યારબાદ પદ્માવતી રાણીને પાટ ઉપર બેસાડી, તેનો એકસોઆઠ સોના-રૂપા વગેરેના કલશો ભરીને સર્વ પ્રકારના જળ માટી-પુષ્પ ગંધ માલ્ય-ઔષધિ સરસવ વગેરે વડે ભારે ધામધૂમથી અભિષેક કરવામાં આવ્યો. પછી તેને સર્વ અલંકારોથી વિભૂષિત કરવામાં આવી. ત્યાર બાદ હજાર પુરુષો વડે ઊંચકાતી પાલખીમાં બેસાડી, નગરમાં થઈ તેને

રૈવતક પર્વત ઉપરના સહસ્રામ્રવણમાં લઈ જવામાં આવી ત્યાં અરિષ્ટનેમિ પાસે જઈ, તેમને વંદનાદિ કરી કૃષ્ણે કહ્યું
'હે ભગવન્! આ મારી પટરાણી પદ્માવતી મને અતિશય ઇષ્ટ, કાંત, પ્રિય, માનીતી તથા મનગમતી છે. તે સંસાર-ભયથી ઉદ્વિગ્ન થઈ, આપની પાસે દીક્ષા લેવા માગે છે. તો આપ તેનો શિષ્યા તરીકે સ્વીકાર કરો.'

ત્યાર બાદ પદ્માવતીએ ઈશાનખૂણા તરફ જઈ પોતાના બધા અલંકારો ઉતારી નાખ્યા તથા પોતાના વાળને પોતાને હાથે પાંચ મૂઠીઓ ભરીને ઉપાડી કાઢ્યા. ત્યાર બાદ ભગવાન પાસે જઈને તેણે, તેમને વંદનાદિ કરી કહ્યું

'હે ભગવન્! આ સંસાર સળગી રહ્યો છે, ભભૂકી રહ્યો છે તથા જરા અને મરણથી વ્યાપ્ત થયો છે. જેમ કોઈ ગૃહપતિ પોતાની એકની એક અમૂલ્ય ચીજને બળતા ઘરમાંથી બહાર કાઢી લે છે તેમ હે ભગવન્! આ બળતા સંસારમાંથી મારા પ્રિય અને ઇષ્ટ આત્માને ઉગારવા હું આપની પાસે પ્રવ્રજ્યા લઈ શિષ્યા તરીકે રહીશ અને આચારાદિ શીખીશ.'

ભગવાને પદ્માવતીનું કહ્યું સાંભળીને તેને જાતે જ પ્રવ્રજ્યા આપી, તથા પછી યક્ષિણી નામની આર્યાને શિષ્યા તરીકે સોંપી. પદ્માવતી તેમની પાસે રહી સામાયિક વગેરે ક્રિયાઓ તથા અગિયાર અંગગ્રંથો શીખી, તથા ચાર ટંક, છ ટંક, આઠ ટંક, દશ ટંક, બાર ટંક, પંદર ટંક, મહિનો વગેરેના ઉપવાસ કરતી વિવિધ તપકર્મો વડે પોતાના આત્માને ભાવિત કરવા લાગી.

પદ્માવતી આર્યાએ એ પ્રમાણે ૨૦ વર્ષ સાધ્વીપણું બરાબર પાળ્યું તથા અંતે સાઠ ટંકના ઉપવાસથી દેહનો અંત લાવીને, જે વસ્તુ માટે મુંડન કરાવ્યું હતું, બ્રહ્મચર્ય સ્વીકાર્યું હતું, સ્નાન છત્ર-જોડાનો ત્યાગ કર્યો હતો, ભૂમિ ઉપર સૂવું—પાટિયા ઉપર સૂવું—ભીખ માગવી—વગેરે નિયમો સ્વીકાર્યાં હતા, તથા પારકાનો તિરસ્કાર, માનાપમાન વગેરે સંકટો અને વિઘ્નો સહન કરવાનું મંજૂર રાખ્યું હતું, તે વસ્તુ પ્રાપ્ત કરી, અને અંતે સિદ્ધ-બુદ્ધ તથા મુક્ત થઈ સર્વ દુઃખોનો અંત આણ્યો.

# ટિપ્પણ

પાંચમા વર્ગમાં આ કથા પ્રમાણે જ બાકીની ગૌરી ગાંધારી લક્ષ્મણા સુસીમા જાંબવતી સત્યભામા રુક્મિણી મૂળશ્રી અને મૂળદત્તાની કથાઓ પણ સમજી લેવી. રુક્મિણી સુધીની રાણીઓ કૃષ્ણવાસુદેવની જાણવી. છેલ્લી બે જાંબવતીના પુત્ર સાંબની સ્ત્રીઓ સમજવી.

૬

છઠ્ઠા વર્ગમાં ૧૬ કથાઓ છે. આ વર્ગમાં તીર્થંકર મહાવીર સમજવા.

પ્રથમ કથા મકાઈ ગૃહપતિની છે. મહાવીરનો ધર્મોપદેશ રાજગૃહમાં સાંભળી તેણે પોતાનો કુટુંબભાર જ્યેષ્ઠપુત્રને સોંપી દીધો અને પોતે સાધુ થયો. ૧૧ અંગો ભણ્યો. બાકીનું બધું ખંદકકુમાર જેવું. અર્થાત્ પ્રતિમાઓ ગુણરત્ન તપ ૧૬ વર્ષ સાધુપણું વિપુલ પર્વત ઉપર સિદ્ધિ.

બીજી કથા કિંકમની સમજવી. તે પણ ઉપર પ્રમાણે જ.

ત્રીજી કથા મુદ્ગરપાણિની છે. તે આ રીતે વિસ્તારથી આપી છે.

## ૯

# મુદ્ગરપાણિની કથા

રાજગૃહ નગરમા શ્રેણિક રાજા રાજ્ય કરતો હતો અને ચેલણા નામે રાણી હતી તે જ નગરમા અર્જુનક નામે માળી રહેતો હતો તેને બંધુમતી નામે પત્ની હતી તે બહુ સુકુમાર તથા સ્વરૂપવાન હતી

તે માળીને રાજગૃહ નગરની બહાર એક મોટી વાડી હતી તે વાડી નીલીછમ રહેતી હોવાથી આઘેથી જાણે નીલી, અને લીલી દેખાતી હતી તથા ખૂબ ઠંડક દેતી હતી, તે રસપૂર્ણ હતી, વિવિધ વર્ણાદિ ગુણોયુક્ત હતી, લતા-વૃક્ષાદિના ઝૂંડ અને ઝાળાને કારણે તેમા ઘેરી, ઠંડી અને ભીની છાયા રહેતી હતી, અને આઘેથી જાણે કાળુ વાદળ ન ચડી આવ્યુ હોય તેવો તેનો આકાર દેખાતો હતો

તે વાડીની નજીક જ મુદ્ગરપાણિ નામના યક્ષનુ મંદિર હતુ તે મંદિર અર્જુનક માળીના બાપ-દાદાના વખતથી વંશપરંપરાએ ચાલ્યુ આવતુ હતું તે બહુ જૂનુ હતુ તથા બારે સતરાણુ મનાતુ હતુ તે યક્ષની મૂર્તિના હાથમા હજાર પલ[1] લોઢાની બનાવેલી ભારે મોગર હતી અર્જુનક માળી નાનપણથી જ તે મૂર્તિની ભક્તિ કર્યા કરતો હતો રોજ સવારમા તે છાબડી હાથમા લઈ, વાડીમા જતો અને

---

[1] પલ એટલે ચાર તોલા

અર્જુનકનો આવો વિચાર જાણી મુદ્ગરપાણિ યક્ષે તરત તેના શરીરમાં પ્રવેશ કર્યો, અને બધાં બંધન તડતડ તોડી નાખી પોતાની મોટી ગદા હાથમાં લીધી. પછી તે ગદા વડે પેલા છ પુરુષો અને સાતમી સ્ત્રીને તત્ક્ષણ મારી નાખ્યાં. પછી એ યક્ષના આવેશવાળો તે અર્જુનક માળી રોજ રાજગૃહ નગરની આસપાસ છ પુરુષો અને સાતમી સ્ત્રીને મારતો ફરવા લાગ્યો.

શ્રેણિક રાજાને આ વાતની ખબર પડતાં તેણે તરત નગરમાં ઢંઢેરો પિટાવ્યો[1] કે 'કોઈએ લાકડાં, ઘાસ, પાણી પુષ્પ ફળ માટે નગરની બહાર યથેષ્ટ રીતે ન નીકળવું, નહીં તો જાનનું જોખમ છે.'

હવે, તે નગરમાં સુદર્શન નામે શેઠ રહેતો હતો. તે શ્રી જૈન મતાનુયાયી શ્રમણોપાસક હતો. તે જીવ શું, અજીવ શું વગેરે ધર્મસિદ્ધાંતોનો જાણકાર હતો. તેને પાપ પુણ્યનું ભાન હતું. શાથી પાપકર્મ બંધાય છે, કેવી રીતે તેને ખંખેરી નાખી શકાય, શારીરિક વગેરે ક્રિયાઓમાંથી કઈ શુભ છે કે અશુભ છે તેમજ જીવનવ્યવહારનાં વિવિધ સાધનો માંથી કયાં સ્વીકાર્ય કે અસ્વીકાર્ય છે, એ બધું તે સમજતો હતો. જૈન સિદ્ધાંતમાં તે એવો ચુસ્ત હતો કે, દેવ વગેરે આવીને તેને ભમાવે તો પણ તે ચળે નહીં. તેને જૈન સિદ્ધાંતમાં જણાવેલ તત્ત્વો બાબત શંકા ન હતી, કે તેમાં જણાવેલ આચાર બાબત વિચિકિત્સા નહોતી. તેણે શાસ્ત્ર

---

૧ આવે પ્રસંગે મૂળમાં એમ હોય છે કે 'પોતાના માણસોને કહ્યું કે જાઓ, ઢંઢેરો પીટો અને પાછા તેમ કર્યાની ખબર મને પાછી વાળો.'

અર્જુનકનો આવો વિચાર જાણી મુદ્દગરપાણિ યક્ષે તરત તેના શરીરમા પ્રવેશ કર્યો, અને બધા બધન તડતડ તોડી નાખી પેલી મોટી ગદા હાથમા લીધી પછી તે ગદા વડે પેલા છ પુરુષો અને સાતમી સ્ત્રીને તત્ક્ષણ મારી નાખ્યા પછી એ યક્ષના આવેશવાળો તે અર્જુનક માળી રોજ રાજગૃહ નગરની આસપાસ છ પુરુષો અને સાતમી સ્ત્રીને મારતો વિચરવા લાગ્યો

શ્રેણિક રાજાને આ વાતની ખબર પડતા તેણે તરત નગરમા ઢઢેરો પિટાવ્યો[1] કે 'કોઈએ લાકડા, ઘાસ પાણી, પુષ્પ કે ફળ માટે નગરની બહાર યથેષ્ટ રીતે ન નીકળવુ, નહી તો જાનનુ જોખમ છે"

હવે, તે નગરમા સુદર્શન નામે શેઠ રહેતો હતો તે શેઠ જૈન મતાનુયાયી શ્રમણોપાસક હતો તે જીવ શુ, અજીવ શુ વગેરે ધર્મસિદ્ધાતોનો જાણકાર હતો તેને પાપ પુણ્યનો ખ્યાલ હતો શાથી પાપકર્મ બધાય છે, કેવી રીતે તેને ખખેરી નાખી શકાય, શારીરિક વગેરે ક્રિયાઓમાથી કઈ શુભ છે કે અશુભ છે તેમજ જીવનવ્યવહારના વિવિધ સાધનોમાથી કયા સ્વીકાર્ય કે અસ્વીકાર્ય છે, એ બધુ તે સમજતો હતો જૈન સિદ્ધાતમા તે એવો ચુસ્ત હતો કે, દેવ વગેરે આવીને તેને ભમાવે તો પણ તે ચળે નહી તેને જૈન સિદ્ધાતમા વર્ણવેલ તત્ત્વો બાબત શકા ન હતી, કે તેમા જણાવેલ આચાર બાબત વિચિકિત્સા નહોતી તેણે શાસ્ત્ર

૧ મૂળે પ્રસ્તુત સૂત્રમા એમ હોય છે કે પોતાના માણસોને કહ્યુ કે, આવો ઢઢેરો પીટો અને પછી તેમ કર્યાની ખબર મને પાછી વાળો

ધ્યયન કરી, તેના અર્થને નિર્ણીત કર્યો હતો, તથા જૈન સિદ્ધાંત ઉપર હાડોહાડ પ્રેમ વ્યાપેલ હોવાથી તે એમ કહેતો કે, 'આ સિદ્ધાંત જ અર્થરૂપ કે પરમાર્થરૂપ છે, બાકી બધું અનર્થ રૂપ છે.'

આ અરસામાં ભગવાન મહાવીર તે નગરની બહાર આવી પહોંચ્યા અને ગુણશીલક ચૈત્યમાં ઊતર્યા. તેમના આવ્યાની વાત ટૂંક સમયમાં આખા નગરમાં ફેલાઈ ગઈ. લોકો વાત કરવા લાગ્યા કે ભાઈ! એવા સાધુ ભગવંતનું નામ કે ગોત્ર પણ આપણા કાને પડી જાય તો પણ મોટું ફળ છે; તો પછી તેમની પાસે જઈ તેમને વંદવાથી અને તેમની સેવા કરવાથી તો કેટલું અધિક પુણ્ય પ્રાપ્ત થાય? આર્યપુરુષ કહેલું એક પણ આર્ય અને સુધાર્મિક વચન સાંભળવાથી પણ અતિ લાભ થાય છે; તો તેવો પવિત્ર ઉપદેશ સાંભળવાથી થતા લાભની તો વાત જ શી કરવી!

પરંતુ અર્જુનકમાળીની બીકથી કોઈ નગર બહાર જવાની હિંમત કરી શક્યું નહીં. સુદર્શન શેઠના જાણવામાં ભગવાન આવ્યાની વાત આવતાં જ તે તેમનાં દર્શને જવા માટે પોતાનાં માતાપિતાની રજા માગવા ગયો. તેનાં માતાપિતાએ તેને અર્જુનકમાળીની વાત કહી સમજાવીને નગર બહાર જઈને ભગવાનનાં દર્શન કરવાનું માંડી વાળવા ઘણું સમજાવ્યો. પણ તે તો એકનો બે ન થયો, ત્યારે નાછૂટકે તેમણે તેને જવાની રજા આપી.

સુદર્શન શેઠ નાહી ધોઈ શુદ્ધ થઈ, કપડાં પહેરી, ઘેરથી નીકળ્યો અને નગર બહાર નીકળી જ્યાં ગુણશીલક ચૈત્ય હતું તે તરફ આગળ વધવા લાગ્યો. એવામાં પેલા મુદ્‌ગરપાણિ

યક્ષે તેને જતો દેખ્યો એટલે તે ગુસ્સે થઈ, પોતાની ગદા વીંજતો વીંજતો તેના તરફ વેગથી આવવા લાગ્યો

સુદર્શને તેને આવતો જોઈ બીન્યા કે ગભરાયા વિના વસ્ત્ર વડે થોડી ભૂમિ સાફ કરી પછી દસ આંગળીઓ ભેગી કરી, માથે અંજલી જોડી ભગવાનને વંદન કરતો તે બોલ્યો 'અરિહંત ભગવંતો, સિદ્ધો વગેરેને નમસ્કાર અચળ સ્થાનને પામવાની ઇચ્છાવાળા શ્રમણ ભગવંત મહાવીરને નમસ્કાર! મે પહેલા પણ શ્રમણ ભગવંત મહાવીર પાસે સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, તથા સ્થૂલ ચૌર્યના ત્યાગની અને પોતાની સ્ત્રીથી જ સંતુષ્ટ રહેવાની અને ઇચ્છાઓની મર્યાદા બાધવાની મરતા સુધીની પ્રતિજ્ઞા લીધી જ છે પરંતુ હવે તો તેમની પાસે સર્વ પ્રકારની હિંસા, જૂઠ, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહનો મરતા સુધી ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લઉં છું[૧] તે ઉપરાંત સર્વ પ્રકારનો ક્રોધ, માન માયા, લોભ, રાગ દ્વેષ, કલહ, ખોટું આળ ચડાવવું ચાડી નિંદા, અરતિ-રતિ માયામૃષા, અને મિથ્યા સિદ્ધાંતોમાં માન્યતારૂપી શલ્ય—એ તેરનો પણ મરતા સુધી ત્યાગ કરું છું વળી સર્વપ્રકારનું ખાન પાન પણ મરતા લગી તજું છું આ સંકટમાથી હું કોઈ કારણે બચી જાઉં, તો મારે આ પ્રતિજ્ઞા પૂરી થયેલી ગણવી અને ન બચું, તો મરતા સુધી પાળવી' આ પ્રમાણે તેણે શરતી પ્રતિજ્ઞા લીધી

પછી પેલો મુદ્દગરપાણિ યક્ષ પોતાની ગદા હલાવતો હલાવતો સુદર્શન ઉપર ધસી આવ્યો, પરંતુ તેના તેજના

૧ અર્થાત્ પહેલાં ગૃહસ્થના અણુવ્રતો લીધા હતા હવે સાધુના મહાવ્રતો લે છે

પ્રભાવથી તેના ઉપર હુમલો ન કરી શક્યો પછી તે તેના સામુ ઊભો રહી તેની સામે નજર કરી, સાત્રો વખત ટગર ટગર જોઈ રહ્યા ત્યાર બાદ અર્જુનકનું શરીર છોડી, પોતાની ગદા લઈ પોતાને સ્થાને પાછો ચાલ્યો ગયો તે યક્ષ અર્જુનકના શરીરમાથી નીકળી જતા જ, અર્જુનક ધસ દઈને જમીન ઉપર ગબડી પડ્યો

પછી જ્યારે સુદર્શને જાણ્યું કે હવે જાનનું જોખમ નથી ત્યારે તેણે ખાન પાન વગેરે તજવાની પોતે લીધેલી પ્રતિજ્ઞા પૂરી થયેલી જાહેર કરી

થોડી વારમા અર્જુનક ભાનમાં હોશમા આવ્યો અને ઊઠીને બેઠો થયો તેણે સુદર્શનને પૂછ્યુ 'ભાઈ' તું કોણ છે, અને ક્યા જાય છે ?

સુદર્શને કહ્યું 'હું સુદર્શન નામનો શ્રમણોપાસક છુ તથા ગુણશીલક ચૈત્યમાં પધારેલા ભગવાન મહાવીરને વદન કરવા જાઉં છું'

ત સાભળી અર્જુનક પણ ભગવાનના દર્શન કરવા સાથે ગયો ભગવાને તે બંનેને ધર્મોપદેશ કર્યો પછી સુદર્શન તો પાછો ફર્યો પણ અર્જુનકે ત્યા ને ત્યા જ પાચ મૂઠીઓ ભરી માથાના વાળ ઉખાડી નાખ્યા, અને ભગવાન પાસે દીક્ષા લીધી

જે દિવસે તેણે ભગવાન પાસે દીક્ષા લીધી, તે દિવસે જ તેણે નિરંતર છ ટકનો ઉપવાસ કર્યો કરવાનું વ્રત પણ લીધુ પછી ભિક્ષાનો વખત થતા તે રાજગૃહ નગરમા ભિક્ષા માટે ગયો પરંતુ ત્યા તો સ્ત્રી-પુરુષ-નાના-મોટા સૌ તેને જોઈને 'આણે મારા પિતાને મારી નાખ્યો છે , 'આણે મારી માતાને

મારી નાખી છે ! ' 'આણે મારો ભાઈ-પત્ની-બહેન-પુત્ર પુત્રી-વહુ કે બીજા સગાસબંધી મારી નાખ્યા છે ' એમ કહી કહીને તેનો તિરસ્કાર કરવા લાગ્યા, તથા માર-પીટ કરવા લાગ્યા પરંતુ તે અર્જુનક સાધુ તો મનથી પણ તે બધા ઉપર જરા પણ દ્વેષ કર્યા વિના તે બધું યથાયોગ્ય રીતે સહન કરવા લાગ્યા ત્યાર બાદ નાના-મોટા સૌ કુળોમાં તે ભિક્ષા માટે ગયા. ત્યાં પણ તેમને અન્ન મળ્યું, તો પાણી ન મળ્યું, અને પાણી મળ્યું તો અન્ન ન મળ્યું પરંતુ અર્જુનક મુનિ તો દીન-વિમનસ્ક કલુષિત આકુલ-કે વિષાદયુક્ત બન્યા વિના પોતાના મનની શાંતિ કાયમ રાખી, જે મળ્યું તે લઈને પાછા આવ્યા, અને ભગવાનને તે બધું બતાવ્યા બાદ તેમની રજાથી, તેમણે તે ભોજનનો 'સાપ દરમાં પેસે તે પ્રમાણે (મોમાં સ્વાદ માટે મમળાવ્યા વિના) આહાર કરી લીધો

ત્યાર બાદ મહાવીર ભગવાન રાજગૃહમાંથી ચાલ્યા ગયા અર્જુનક સાધુ તો પોતે લીધેલા તે આકરા તપને છ મહિના સુધી પાળી, અંતે સંલેખના વ્રત સ્વીકારી, પંદર દિવસ ખાનપાનનો ત્યાગ કરીને મરણ પામ્યા, અને જે વસ્તુ માટે તેમણે સાધુ થઈને આ બધા આકરા દુઃખો સહન કર્યાં હતા, તે વસ્તુ પ્રાપ્ત કરીને સિદ્ધ બુદ્ધ અને મુક્ત થયા

# ટિપ્પણ

છઠ્ઠા વર્ગમાં બાકીની કથાઓમાંથી કાશ્યપ ક્ષેમક ધૃતિધર કૈલાસ હરિચંદન વારત્ત સુદર્શન પૂર્ણભદ્ર સુમનોભદ્ર સુપ્રતિષ્ઠ અને મેઘની કથાઓ મકાયીની કથા પેઠે જ સમજવી. તે બધાને ગૃહપતિ જાણવા. તેમની કથાઓમાં જે વિગતોનો ફેર છે તે આ પ્રમાણે

કાશ્યપ — રાજગૃહનગર શ્રેણિક રાજા ૧૬ વર્ષનું સાધુપણું

ક્ષેમ — કાકંદીનગરી ૧૬ વર્ષનું સાધુપણું

ધૃતિધર

કૈલાસ — સાકેતનગર ૧૨ વર્ષનું સાધુપણું

હરિચંદન

વારત્ત — રાજગૃહનગર ૧૨ વર્ષનું સાધુપણું

સુદર્શન — વાણિજ્યગ્રામ દ્યુતિપલાશક ચૈત્ય પાંચ વર્ષનું સાધુપણું

પૂર્ણભદ્ર

સુમનોભદ્ર — શ્રાવસ્તીનગરી ઘણાં વર્ષોનું સાધુપણું

સુપ્રતિષ્ઠ — સત્તાવીસ વર્ષનું સાધુપણું

મેઘ — રાજગૃહનગર બહુ વર્ષોનું સાધુપણું

છઠ્ઠા વર્ગની બાકીની કથાઓમાંથી અતિમુક્તકની કથા આગળ વિગતે આપવામાં આવી છે

## ૫

# અતિમુક્તકની કથા

પોલાસપુર નગરમાં વિજય નામે રાજા રાજ્ય કરતો હતો તેને શ્રીદેવી નામની રાણી હતી અને અતિમુક્તક નામનો કુમાર હતો તે બહુ સુકુમાર તથા સ્વરૂપવાન હતો

એક વખત મહાવીર ભગવાન ફરતા ફરતા પોલાસપુર આવી પહોંચ્યા અને નગર બહાર શ્રીવણ નામના ઉદ્યાનમાં ઊતર્યા તે વખતે તેમના પટ્ટશિષ્ય ઇન્દ્રભૂતિ ગૌતમ ભિક્ષાકાળે ભિક્ષા માગવા પોલાસપુરમાં ગયા અતિમુક્તકકુમાર નાહી-ધોઈ વસ્ત્રાલંકાર પહેરી ઘણા નાનામોટા બાળકો-છોકરા સાથે ઇન્દ્રના મંદિરમાં રમતો હતો ગૌતમને ત્યાં થઈને જતા જોઈ, અતિમુક્તકકુમાર તેમની પાસે દોડી ગયો અને તેમને પૂછવા લાગ્યો

તમે કોણ છો ? અને કેમ ફરો છો ?'

ત્યારે ભગવાન ગૌતમે તેને કહ્યુ 'અમે શ્રમણનિર્ગ્રંથો બ્રહ્મચારી, તપસ્વી, સાધુ છીએ, અને ભિક્ષા માટે અહીં નાના મોટા કુળોમાં ફરીએ છીએ'

એ સાભળી કુમારે કહ્યુ, 'ચાલો, હું તમને ભિક્ષા અપાવું' એમ કહી, ગૌતમની આગળી પકડી તે તેમને પોતાની માતા શ્રીદેવી પાસે લઈ ગયો શ્રીદેવી ગૌતમને આવતા દેખી હર્ષિત થઈ ને આસન ઉપરથી ઊભી થઈ તેણે

તેમને વંદન પ્રદક્ષિણાદિ કરી પુષ્કળ ભિક્ષા આપી. ગૌતમ ત્યાંથી જવા લાગ્યા ત્યારે કુમાર તેમને પૂછવા લાગ્યો, 'તમે ક્યાં રહ્યા છો?' ગૌતમે જવાબ આપ્યો, 'હે દેવાનુપ્રિય! મારા ધર્માચાર્ય ધર્મોપદેશક મહાવીર ભગવાન આ નગરની બહાર શ્રીવન ઉદ્યાનમાં ઊતર્યા છે; ત્યાં હું રહું છું.'

તે સાંભળી કુમારે કહ્યું, 'ચાલો, તેમને વંદન કરવા તમારી સાથે સાથે આવું.'

પછી અતિમુક્તકકુમાર ગૌતમ સાથે ભગવાન મહાવીર પાસે ગયો. ત્યાં જઈ તેણે તેમને પ્રદક્ષિણાદિ કરી નમસ્કાર કર્યો. ભગવાને તેને ધર્મોપદેશ આપ્યો. તે સાંભળી તે પ્રસન્ન થયો અને બોલ્યો, 'હે દેવાનુપ્રિય! હું મારા માતપિતાની રજા લઈ આવું; પછી આપની પાસે દીક્ષા લઈ સાધુ થવું છે.'

પછી અતિમુક્તકકુમાર પોતાના માતપિતા પાસે રજા લેવા આવ્યો. ત્યારે તેના માતપિતાએ તેને કહ્યું, 'ભાઈ! તું હજુ નાનો છે, તથા અણસમજુ છે; ધર્મ વિષે તું શું જાણે?'

ત્યારે તેણે કહ્યું, 'હે માતપિતા! હું જે જાણું છું, તે નથી જાણતો; અને જે નથી જાણતો તે જાણું છું.'

તેના માતપિતાએ તેને પૂછ્યું, 'એ કેવી રીતે?'

ત્યારે કુમારે જવાબ આપ્યો, 'હે માતપિતા! હું એટલું જાણું છું કે જે જન્મેલો અવશ્ય મરવાનો છે; પરંતુ કઈ વેળાએ, ક્યાં, કેવી રીતે અને કેટલું મોડું મરવાનું છે, તે હું નથી જાણતો. જીવો કયા કર્મો વડે નારક પશુ પક્ષી દેવ મનુષ્ય આદિ યોનિમાં ઉત્પન્ન થાય છે, તે હું નથી જાણતો; પરંતુ પોતાના

જીવ કર્મો વડે તેઓ તે તે યોનિમા ઉત્પન્ન થાય છે, તેટલુ હું જાણુ છુ આ પ્રમાણે હે માતપિતા! હુ જે જાણુ છુ, તે નથી જાણતો અને જે નથી જાણતો, તે જાણુ છુ માટે તમે મને સાધુ થવાની રજા આપો''

પછી જ્યારે તેના માતપિતા તેને ઘણુ ઘણુ સમજાવ્યા છતા એકનો બે ન કરી શકયા, ત્યારે છેવટે એક દિવસની તેની રાજ્યશ્રી જોવાની શરતે, તેમણે તેને સાધુ થવાની રજા આપવાનુ કબૂલ કર્યું પછી તેના માતપિતાએ ભારે ધામધૂમથી તેનો રાજ્યાભિષેક કર્યો

ત્યારબાદ અતિમુક્તે મહાવીર ભગવાન પાસે જઈ દીક્ષા લીધી, તથા ભગવાનના સ્થવિરો પાસે સામાયિકાદિ ક્રિયાઓ વગેરેનુ જ્ઞાન પ્રાપ્ત કર્યું ત્યારબાદ તપ અને સયમપૂર્વક ઘણા વર્ષો સુધી સાધુપણુ પાળી ગુણરત્ન નામનુ તપ યથાવિધિ આચરી, તથા અંતે અન્નપાનનો ત્યાગ કરી, વિપુલ પર્વત ઉપર તે મરણ પામ્યો, અને સિદ્ધ-બુદ્ધ-તથા મુક્ત થયો

૬

## કાલીની કથા

જૂના કાળમાં ચંપા નામે નગરી હતી. તેમાં કોણિક નામે રાજા રાજ્ય કરતા હતો. તે રાજાની કાલીદેવી નામે સાવકી મા હતી.

એક વખત મહાવીર ભગવાન ફરતા ફરતા તે નગરીમાં પધાર્યા. બધા સાથે કાલીદેવી પણ તેમના દર્શને ગઈ. ભગવાને સૌને ધર્મોપદેશ આપ્યો. તે ધર્મોપદેશ સાંભળી કાલીદેવી ઘણી પ્રસન્ન થઈ, સંતોષ પામી, અને જાણે પોતાનું અંતર ઊઘડી ગયું હોય, તેવી પ્રસન્નતા અનુભવવા લાગી. તેણે ભગવાનને વારંવાર નમસ્કાર કરીને કહ્યું:

'હે ભગવન્! તમારું કથન મને ગમ્યું છે, તેમાં મને રુચિ થઈ છે, વિશ્વાસ થયો છે, અને તે પ્રમાણે પુરુષાર્થપૂર્વક પ્રયત્ન કરીને હું સર્વથા મુક્ત થાઉં એમ ઇચ્છું છું.'

ત્યાર બાદ ભગવાને વિધિપૂર્વક કાલીદેવીને પ્રવ્રજ્યા આપી તથા તેને આર્યચંદના નામની આર્યાને શિષ્યા તરીકે સોંપી. કાલીદેવી તેમની પાસે સામાયિક વગેરે ક્રિયાઓ તથા અગિયાર અંગગ્રંથો શીખી તથા ચાર ટંક, છ ટંક, આઠ ટંક, દશ ટંક, બાર ટંક, પંદર ટંક, મહિનો વગેરેના ઉપવાસ કરતી વિવિધ તપકર્મો વડે પોતાના આત્માને ભાવિત કરવા લાગી.

રસભોજન — પછી ત્રીસ ટકનો — પછી રસભોજન — પછી બત્રીસ ટકનો — પછી રસભોજન — પછી ચોત્રીસ ટકનો — પછી રસભોજન — પછી ચોત્રીસ ઉપવાસો છ વખત — તે દરેક પછી રસભોજન — પછી ચોત્રીસ ટકનો ઉપવાસ — પછી રસભોજન — પછી બત્રીસ ટકનો — પછી રસભોજન — પછી ત્રીસ ટકનો — પછી રસભોજન — પછી અઠ્ઠાવીસ ટકનો — પછી રસભોજન — પછી છવ્વીસ ટકનો — પછી રસભોજન — પછી ચોવીસ ટકનો — પછી રસભોજન — પછી બાવીસ ટકનો — પછી રસભોજન — પછી વીસ ટકનો — પછી રસભોજન — પછી અઢાર ટકનો — પછી રસભોજન — પછી સોળ ટકનો — પછી રસભોજન — પછી ચૌદ ટકનો — પછી રસભોજન — પછી બાર ટકનો — પછી રસભોજન — પછી દશ ટકનો — પછી રસભોજન — પછી આઠ ટકનો — પછી રસભોજન — પછી છ ટકનો — પછી રસભોજન — પછી ચાર ટકનો — પછી રસભોજન — પછી આઠ ઉપવાસ છ વખત — તે દરેકને અંતે રસભોજન — પછી આઠ ટકનો ઉપવાસ — પછી રસભોજન — પછી છ ટકનો ઉપવાસ — પછી રસભોજન — પછી ચાર ટકનો ઉપવાસ — પછી રસભોજન

રત્નાવલી તપની આ પ્રથમ પરિપાટી થઈ તેમાં યથાવિધિ કુલ સમય એક વર્ષ, ત્રણ માસ અને બાવીસ રાત્રી-દિવસ જેટલો જાય

ત્યાર બાદ એ જ ક્રમે આખું તપ બીજી વાર કરવાનું પરંતુ દરેક ઉપવાસને પારણે હવે રસભોજન નહીં કરવાનું,

# ટિપ્પણો

આ આઠમા વર્ગમા [illegible] કથાઓ છે તેમના નામ કાલી સુકાલી મહાકાલી, કૃષ્ણા, સુકૃષ્ણા મહાકૃષ્ણા વીરકૃષ્ણા રામકૃષ્ણા પિતૃસેનકૃષ્ણા મહાસેનકૃષ્ણા

તેમા સુકાલીની કથા કાલીની કથાની જેમ જ જાણવી તે પણ શ્રેણિક રાજાની ભાર્યા, અને કોણિક રાજાની સાવકી મા થાય માત્ર તે રત્નાવલી તપને બદલે કનકાવલી તપ કરે રત્નાવલીમા ને કનકાવલીમા ફેર એટલો કે જ્યા રત્નાવલીમા ત્રણ (નાડીના અંતરમા મૂકેલા) સ્થળે છ છ ટંકના ઉપવાસ છે ત્યા કનકાવલીમા આઠ આઠ ટંકના ઉપવાસ ગણવા પ્રથમ પરિપાટીમા બધુ સમય એક વર્ષ પાચ માસ, અને બાર રાત્રી દિવસ થાય ચારે પરિપાટીમા મળીને પાચ વર્ષ નવ માસ અને અઢાર દિવસ થાય સુકાલીનો આર્યાપણાનો કાળ નવ વર્ષનો જાણવો

મહાકાલીની કથા પણ કાલીની જેમ જાણવી પરંતુ તેના તપનુ નામ ક્ષુદ્ર-સિંહ-નિષ્ક્રીડિત જાણવુ અર્થાત્ સિંહ જેમ આગળ એક પગલુ ભરે અને પાછળના રસ્તા ઉપર ફરી નજર કરી લે છે તેમ આ તપમા પણ કરે- આગળ વધીને પાછલે તેની પાછળનું તપ ફરી કરી લેવાનુ હોય છે જેમકે પ્રથમ ચાર ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી છ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી આઠ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી પાછો છ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી દશ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી પાછો આઠ ટંકનો ઉપવાસ —

પછી રસભોજન — એમ ચાલતાં ચાલતાં — વીસ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી અગાર ટંકનો ઉપવાસ — રસભોજન — (હવે અહીંથી પાછા વળવાનું) — પછી વીસ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી સોળ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી અગાર ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી ચૌદ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી સોળ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી બાર ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી ચૌદ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી દસ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી બાર ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી આઠ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી દશ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી છ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી આઠ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી ચાર ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી છ ટંકનો ઉપવાસ — પછી રસભોજન — પછી ચાર ટંકનો ઉપવાસ.

આ પ્રમાણે રસભોજનનું પારણું, વિકૃતિરહિત પારણું, અલેપ કૃતનું પારણું અને આયંબિલનું પારણું — એવા ચાર પ્રકારના પારણાંવાળી ચાર પરિપાટીઓ મળવી. એક પરિપાટીમાં છ મહિના સાત દિવસનો સમય જાય. ચારે પરિપાટી મળીને બે વર્ષ અને અઠ્ઠાવીસ દિવસ થાય.

કૃષ્ણાના કથામાં મહા-સિંહ-નિષ્ક્રીડિત તપ જણાવ્યું છે. તે તપ પણ ક્ષુદ્ર-સિંહ-નિષ્ક્રીડિતની જેમ જ શરૂ થઈને આગળ વધે. પણ વધતું વધતું ચોત્રીસ ટંકના ઉપવાસ સુધી પહોંચ્યા બાદ પાછું વળે. એક પરિપાટીમાં એક વર્ષ છ માસ અને અગાર દિવસ થાય. ચારે પરિપાટી મળીને છ વર્ષ બે માસ અને બાર રાત્રી દિવસ જેટલો સમય થાય.

સુકૃષ્ણાની કથામાં તપનું નામ સપ્તસપ્તમિકા ભિક્ષુપ્રતિમા. તેનું પ્રથમ સપ્તાહમાં રોજ અન્નની એક દત્તિ અને પાનની એક

દત્તિ સ્વીકારે બીજા સપ્ત મા રોજ અન્નની બે અને પાનની બે દત્તિ સ્વીકાર એમ ત્રીજા સપ્ત મા રોજ ત્રણ-ત્રણ ચોથામા રોજ ચાર-ચાર પાચમામા રોજ પાચ-પાચ છઠ્ઠામા રોજ છ-છ, અને સાતમામા રોજ સાત-સાત દત્તિઓ સ્વીકારે એમ કુલ ૪૯ રાત્રી દિવસ થાય, અને ભિક્ષા ૧૯૬ વાર લેવાય

આ તપ પૂરુ થયા બાદ અષ્ટઅષ્ટમિકા ભિક્ષુપ્રતિમા તપ સ્વીકારે ઉપર જ્યા સાત-સાત દિવસના સાત સપ્તકો હતા ત્યા આઠ-આઠ દિવસના આઠ અષ્ટકો ગણવા બાકીનો વિધિ તે મુજબ કુલ ૬૪ રાત્રી દિવસ થાય અને ભિક્ષા ૨૮૮ વાર લેવાય

પછી નવનવમિકા ભિક્ષુપ્રતિમા તપ સ્વીકારે તેમા નવ-નવ દિવસના નવ ઝૂમખા હોય કુલ રાત્રી દિવસ ૮૧ થાય અને ભિક્ષા ૪૦૫ વાર લેવાય

બાદ દશદશમિકા ભિક્ષુપ્રતિમા તપ સ્વીકારે, તેમા દશ દશના દશ ઝૂમખા ગણવા કુલ રાત્રીદિવસ ૧૦૦ થાય અને ભિક્ષા ૫૫૦ વાર લેવાય

મહાકૃષ્ણાની માફક ક્ષુદ્રસર્વતોભદ્ર તપ ગણવુ આ તપનો નકશો આ પ્રમાણે છે

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |

તેમા એકનો આંકડો છે ત્યા ચાર ટકનો ઉપવાસ સમજવો બેનો [illegible] ત્યા છ ટકનો ૩ નો છે ત્યા આઠ ટકનો ૪ નો છે ત્યા દશ ટકનો અને પાચનો છે ત્યા બાર ટકનો ઉપવાસ ગણવો પહેલી લીટી ડાબી બાજુથી શરૂ થાય અને જમણી બાજુ પાચ સુધી પહોચે પછી બીજી લીટી ૩ થી શરૂ થઈ ૨ સુધી પહોચે

એ પ્રમાણે દરેક લીટી સમજવી. પહેલી પરિપાટીમાં દરેક ઉપવાસ પારણે રસભોજન સમજવું. બીજી પરિપાટીમાં વિકૃતિરહિત ત્રીજીમાં અલ્પલેપ અને ચોથીમાં આયંબિલ.

એક પરિપાટી ત્રણ માસ અને દશ દિવસમાં પૂરી થાય. ચારે પરિપાટી મળીને કુલ સમય એક વર્ષ એક મહિનો, અને દશ દિવસનો થાય.

વીરકૃષ્ણાની કથામાં મહાસર્વતોભદ્ર તપ સમજવું. તેનો નકશો આ પ્રમાણે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૧ | | ૩ |
| ૭ | ૧ | | ૩ | ૪ | ૫ | ૬ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ |
| ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ |
| ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ |

આ આકૃતિની સમજ ઉપર લઘુસર્વતોભદ્ર પ્રમાણે સમજવી. માત્ર ૬ નો આંક ને બદલે ૧૮ દિવસનો ઉપવાસ અને સાતનો આંકડો અને ... દિવસનો ઉપવાસ એટલું અહીં વધારે છે.

એક પરિપાટી આઠ મહિના અને પાંચ દિવસે પૂરી થાય. ચારે પરિપાટીઓ બે વર્ષે આઠ માસ અને વીસ દિવસે પૂરી થાય.

રામકૃષ્ણાની કથામાં ભદ્રોત્તરપ્રતિમા નામનું તપ જાણવું. તેનો નકશો આ પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૭ | ૮ | ૯ | ૫ | ૬ |
| ૯ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૫ |
| ૮ | ૯ | ૫ | ૬ | ૭ |

અહી પાચ એટલે બાર ટકનો ઉપવાસ સમજવો, છ એટલે ૧૪ ટકનો સાત એટલે ૧૬ ટકનો, આઠ એટલે અઢાર ટકનો અને નવ એટલે વીસ ટકનો

બાકી બધુ ઉપર મુજબ પ્રથમ પરિપાટીમા છ મહિના અને વીસ દિવસનો સમય જાય ચાગ્ય પરિપાટી મળીને કુલ સમય બે વર્ષ બે માસ અને વીસ દિવસનો થાય

પિતૃસેનકૃષ્ણાની કથામા મુક્તાવલી તપ જાણવુ આ તપમા પ્રથમ ચાર ટકનો ઉપવાસ કરે પછી રસભોજન કરે — પછી ૬ ટકનો — પછી રસભોજન — પછી પાછો ચાર ટકનો — પછી રસભોજન — પછી આઠ ટકનો — પછી રસભોજન — પછી પાછો ચાર ટકનો — પછી રસભોજન — પછી દશ ટકનો — પછી રસભોજન — પછી પાછો ચાર ટકનો — પછી રસભોજન — એમ ૩૨ ટકનો — પછી રસભોજન — પછી ચાર ટકનો — પછી રસભોજન — પછી ચોત્રીસ ટકનો — પછી રસભોજન

આમ અહી સુધી આવ્યા બાદ અવળ ક્રમે પાછા ફરવુ [ અર્થાત્ — પછી ચાર ટકનો — પછી રસભોજન — પછી બત્રીસ ટકનો — પછી રસભોજન — પછી ચાર ટકનો — પછી રસભોજન — પછી ત્રીસ ટકનો ] એ પ્રમાણે છેવટે ચાર ટકે આવી પૂરુ થાય

એક પરિપાટિમા ૧૧ મહિના અને પદર દિવસો થાય[1] ચારે મળીને ત્રણ વર્ષ અને દશ મહિના થાય[2]

---

૧ જોકે હિસાબે તો ૧૧ માસ અને તેર દિવસ થાય બે દિવસ વધારાના શી રીતે આવ્યા તે સમજાતુ નથી, એમ અભયદેવ પોતે જ નોધે છે

૨ હિસાબે તો ત્રણ વર્ષ ૯ માસ અને ૨૨ દિવસ થાય ઉપર આઠ દિવસ વધારે આપ્યા છે, તેની બાબતમા પણ ઉપરની નોધની પેઠે સમજવુ

મહાસેનકૃષ્ણાની કથામાં આયંબિલ વર્ધમાન આચામ્લ વર્ધમાન તપ સમજવું તે આ પ્રમાણે

પ્રથમ એક આયંબિલ કરે, પછી ચાર ટકનો ઉપવાસ કરે —પછી બે આયંબિલ કરે — પછી પાછો ચાર ટકનો ઉપવાસ કરે — પછી ત્રણ આયંબિલ કરે — પછી પાછો ચાર ટકનો ઉપવાસ કરે — એમ એકએક આયંબિલ વધતા વધતા — સો આયંબિલ કરે — પછી પાછો ચાર ટકનો ઉપવાસ કરે

તેમાં કુલ ૧૪ વર્ષ ૩ માસ અને ૨૦ રાત્રી-દિવસ સમય થાય તેનો સાધ્વીપણાનો કાળ ૧૭ વર્ષનો જાણવો

કાલીથી માંડીને મહાસેનકૃષ્ણા સુધીની શ્રેણિકરાજાની રાણીઓનો સાધ્વીપણાનો કાળ આ પ્રમાણે જાણવો

પહેલી (કાલી)નો આઠ વર્ષનો બીજી (સુકાલી)નો નવ વર્ષનો એમ ક્રમે રાણી દીઠ એક એક વર્ષ વધતા વધતા અંતે દસમી (મહાસેનકૃષ્ણા) નો ૧૭ વર્ષનો

## અંતિમ વચન

આ સૂત્રમાં કુલ આઠ વર્ગો છે રોજનો એક વર્ગ એ હિસાબે આ સૂત્ર આઠ દિવસમાં પૂરું કરાય છે

# શુદ્ધિ

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૬ | ઇન્દ્રભૂતિ નામના | ઇન્દ્રભૂતિ (ગૌતમ) નામના |
| ૬૦ | ૨ | અગિયાર અંગોનું | સામાયિક આદિ અગિયાર અંગોનુ |
| ૬૨ | ૨૪ | પૂર્વભિવની | પૂર્વભવની |
| ૬૩ | ૨ | અધ્યાય | અધ્યયન |
| ૬૩ | ૭ | જિનદાસપુત્ર | જિનદાસ પુત્ર |
| ૧૪૬ | ૯ | વાસુદેવ | વસુદેવ (?) |